

ॐ

# સનાતન વેદાંત ધર્મ

માં

# અભય

# માર્ગનું દિગ્દર્શન

ॐ

# સનાતન વેદાંત ધર્મ

માં

તત્ત્વસિદ્ધાંતોથી સંમીલન થતા

## વિશ્વના પ્રચલિત ધર્મમાર્ગોથી થતું

સત્યસુખ—આનંદપ્રદ

# અભય માર્ગનું દિગ્દર્શન.

શ્રી શાસ્ત્ર, તત્ત્વજ્ઞોના વચનાનુભવે

લખનાર


## જે. કે. શર્મા.

કુડાપોર. પો. હાંસોટ.

જી. ભરૂચ.



| સંવત | છપાવી પ્રસિદ્ધ કરનાર | તા. ૧ લી |
|---|---|---|
| ૧૯૭૯ ના | પટેલ મોરારભાઇ જેઠાભાઇ | એપ્રીલ |
| ચૈત્ર સુદી પુર્ણીમા | મુ. સ્યાદલા. | સન ૧૯૨૩ |

નોછાવર જનલક્ષ.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ
૧૦૪૯૦

સર્વ મુમુક્ષુઓના હિતાર્થે છપાવી પ્રસિદ્ધ કરનાર
શ્રી નારાયણ કીર્તન સમાજ આશ્રયી
**પટેલ મોરારભાઇ જેઠાભાઈ**
મુ. સ્યાદલા તા. ઓરપાડ
પોસ્ટ સાયણ.

આ પુસ્તક સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "અનાવિલ"
પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવીંદજી ડાહ્યાભાઇ નાયકે છાપ્યું.

ॐ हरिः ॐ तत्सत्

શ્રી રામ કૃષ્ણ જય શરણને, શ્રી રામ કૃષ્ણ ગુણ ગાન.
શ્રી રામ કૃષ્ણ કૃપા અનુભવે, શ્રી રામ કૃષ્ણ પંથ લ્હાવ.

---

# ગ્રંથ લખવાનો મુળ ઉદ્દેશ.

આર્ય સનાતન વેદાંત ધર્મ નામક ગ્રંથનું દર્શન થતાં સાથે, પ્રથમ એવો પ્રશ્ન ઉદ્ભવવાનો સંભવ છે કે, વેદાંત ધર્મ સંબંધના અનેક ગ્રંથો વિદ્વાનો તરફથી પ્રકાશીત થઇ પ્રચાર થયેલા છે, છતાં આવો પુનર પ્રકાશ કરવાનું પ્રયોજન શું છે? આવા પ્રશ્નનો ઉત્તર દરેક ગ્રંથકારો પોતાના ગ્રંથોમાં પ્રકાશિત કરે છે તેમ પ્રકાશિત કરવા, આ ગ્રંથ લખવાનો મૂળ ઉદ્દેશ જણાવવા, કાંઇ પણ નવીન તત્ત્વ શોધવાનો દાવો કે મહાન પંડિતાઇ દર્શાવવાનો દાવો, અથવા તો કોઇ પણ સ્વાર્થને અવકાશ નથી. પણ જે તત્ત્વજ્ઞાને આજે હજારો વર્ષોની પૂર્વે મહાન તત્વજ્ઞોના અથાગ તપાદિ પરિશ્રમે, પરિપૂર્ણતાના ઉચ્ચ શિખરે, મનુષ્યના તત્ત્વ ચિંતવનના અંતિમ લક્ષ્યે પહોંચી, આ વિશ્વમાં પોતાની પૂર્ણતાનું દર્શન કરાવ્યું છે. અને જેના તત્ત્વ સિદ્ધાંતોએ, આર્ય પ્રજાનાં જીવન વ્યવહારમાં ઓત-

પ્રોત ગુંથાઇને, તેમની સર્વ પ્રકારની (તન, મન, ધન, જન, રાષ્ટ્ર આદિ) ઉન્નતિના મૂળ કારણરૂપનું દિવ્ય તેજ ઝળકાવ્યું હતું. અને તેથી એના સંરક્ષણ અર્થે, આર્ય્ય સંતાનોએ અનેક સંકટો સહન કરી પોતાના પ્રાણનું બલિદાન આપવાને કદી પણ પાછું જોયું નથી. પણ અફસોસ—

વર્તમાન સમયમાં, એશ તત્વજ્ઞાનમય ધર્મથી, આર્ય્ય સંતાનો અજ્ઞાત રહી, તેને કપોળ કલ્પિત, નકામો, તુચ્છ સમજી અન્ય અનિત્ય દ્રશ્ય ધર્મની ફિલસુફીમાં અંજાઇ, તેને અપૂર્ણતાના વિશેષણો આપે છે. અને એ ધર્મથી, આર્ય્ય પ્રજાની, દેશની, રાષ્ટ્રની—અર્થાત્ હિંદી પ્રજાની સર્વ પ્રકારની અવનતિ થઇ છે. એમ માનીને, સ્વાર્થમય વાડાથી, અન્ય ધર્મની ફિલસુફી દાખલ કરીને સુધારવા પ્રયત્નશીલ બની રહ્યા છે. આવા ધર્મ પરિવર્તન કાળમાં, મહાન બુદ્ધિમાનોને, ધર્મના પુર્ણ ગુઢ તત્વજ્ઞાન સાહિત્યથી, પોતાના ધર્મ કર્તવ્યનો માર્ગ પુર્ણ રીતે સંપાદન કરવો સહજ છે. પણ જ્ઞાન હીન, અલ્પજ્ઞો માટે તેમ થવું મહાન દુર્લભ છે, એમ ધારીને, શ્રીહરિ સેવન, કીર્તન, ધર્મ કર્તવ્ય, તત્વચીંતવનમાં જીવન વ્યતીત કરતાં, મહાન ગ્રંથોના અવલોકનદ્વારા, મહાન તત્વજ્ઞોના વચનોદ્વારા, ધાર્મિક ભાષણો લેખોદ્વારા (વેદાંત ધર્મગ્રંથો, વર્તમાન કાળમાં પ્રસિધ્ધ થયેલા ધર્મ ગ્રંથો,

આચાર્યશ્રીઓના ધાર્મિક ગ્રંથો, તેમ તત્ત્વજ્ઞાન નીષ્ટ અભેદ માર્ગના પ્રવાશી મહાન્ તત્ત્વવેત્તાઓના, ગુજરાતી સાહિત્યમાં પ્રગટ થતા લેખો, આપણોના ગ્રંથોના અવલોકનથી જે શબ્દો હૃદયપટમાં જડાઈને ધર્મ તત્ત્વજ્ઞાનમાં એકયતાના માર્ગનું દર્શન કરાવ્યું છે. તેના તેજ શબ્દો વચનો, તેજ સ્વરૂપે આમાં લખાયલા હોવાથી તે ગ્રંથકારોનો સદાનો આભારી છું, કારણ કે; જે શબ્દોદ્વારા) શ્રી પરમકૃપા પ્રસાદથી જે ધર્મતત્ત્વની એકયતા દર્શાવનારૂં જ્ઞાન પ્રાપ્ત થયેલું છે.

એજ જ્ઞાનને પોતાની સાથે વિચરવાની જીજ્ઞાસા ધરાવનારા છે. અને થશે. તેવા સહચારીઓને થોડા શ્રમે ધર્મ તત્ત્વપાનથી સત્ય સુખ પ્રદ માર્ગના દર્શનનો લાભ પ્રાપ્ત થાય એજ હેતુ વશ, આલેખવાનો પ્રપાશ કરાયલો છે. ઈત્યાદિથી ગ્રંથ લખવા માટેના, વિવિધ પ્રકારનાં દોષો, દાવાઓ માટેની નિર્થક શંકાનો ત્યાગ કરી, હંશ, ક્ષીર ન્યાયે ગ્રંથ લખવાના મૂળ ઉદ્દેશનો લાભ લેવા, આપવા પ્રયત્ન શીલ બને એવી સન્મતી વર્ધક, બળના પ્રેરક શ્રી પરમ તત્વની કૃપા યાચી, તેમના ચર્ણાર્વિંદે જય-શરણ સાધને વિરમું છું. તથાસ્તુ જય શ્રી સચ્ચિદાનંદ, (વસંત પંચમી.)

ॐ पूर्णमद पूर्णमिद पूर्णात्पूर्ण मुदच्यते, पूर्णस्य पूर्णमादाय पूर्णमेवा वशिष्यते

ॐ हरिः ॐ

ॐ यस्माज्जातं जगत्सर्वं, यस्मिन्नेव विलीयते।
येनेदं धार्यते चैव, तस्मै ज्ञानात्मने नमः॥

---

यस्माद्विश्व मुदेति यत्र रमते, यस्मिन्पुनर्लीयते।
भासा यस्य जगद्विभाति सहजानंदो ज्वलं यन्महः॥
शान्तं शाश्वत मक्रियं यमपुनर्भावाय भूतेश्वरं।
द्वैत ध्वान्तम पास्य यान्ति कृतिनः प्रस्तौमितं॥

॥ पूरूषम् ॥

---

# — સમર્પણ. —

ૐ તત્સદ્

પરબ્રહ્માર્પણમસ્તુ.

ગઝલ

વિકટ આ વિશ્વની વાટે, વિચરતાં જંન ને ભાળી,
ભગવતિ શ્રુતિ એ હીતની, શ્રેય ક્રમ વાત વિસ્તારી.
ઇંદ્રિય અશ્વો હે' રથ જોડી, રથી મનની ધરી બાંહે,
બુદ્ધિ, સારથી, રથી, આત્મા, બની રાજે ભલે માંહે.
વિષય રૂપ માર્ગે વિચરતાં, વિવેક વશ અશ્વ જો પ્રેરે,
વિષયના માર્ગને ત્યાગી, શ્રેય ધ્યેય ધામશું ઠેરે.
વિવેક હીન સારથી જેનો, વિચરતાં અશ્વઓ નાશે,
શ્રેય રૂપ માર્ગને ત્યાગી, પ્રેય ફળ ભ્રમણતા ભાસે.
શ્રુતિ શ્રીવર શાસન ધરતાં, શરણ કૃપા પંથને ભાળી,
આલેખી શીષ્ટ જંન વચને, ધર્મ શ્રેય તત્વની બારી.
સનાતન ધર્મ શ્રેય, વાટે, વિચરતાં સ્નેહીને ઠરવા,
જય પ્રીતમ ચરણ ધારી, ઠરે જય શ્રેય પુરણ વરવા.

ગીતી

જય કારી જય બારી, જય ધારી જય પુર્ણાનંદ દે છે,
જય શંકર ભક્ત પ્રીતમ, જય શરણે જય માર્ગે દે છે.

---

## श्रुति कथन.

कठोपनिषद.

आत्मानं रथिनं विद्धि शरीरं रथ मेवतु ।
बुद्धितु सारथिं विद्धि, मनप्रग्रह मेवच ॥
इंद्रियाणी ह्यानाह, विषयांस्तेषु गोचरान् ।
आत्मेंद्रिय मनोयुक्तं, भोक्ते त्याहुर्मनीषिणः ॥
यस्त्व विज्ञानवान्, भवत्युक्तेन् मनसा सदाः ।
तस्येंन्द्रियाण्य वश्यानि, दुष्टाश्वा इव सारथेः ॥
यस्तु विज्ञानवान् भवति युक्ते मनसा सदा ।
तस्येंद्रियाणि वश्यानि सदश्वा इव सारथे ॥
यस्त्व विज्ञानवान् भवत्यमनस्क सदा शुचि ।
न सतत्पद माप्नोति संसार चाधि गच्छति ॥
यस्तु विज्ञानवान् भवत्ति समनस्क सदा शुचि ।
सतु तत्पद माप्नोति, यस्माद भूयो न जायते ॥
विज्ञान सारथियस्तु मनः प्रग्रहवान् नरः ।
सोऽध्वनः पार माप्नोति तद्विष्णोः परमं पदम् ॥

---

શ્રુતિ, વિદ્યા-(શ્રેય તરફ દોરનાર જ્ઞાન) અવિદ્યા (પ્રેય તરફ દોરનાર જ્ઞાન) ના સ્વરૂપ, સાધન, ફળનો નિર્ણય

સુગમ રીતે થવાના ઉદ્દેશે-રથ રૂપની કલ્પના કરીને દેહની સાથે સાદ્રશ્યતા જણાવે છે. ( શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ આવુંજ રૂપક જણાવેલું છે. )

આ દેહમાં, આત્મા એ રથી રથનો સ્વામી છે. દેહ, શરીર તે રથ છે. ઘોડાઓ જેમ રથને ખેંચે છે તેમ શરીરનું આકર્ષણુ ઇંદ્રિયોથી થતું હોવાથી, ઇંદ્રિયો ઘોડા છે. બુદ્ધિ એ રથનો ચલાવનાર સારથી છે, ( મન એ સંકલ્પ વિકલ્પાત્મક હું આ કરૂં, તે કરૂં એવું સંકલ્પ વિકલ્પ રૂપ તેનું સ્વરૂપ ) છે. બુદ્ધિ; એ નિશ્ચયાત્મક ( અમુક નિશ્ચય કરીશ, એવું એનું સ્વરૂપ ) છે. તેથી, રથને દોરનાર, ચલાવનાર બુદ્ધિ સારથી છે. મન આદી દોરે છે. તોપણ બુદ્ધિજ બહુધા કાર્ય કરનારી હોવાથી તેને સારથી રૂપે ગણી છે ) મન, એ લગામ છે. ( લગામવશ, લગામ જે તરફ ખેંચાય, તે તરફ અશ્વઓ જાય છે. તેવીજ રીતે મન જે માર્ગે ઇંદ્રિયોને ખેંચે છે તે માર્ગે દેહ રથને ઇંદ્રિયો ખેંચે છે. ) વિષયો તે માર્ગ છે. ( રથ જેમ કોઇ માર્ગ પર ચાલે છે. તેમ, શબ્દ, સ્પર્સ, રૂપ, રસ, ગંધ એ વિષયો ઇંદ્રિયોના માર્ગ છે. તે માર્ગ પર દેહ રથ ચાલે છે )

એ રીતે શરીર, ઇંદ્રિય, મન ને બુદ્ધિથી યુકત જે આત્મા છે. તેને વિદ્વાનો ભોકતા, કર્માદી ફળનો ભોગવનાર,

સંસારી આત્મા કહે છે. (આત્મામાં બુદ્ધિ આદિ ઉપાધિથી ભોક્તૃત્વ આવે છે. ભોક્તૃત્વ ઔપાધિક છે, સ્વાભાવિક નથી. કારણ આત્મા કાંઇ ભોક્તા નથી)

ઉપરોક્ત રીતે, શ્રુતિ, દેહને રથની કલ્પના યોજીને મન, બુદ્ધિ, ઇંદ્રિયો, વિષયો, ને આત્માના પરસ્પર સંબંધને કાર્યને દર્શાવી, વિજ્ઞાન, અવિજ્ઞાનનાં સંબંધનું ફળ દર્શાવે છે.

જો બુદ્ધિ રૂપી સારથી અવિવેકી, અવિજ્ઞાન હોય તો (કયો માર્ગ સારો અને કયો કનિષ્ઠ, એનો જે સત્યાસત્ય વિવેક ન કરી શકે તો) જેમ અકુશળ સારથિના હાથમાં લગામ છતાં, અશ્વો વશ ન થતાં તોફાની બની, પોતાની ઇચ્છાનુસાર વહન કરે છે, કુમાર્ગે જાય છે. તેમ જેનો બુદ્ધિ રૂપી સારથિ, પ્રવૃત્તિ, નિવૃત્તિમાં વિવેક હીન હોય તો; મન રૂપ લગામ પોતાને આધિન રહે નહિં, અને દુષ્ટ અશ્વો રૂપી ઇંદ્રિયો વિષયો રૂપી કુમાર્ગોમાં (ઇંદ્રિયો વિષય તરફ જતી અટકતી નથી. તેમ અટકવાની પણ નથી) લઇ જાય છે.

અને જો, બુદ્ધિ રૂપી સારથિ વિવેકી, વિજ્ઞાનમય હોય (સત્યા સત્ય વસ્તુ વિવેક, જ્ઞાન હોય) તો જેમ કુશળ સારથિ, લગામને કબજે રાખી અશ્વોને નરમ અને વશ કરી ઇચ્છિત માર્ગ તરફ વાળીને લઇ જાય છે. તેમ બુદ્ધિ રૂપી, વિજ્ઞાનમય હોવાથી, મન રૂપી લગામને સ્વવશ

રાખી, ઇંદ્રિયો રૂપ અશ્વોને, વિષયોરૂપી માર્ગમાંથી, સુમાર્ગે દેહ રૂપી રથને લઇ જાય છે.

## શું ફળ મળે છે તે શ્રુતિ જણાવે છે.

જે ( આત્મા ) રથીનો ( દેહ ) રથનો સારથી (બુદ્ધિ) અવિવેકી છે, તે રથી, પરમપદ પ્રાપ્ત કરી શકતો નથી. તેનો રથ, પ્રેય ( કામ્ય કર્મથી પ્રાપ્ત થતા સંસારના વિષયાનંદનું જે ફળ, તે) તરફ ધશે છે. અને જન્મ મરણ રૂપી સંસાર પ્રાપ્ત કરે છે. અને તેમાંથી મુક્ત થતો નથી, અવિદ્યા પ્રેય તરફ તેને દોરે છે.) પણ જો સારથિ (બુદ્ધિ) વિજ્ઞાની, વિદ્યામય હોય તો, મન (રથી) સદા વશ રહી, સર્વદા પવિત્ર બનતાં, તેનો રથ, શ્રેય ( શ્રેય રૂપ ફળ મોક્ષ ) તરફ ધશે છે. અને જન્મ મરણ, સંસાર બંધનથી મુક્ત થઇ, સંસાર ગતિથી પાર, વિષ્ણુનું પરમપદ, પ્રાપ્ત કરે છે. વા મનુષ્યના ધર્મ ચિંતવનના અંતિમ લક્ષ્ય, પરમ પુરૂષાર્થ મોક્ષ સંપાદન કરે છે.

એ રીતે —સંસારી આત્માનો વિદ્યાને વિષે અધિકાર હોય છે. તેને મોક્ષ પ્રાપ્ત કરવાના સાધનો તરીકે, દેહને રથની કલ્પના અને

અવિદ્યા વિષે જે અધિકાર ધરાવે છે, તેને પુનઃપુનઃ આવાગમન કરી ફરવાને માટે સાધન તરીકે, દેહને રથની કલ્પના કરાયલી છે.

સારાંશ—ભગવતિ શ્રુતિએ, દેહને રથની ઉપમા આપી આપી મન, બુદ્ધિ, ઇંદ્રિયો, વિષયોને, આત્માનો પરસ્પર સંબંધ જણાવી, કાર્યને દર્શાવી, વિજ્ઞાન, અવિજ્ઞાનના સાહિત્યથી; શ્રેય, અને પ્રેય ફળ મળતાં જણાવ્યા છે. એજ પ્રેય ફળના આનંદિત જીવાત્માને, શ્રેય રૂપ મોક્ષફળ કયા માર્ગથી પ્રાપ્ત થાય છે. એજ ધર્મ માર્ગનું દિગ્દર્શન, શીષ્ટ જનોના વચને, જેની કૃપાથી જય શરણ કૃપાપ્રસાદ માટે વિચરનારા છે. તેને જય પુર્ણાનંદ પ્રદ થવા અર્પણ કરાયું છે.

उत्तिष्ठत जागृत प्राप्य वरान्नि बोधत
क्षुरस्य धारानिशिता दुरत्यया दुर्गम्यथ सात्कवयोवदन्ति

ઉભો થા જાગૃત થા, તથા શ્રેષ્ટ આચાર્યોને સંપાદન કરી જ્ઞાન સંપાદન કર. સસ્ત્ર (છરા) ની તિક્ષ્ણ ધાર સમ (પરમ) ને પહોંચવાનો માર્ગ, વિષમ અને અતિશય કઠિણ છે.

---

શૂરા કે મેદાનમેં, નાહં કાયરકા કામ,
ન મારે ન માર સહે, લે લે ભાગે પ્રાણ.

---

યહ ઘરતો હે પ્રેમકા, ખેલન કાયહ નાહિં
શિશ ડારે ભૂમિ પરે, પેઠે ઘરકે માહં,

---

સત્યવાદી નીજ તાતને, ધર્મવંત છે માત,
ચલે નહિં જીવ ધર્મથી, સૌમિત્રિ વચન વિખ્યાત.

---

# વેદાંત ધર્મ (બ્રહ્મ વિદ્યા) ના અધિકારી

## બ્રહ્મવિદ્યાનો પરિતાપ

( ऋग्वेदीय कौषीतकि उपनिषद )

श्रुति-विद्याह वै ब्राह्मण माजगाम गोपायमा शेवधिष्टेहमस्मि ॥
असूय कायानृजवेयताय नमांब्रूया वीर्यवती तथा स्याम ॥

એક કાળે બ્રહ્મવેત્તાઓએ અનાધિકારી મનુષ્યોને અપાયલી બ્રહ્મવિદ્યા, અત્યંત શોકાંકિત થઇ, બ્રહ્મવેત્તાઓ પાસે ગઇ. અને અત્યંત પશ્ચાતાપ પૂર્વક શોકાશ્રુથી દ્રવિત નયને ગદ્‌ગદિત કંઠે કહેવા લાગી કે

હે ! બ્રહ્મજ્ઞ ! ! ! તત્ત્વજ્ઞો ! તમે મને અત્યંત ગુપ્ત રાખો. ધનના લોભથી તમે મને વેશ્યાની માફક, જેને તેને ન આપો કુલિન સ્ત્રીઓની માફક મને સંભાળીને રાખો, મારૂં સત્પાત્ર અધિકારીનેજ દાન આપો. પાત્ર જોયા વિના તમે મારો ફાવે તેને વિનિયોગ કરો નહિ; કારણ તે ગુણહીન અનધિકારી મને આગળ ધરીને અનેક અનર્થો અધર્મો કરે છે. મારે નામે ઇંદ્રિયજન્ય સુખમાં તલ્લીન બની, પોતાના વ્યભિચારનું તેઓ સમર્થન કરે છે. મારે નામે જગતને ધૂતી ખાય છે, મારે દુષ્ટ, ચંડાળો કુલીન વધૂઓની લાજ લુંટે છે. બીચારા, ગરીબ શ્રદ્ધાવાન્ ભક્તોનું

મન હરણ કરે છે. ખોટી કીર્તિ મેળવવા માટે તેઓ મારૂં ખોટું, જ્ઞાન વિનાનું આડંબર ધારણ કરે છે. ઈત્યાદિ ઈત્યાદિથી, જેમની મારે માટે શ્રદ્ધા, અને તલસ્પર્શી જ્ઞાન ન હોય, એવા અધમ–અનધિકારી પુરૂષોને તમે; હું બ્રહ્મવિદ્યારૂપ કલ્પવૃક્ષ, વિવિધ ફળને–ભોગ–મોક્ષને પ્રાપ્ત કરાવનારી, પરમ પરમાનંદમાં રમાડનારી, બ્રહ્મવિદ્યા રૂપ કન્યાનું દાન અપાત્રને આપતાં અટકો. અને કુપાત્રને આપી તમારો અને મારો, અર્થાત્ ઉભયનું અશ્રેય કરતાં અટકો–અર્થાત્ જે માણસો ગુણવાનની નીંદા કરે છે, ગુણજ્ઞ ન બનતાં ગુણઘ્ન બને છે. જેઓ સ્વભાવના કુટિલ છે, તામસી છે. જેમની ઇંદ્રિયો તેમને વશ નથી. જેણે નમ્રતાને તજી છે. જેમને ગુરૂ ઉપર પુજ્યભાવ; કે ગુરૂ વચનમાં શ્રદ્ધા નથી, એવા અનાધિકારી જીવોને તમે મને આપશો નહિં, જો કદાચ ગુણહીન અનધિકારીને આપશો, તો હું ફળ રહિત લતાની માફક વંધ્યા રહીશ તમને અને તેમને હું કાંઈક ફળ આપીશ નહિં.

જો કદાચિત્ કૃપાને વશ થઈને તમો મને ગોપ્ય રાખી શકો નહિં તો.–જે વિવેક, વૈરાગ્યાદિ, સાધન સંપન્ન છે. અસૂયા વીનાના ઋજુ સ્વભાવના, મન સહિત ઇંદ્રિ-યોના નિગ્રહ કરવાવાળા, સત્પાત્ર અધિકારીને આપશો. જેથી હું તમને અને તેઓને કામધેનુની માફક મંન-

વાંચ્છિત ફળને આપતી રહીશ. એ રીતે અનધિકારીને ત્યાજ્ય જણાવી, અધિકારી પુરૂષો પ્રત્યેજ ઉપદેશ કરવાથી, બ્રહ્મવિદ્યા ( વેદાંત ધર્મની પ્રતિપાદ્ય વિદ્યા ) ફળનો હેતુ થાય છે. આવું શ્રુતિનું સ્પષ્ટ કથન છે.

( આ શ્રુતિનું વિપુલ વર્ણન આત્મ પુરાણમાં છે. ઇંદ્ર અને પ્રત દનના સંવાદમાં છે. )

શ્રી ભગવદ ગીતામાં इदं तेना तपस्कायना भक्ताय कदाच न ઇત્યાદીથી સાધન સંપન્ન અનન્ય શ્રદ્ધાળુનેજ અધિકારી જણાવી, ઉપદેશ કરવા કહ્યું છે.

# અનુક્રમણિકા.

| પૃષ્ઠાંક | વિષય. |
|---|---|

હરિ ૐ તત્સત્

જેનીપ્રાપ્તિ માટે જેનાકૃપાથી લખાયું તેનુ તેની પ્રાપ્તિ પ્રચ્છતાં જન માટે તેના જનથી પૂર્ણ શ્રેયાનંદ થવા અર્પણ થાય છે

ૐ શાન્તિ શાન્તિ શાન્તિ



ॐ हरिः ॐ

ॐ  श्री

मंगल स्तवन प्रथम विश्राम

॥ हरिः ॐ तत्सत् परब्रह्म परमात्माने नमः ॥

॥ सत्य व्रतं सत्यपरत्रिसत्यं सत्यस्ययोनिं निहितं च सत्ये ॥
सत्यस्य सत्य ऋत सत्यनेत्रं सत्यात्मकं त्वां शरणं प्रपद्ये ॥

હે ! ! ! સત્ય સંકલ્પ હે ! ! ! સત્યથી પણ સત્ય ત્રણે કાળમાં સત્ય રૂપ સત્યના ઉત્પત્તિસ્થાન અને સત્યમાં રહેનારા હે ! ! ! સત્યના પણ સત્ય રૂપ હે ! ! ! ઋત ! ! અને સત્ય રૂપ દૃષ્ટિવાળા હે સત્યના આત્મ સ્વરૂપ હું આપને શરણ છું.

---

सत्यमेव जयति नानृतं सत्येनपंथा वितनो देवयान ॥
येनाक्रम न्त्यृषयो ह्याप्त कामा यत्र तत्सत्यस्य परमंनिधानम् ।
( मूंडकोप निषत् )

સત્યનોજ સદા જય થાય છે, પણ અસત્યનો જય થતો નથી.

સત્યનીજ સહાયતાથીજ દેવયાન નામનો માર્ગ ખુલ્લો થાય છે જેઓની કામનાઓ તૃપ્ત થયેલી છે એવા ઋષિઓ

( મુમુક્ષુઓ ) આ માર્ગે કરી ગમન કરતા પરમાત્માના પરધામને પામે છે.

---

यतो वा इमानि भूतानि जायन्ते ये जाता नि जीवन्ति यत्प्रन्त्यभि संविशन्ति तद्वि जिज्ञा स स्व तद् ब्रह्म—જેના વડે આ સર્વ પ્રાણી ઉત્પન્ન થાય છે. જેની સત્તાથી ઉત્પન્ન થઈને જીવે છે જેનામાં લય પામે છે તેને જાણુવાની ઇચ્છા કર તે બ્રહ્મ છે.

यंशैवाः समुपासते शिव इति ब्रह्मेति वेदान्ति, नो बौद्धा बुद्ध इति प्रमाण पटवः कर्तेति नै यायिकाः अर्हन्नित्यथ जैन शासन रताः कर्मे ति मीमांसकाः सोऽयं वो विद धातु वाञ्छित फलं त्रैलोकय नाथोहरिः—જેને શૈવ લોકો શિવ માનીને ઉપાસે છે વેદાંન્તિ લોકો બ્રહ્મ માનીને ઉપાસે છે. બૌદ્ધ લોકો બુદ્ધ માનીને ઉપાસે છે પ્રમાણોમાં ચાતુરી ધરાવનારા નૈયાયિકો કર્ત્તા માનીને ઉપાસે છે જૈન લોકો અર્હંત માનીને ઉપાસે છે. અને મીમાંસકો કર્મ માનીને ઉપાસે છે તે ત્રૈલોકયના નાથ–શ્રીહરિ વાંચ્છિત ફળ આપો ! !

भक्तो हरेर्यं त्कृपया मनोमे स्यूतं सदा वैदिक धर्म मार्ग ससार पाथोदधि पारदंतं श्रीराम कृष्ण परमं शरणं प्रपद्ये—જેમની કૃપા પ્રસાદથી–ભક્તિને વિષે–તેમ સનાતન વૈદિક ધર્મમાર્ગને વિષે મારૂં અંતઃકરણ લીન થયું છે એવા

સંસાર રૂપ સમુદ્રનો પાર પમાડનાર શ્રીરાણ કૃષ્ણ-જે પરમ છે તેને શરણ છું.

" मूक करोती वाचालंऽपंगुंलंघयतेगिरिम्
यत्कृपा तमहमवंदे परमानंद माधवम्।"

દ્વિતીય ——— વિશ્રામ

# મનુષ્ય જન્મની ઉત્તમતા અને સાફલ્યતા માટે શાસ્ત્રના પ્રમાણો.

દુર્લભ દુર્લભ દુર્લભ, કઠી દુર્લભોતમતા દૈવી દાન કરતા
દુર્લભે દુર્લભ કઠરા દુકૃતી ધાતીવાન કોન કરે કઠતા

जन्तुनां नरजन्म दुर्लभ मनः पुस्त्वं ततो विप्रता
तस्मा हैदिक धर्म मार्ग परता विद्दत्वन स्मात्परम्
आत्मानात्म विवेचनं स्वनुभवो ब्रह्मात्मना संस्थिति
मुंक्ति नो शतजन्म कोटि सुकृतैः पुण्यैर्विना लभ्यते

પ્રાણીઓમાં મનુષ્યનો જન્મ દુર્લભ છે તેમાં વળી પુરૂષપણું ( पूत्र औषद इति पुरुषे: પૂર્વનાં પાપને કર્મ ભકિત-યોગ-જ્ઞાનાગ્નિ વડે જે દહન કરે છે બાળે છે તે પુરૂષ-એ રીતની વ્યુત્પત્તિ वृः ઉપનિષદમાં શ્રી શાંકરાચાર્યએ આપેલી છે, નહિ તો कतृत्व हीन नर संसारी नव्हे-पुरुष ना तो नारी આ શુભાનંત વાકયાનુસાર છે ) પુરૂષ પણું તે દુર્લભ છે તેમાં વિપ્રપણું (वेदाभ्यासो भवेद्विप्र

વેદના અભ્યાસથી વિપ્રપણું પ્રાપ્ત કરેલુ તે ) દુલ્લભ છે તેમાં વળી વેદોકત ધર્મ માર્ગનાં તત્વ રહેવું તે દુર્લભ છે તેમાં પણ વિદ્વાનપણું ( पंडितो सम दर्शिनः સમતા પૂર્વક જોવું તે ) દુર્લભ છે તેમાં પણ આત્મા અનાત્માનો વિવેક થતો તે દુર્લભ છે એ થયા પછી પણ સત્ય અનુભવ થવો દુર્લભ છે તે થયા પછી બ્રહ્મજ્ઞાન સંપાદન કરવું દુર્લભ છે, અર્થાત્ એ રીતે મુક્ત થવું અતિશય દુર્લભ છે જેથી મુકિત-એ સેકડો જન્મમાં કરેલાં કરોડો સુકૃત-પુણ્ય ધર્મ વીના મેળવાય તેવી નથી.

મનુષ્ય લોકમાં-મનુષ્ય જન્મની ઉત્તમતા માટે-શ્રુતિ સ્મૃતિ ના उदगारो-इह चेद् वेदीदथ सत्यमस्ति न चेदिहा वेदीन्महती विनष्टिः भूतेषु भूतेषु विचिन्त्य धीराः प्रेत्या ऽस्माल्लोकादमृता भवति (साम तलवकार उ )

જો મનુષ્ય લોકમાં મનુષ્ય જન્મધારી આત્માને જાણે તો આલોકમાં જન્મ લીધેલો સાર્થક છે-અર્થાત્ મનુષ્ય જન્મની સાફલ્યતા છે-જે પુરૂષ આત્મજ્ઞાન આલોકમાં નથી મેળવતા આત્માને નથી જાણતા તેના પ્રતિ શ્રુતિ કહે છે કે તે પશુ પક્ષી પ્રભૃત તિર્યંક યોનીયોમાં અનેક જન્મધારી મહાન ખેદ પામે છે-કારણ કે મનુષ્યજન્મ દુર્લભ છે તે અનંત યોનિ ભ્રમણ કરતાં કાંઇક પુણ્યથી પ્રાપ્ત થતો છે તેથી ધીર જીવો સારા સારના વિવેકપૂર્વક સર્વ ભૂતોમાં આત્માને

જાણી અનિત્ય એવા સંસારના વિષયભોગથી ઉપરામ થઈ મોક્ષ સંપાદન કરી પરમાનંદ સુખમાં નિમગ્ન થાય છે ઇત્યાદિ બોધ ઉપરોક્ત શ્રુતિ આપે છે.

"पुरुषो वावसुकृत" (ऐतरेय) આ શ્રુતિમાં મનુષ્ય જન્મને અધિક પુણ્યનું ફળ કહેલું છે

"क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा" મનુષ્ય લોકમાં કર્માનુષ્ઠાનની સિદ્ધી શીઘ્ર મળે છે આત્મજ્ઞાન પ્રાપ્તિ શીઘ્ર કાળે મળે છે તે દેવલોકમાં બહુ કાળે મળે છે અન્ય પશ્વાદિ યોનીઓમાં તો તે દુષ્પ્રાય છે કારણ તેમાં તેવાં સાધનોનો અભાવ છે એ રીતે મનુષ્ય જન્મ અત્યુત્તમ દર્શાવનારા પ્રમાણો શ્રુતિઓમાં છે તેમ સ્મૃત્યાદિ ગ્રંથોમાં પણ એવોજ આશય દર્શાવેલો છે.

स्वर्गिणोऽप्येत मिच्छन्ति लोकं निरयिणस्तथा॥ साधकं ज्ञानभक्तिभ्यामुभयं॥ स यान भूत मोक्षस्य मानुष्यं प्राप्य दुर्लभम्, वहन्ति रथति नात्मानं, तस्मात्पाय तराचका:॥ अत्रजन्म सहस्राणां, सहस्रैरपि कोटिभि: कदाचित लभते जंतुर्मानुष्यं पुण्य संचयात्॥ नृदेह आद्यं सुलभं सुदुर्लभं, सुप्लवं गुण कर्णधारं। अहो अभीषां कीं कारी शामनं॥ ઇત્યાદિ ઇત્યાદિ પ્રમાણોથી મનુષ્ય જન્મની દુર્લભતા ઉત્તમતા અને સાફલ્યતા દર્શાવી

"મનુષ્ય દેહ અનેક યોનીમાં ભ્રમણ કરતાં (પુરા—

જેમાં લક્ષચોર્યાશી યોનીઓ દર્શાવેલી છે તેમાં ભ્રમણ કરતાં ) કયાંય પૂણ્યનાં સંચયે શ્રીહરી કૃપયાનુસાર પ્રાપ્ત છે એમાં આત્મજ્ઞાન, મોક્ષ, સત્યપરમાનંદ સુખની પ્રાપ્તિ કરવી એજ મનુષ્યદેહની સાફલ્યતા કર્તવ્યતા છે એવા પ્રકારનો બોધ અપાયલો છે તે

" साफल्यतानुं लक्ष्यबिंदु અને તે તરફ વધતો निखोल विश्वजन प्रवाह "

॥ आनंद ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन ॥

બ્રહ્માનંદ મગ્ન જંનને કાંઇ ભિતિ કે ભય નથી.

॥ ब्रह्मविदाप्नोति परम तद्विजो ज्ञातव्य ॥

બ્રહ્મને જાણનાર પરમ પામે છે તો તેને જાણ.

॥ त मेव विदित्वाति मृत्युमेति नान्यःपंथा विद्यतेऽयनाय ॥

સર્વાત્મા સઆત્મા ઇત્યાદિ સંબોધનદ્વારા શ્રુતિ બોધે છે, તેજ આત્માને જાણવા વડેજ જન્મ મરણરૂપ સંસાર દૂર થાય છે એવીના બીજો ઉપાય કે માર્ગ નથી.

આર્ય શાસ્ત્રમાં મનુષ્ય દેહની દુર્લભતા, અત્યોત્તમતા અને સાફલ્યતા સ્પષ્ટપણે આલેખાયલી છે અને તેનો તત્ત્વજ્ઞોએ મુકત કંઠે સ્વીકાર કરેલો છે.

મનુષ્ય જન્મની સાફલ્યતાનું લક્ષ્યબિંદુ ધર્મ-અર્થ-કામ-આ ત્રિવર્ગ પુરૂષાર્થથી-પરમ-પુરૂષાર્થ-મોક્ષ-સંપાદન કરવો એજ છે.-એની પ્રાપ્તિ-એજ પરમાનંદ નિત્ય સત્ય

સુખ છે. અને એજ મનુષ્યનું-સ્વધર્મનું અંતિમ લક્ષ્ય છે. એ લક્ષ્ય પ્રાપ્તિ માટે અખિલ વિશ્વના-સર્વ પ્રકારના-વિવિધ વ્યવહાર-પુંજન-વિધી-અને આચારાદિ કૃત્યોનું. સૂક્ષ્મ રીતે નિરીક્ષણુ કહતાં જણાય છે કે-આ: વિશ્વના નિખીલ પ્રાણિ માત્ર દુઃખ જીંહાસા-નિવૃત્તિ તથા સુખેપ્સા-સુખની પ્રાપ્તિ માટે-નિરંતર બદ્ધ પરિકર થયેલા છે-અથાત્-વિશ્વના પ્રાણિ માત્રને સુખ જોઇએ છે-એ સુખ શી રીતે મળે ? મળેલા સુખની અભિવૃદ્ધી શી રીતે થાય ? અને દુઃખ છે તે શી રીતે જાય ? ઈત્યાદિ પ્રશ્નના નિરાકરણુ માટેની દિશામાં તેઓનું વહન દૃષ્ટિગોચર થાય છે-એથી એમજ કહેવું પડે છે કે-જાણે-અજાણે પણુ-સર્વ સત્ય સુખ તરફ ધસે છે. મહાભારતકારનું વચન તેની પુષ્ટિ કરે છે કે—

इह खलु अमुष्मिश्च लोके, वस्तु प्रवृत्तय: ।
सुखार्थमभिधीयन्ते नह्यत: परं त्रिवर्ग फलं विशिष्टतरमस्ति ॥

વિશ્વમાં આ લોક-કે પરલોકમાં સર્વ પ્રવૃત્તિ સુખ માટે છે-ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગનું આ સિવાય બીજું વિશિષ્ટતર ફળ નથી.

## "સત્યસુખના જ્ઞાન વીના ત્રિવિધ પ્રકારના માર્ગે થતું જન વહન"

સત્યસુખ શું છે? અને તે સુખ કેવી રીતે,

કયા માર્ગ આશ્રયથી મળે ? એ વિવેક વીના-અર્થાત્ સત્યાસત્યની પરીક્ષા વીના સમજાય એમ નહિં હોવાથી કોઇક ખરૂં, અને બહુધા ખોટું નાણું પ્રહરે બાંધી પોતાનું અમુલ્ય આયુષ્ય વ્યતીત કરતા દૃષ્ટિગોચર થાય છે.

યથા—કેટલાક સામાન્ય રૂપથી દુઃખની નિવૃત્તિ અને વૈષેષિક સુખની પ્રાપ્તિ—એ સુખ માનીને તે માટે અભ્યર્થના શીળ છે—તેઓ જન્મથી તે મૃત્યુ પર્યંત—વ્યવહાર, પૈસો, ટકો, માન, આબરૂ, બળ કિર્તી ઇત્યાદિને મેળવવા અનેક પ્રકારે પ્રયાશ કરે છે. અને તે મળવાથી અહોભાગ્યતા માને છે.

કેટલાકો—ઉપરના ઐહિક સુખને સામાન્ય રૂપથી દુઃખરૂપ જાણી તેની નિવૃત્તિ-અને-પારલૌકિક (સ્વર્ગાદિક) સુખની પ્રાપ્તિ—એ સુખ માની-તે માટે અભ્યર્થના શીળ બની સતત પ્રયાશ કરે છે.

કેટલાક-વિરલ સર્વ પ્રકારના દુઃખની નીવૃત્તિ અને દુઃખાસંભિન્ન સુખની પ્રાપ્તિ માટે અભ્યર્થના શીળ છે એટલે તેઓ તાત્કાલિક દુઃખ રહિત તથા પરિણામે દુઃખ મિશ્રિત વિષયસુખની પ્રાપ્તિને ખરૂં સુખ-પરમ પુરૂષાર્થ માનતા નથી તેઓને તો આ ભેદમય વિશ્વમાં કયાંય પણ સત્યસુખ જોવામાં આવતું નથી તેથી તેઓ દુઃખ અમિશ્રીત નિરતિશય સત્યસુખ પ્રાપ્તિનેજ-પરમ પુરૂષાર્થ-મોક્ષ-કે સત્યસુખ માને છે અને તે માટે અભ્યર્થના શીળ છે.

એ રીતે વિવિધ પ્રકારના સુખો માનીને તેની પ્રાપ્તિ માટે વિવિધ પ્રકારના માર્ગોનું ગ્રહણ કરે છે.

યથા કેટલાકો સ્વછંદ ઉપાયોદ્વારા—અર્થાત્ પોતાની વિષયાસકત મન ઇચ્છાનુસાર વર્ત્તન કરનારા ( હમારો–ધર્મ અનુભવ સાચો છે બીજા બધા ખોટા શાસ્ત્રપુરાણુ–ગપોડાં વખત ગુમાવવાનાં સાધનો છે. ઈત્યાદિ માનીને મનાવનારા તે ) સ્વઇચ્છાનુસાર સ્વતુરંગવશ ચાલનારા તે.

બીજા કેટલાકો અંધ–ગોલાંગુળ ન્યાયરૂપ ઉપાયોદ્વારા ચાલનારા ( અંધ–આંધળા વિચાર રૂપ નેત્ર વિનાના ગોલાંગુળ–એટલે ગોધાનું પુંછડું–જેમ કોઇ વનમાં ભૂલો પડેલો મનુષ્ય પોતાના ગામનો માર્ગ શોધે અને તે કોઇક અન્યને પૂછે તે તેને કહે કે લે ? આ બળદનું પૂચ્છ પકડ એને મુકીશ નહિ એજ તારે ગામ પહોંચાડશે. એ વાકય સાંભળી તે જેમ પૂચ્છડું પકડી રાખી ગામ જવા ઇચ્છે છે એ રીતે ચાલનારા તે અંધ ગોલાંગુળ ન્યાય કહેવાય છે અર્થાત્ વિચાર રૂપ નેત્ર રહિત કોઈ મોક્ષમાર્ગ શોધે અને અને તેને અમુક વંચક ગુરૂ કહે કે–તું બધું શાસ્ત્રનું ડંફાશ છોડી દે. તું મૂર્તિપૂજન ન કર. તું નખ વધાર બસ લે હું શબ્દ આપું છું. તેજ તને પાર પહોંચાડી દેશે. ઈત્યાદિ કપોળ કલ્પિત સ્વાર્થમય ઉપાયે બઝાડે છે. અને તે ગૃહી તરવાનો પ્રયત્ન કરનારા તે. )

"કેટલાક" શાસ્ત્ર એજ ઇશ્વરી શાસન સત્ય કાયદો છે. અને તેનાથીજ સત્ય શ્રેય સુખ શાન્તિ મળે છે. એમ જાણી માનીને તેના ઉપાયે પ્રયત્ન કરનારા–આમાંપણ–એક વ્યકિતગત શાસ્ત્ર સિદ્ધાંતને માનનારા બીજા પરંપરાનુગત શાસ્ત્ર સિદ્ધાંતને માનનારા, અને કેટલાક મન ઇચ્છાનુસાર અનેક ધર્મશાસ્ત્રના સિદ્ધાંન્તોનો ખીચડો કરનારા કેટલાકો દેશ પરદેશના ધર્મના સિદ્ધાંતો દેશના જનવાતારણમાં દાખલ કરી તેવા સિદ્ધાંતોને સ્વીકારી તે માર્ગ વર્તન કરનારા છે.

ઇત્યાદિથી સત્યસુખના સત્ય અનુભવાત્મક જ્ઞાન વીના સુખ પ્રાપ્તિ માટે અનેક પ્રકારના માર્ગ ગૃહી જન વહન દૃષ્ટિગોચર થાય છે અને તેથી સત્યસુખના જીજ્ઞાસુને સત્ય સુખ પ્રાપ્તિના માર્ગને જાણવા પ્રશ્ન ઉદભવે છે કે ઉપરોકત સુખ પ્રાપ્તિના વિવિધ પ્રકારના માર્ગોમાંથી સત્યસુખ પ્રાપ્તિનો માર્ગ કયો ? સત્યસુખ એટલે શું ? અને તે સુખ કોના શરણથી કયા માર્ગથી મળે ?

આ પ્રશ્નનો ઉત્તર વેદાંત ધર્મમાં સ્તંભ રૂપ ગણતા વિશ્વમાન્ય ગ્રંથ શ્રી ભગવદ્‌ગીતામાં શ્રીમુખથી સ્પષ્ટ રીતે આપયલો છે કે—

य शास्त्रविधिमुत्सृज्य वर्त्ततेकामकारतः ॥
नस सिद्धि मवाप्नोति, न सुखं न परागतिम् ॥
तस्माच्छास्त्रं प्रमाणंते, कार्याकार्य व्यवस्थितौ ॥
ज्ञात्वा शास्त्र विधानोक्तं, कर्मकर्तु मिहार्हसि ॥

૧૦૪૮૦



જે શાસ્ત્ર વિધિનો ત્યાગ કરી કામાચારથી ( સ્વચ્છંદ વિચારથી ) વર્તે છે તે સિદ્ધી પામતો નથી તેમ સુખ કે પરગતી પામતો નથી માટે કાર્યા કાર્ય વ્યવસ્થામાં તારે શાસ્ત્રનું પ્રમાણ જાણી શાસ્ત્રમાં કહેલા વિધાન અનુસાર કર્તવ્યકર્મ કરવું ઉચીત છે.

આ શ્રીમુખ આદેશથી શાસ્ત્રમાં નિર્દેશ કરેલા માર્ગોનુસાર સત્યસુખ જે માનુષ્યજન્મની સાફલ્યતાનું અંતિમ લક્ષ્યસ્થાન છે તેની પ્રાપ્તિ થાય છે.

ઇતિ.

ત્રતિય ——— વિશ્રામ

# આર્ય્ય ધર્મશાસ્ત્રાનુસાર આર્ય્યાવર્તમાં દર્શન આપતા ધર્મમાર્ગો.

આર્ય્ય ધર્મશાસ્ત્રના મૂળ સિદ્ધાંતો જોતાં તે એવા ગૂઢ વિચારણીય અને વિશાળ તેમ એવા ઉદાર છે કે તેમાં ગમે તેટલી ગુચવણ ભરેલી ખીચવણી કે ઝીણુવટ તેમાં ઉત્પન્ન, કરવામાં આવે તોપણ એ મૂળ સિદ્ધાંત, આકાશ જેવા ઉદાર અને પ્રકૃતિ જેવા સનાતન રૂપે દર્શન આપતા આવ્યા છે, તેમ આપતાજ રહેશે સ્વામી, શ્રી, વિવેકાનંદજીના આર્યધર્મની સનાતનતા, મહત્તા, દર્શાવનાર આ વાકયાનુસાર આર્ય્યધર્મના એ ગૂઢ મૂળ સિદ્ધાંતોને લઇને

તેમાંથી પૃથક પૃથક સંપ્રદાયો પરિણિત પામેલા સાંપ્રત કાળમાં દર્શન આપે છે અને તેમાંથી પણ અનેક પંથ માર્ગ મત પ્રચલિત થયા છે, અને થાય છે, અને સર્વમાં શાસ્ત્ર સ્વીકારનો દાવો કરાય છે, ઇત્યાદિથી-જીજ્ઞાસુને શાસ્ત્રમાં નિર્દેશ કરેલો સત્ય સુખપ્રદ માર્ગ કયો ? એ સમજવું મુશ્કેલ ઠરે છે.

યથા આર્યધર્મના છતત્વદર્શનો

| | | | | | |
|---|---|---|---|---|---|
| ન્યાય, | વૈશેષિક, | સાંખ્ય, | યોગ, | પૂર્વ | ઉત્તરમીમાંસા |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |

પુરાણ દર્શન

શૈવ—પાશુપત, શૈવ, પ્રત્યભિજ્ઞ, રસેશ્વર.

વૈષ્ણવ—શ્રી-મધ્વ-રૂદ્ર-સનકાદિ સંપ્રદાય.

શાકત—ઉત્તર તાંત્રિક દક્ષિણમિશ્ર.

પ્રચૂર્ણ-ગાણપત્ય શૌરપત્ય

એ આસ્તિક એટલે વેદને પ્રમાણરૂપ માનનારા છે અને બીજા વેદને પ્રમાણરૂપ નહિ માનનારા એટલે તે નાસ્તિક દર્શનો મનાય છે તેમાં

ચાર્વાક-દેહાત્મવાદી, ઇંદ્રિયાત્મવાદી, મનાત્મવાદી.

બૌદ્ધ-માધ્યમિક, યોગાચાર સૌત્રાન્તિક, વૈભાષિક.

જૈન-દિગંમ્બર શ્વેતાંમ્બર.

એ ત્રણ વેદને પ્રમાણભૂત નહીં માનનારા દર્શનો છે. બીજા ઉપરોકત દર્શનોમાંથી શ ખા ઉપશાખા, અવાન્તર શાખારૂપ ઉપરોકત દર્શનોના સિદ્ધાંતમાંથી તેમ બીજા ધર્મના વા મ ન કલ્પિત સિદ્ધાંતોને લઇને અમુક અમુક વ્યકિતગત **અનેક માર્ગ-પંથ-મત**, ઉત્પન્ન થઇ પ્રચલિત થયેલા છે. અને જેની આર્ય ધર્મમાં ગણના કરાય છે તેમાંના કેટલાક નામો.

શ્રીરામાનંદ પંથ ગોડમત હરિવ્યાશી રાધાસ્વામી, રામસ્નેહી કબીર, નાનક દાદુ, સિ હમત રવિભાણ પ્રણામી ચકલા સ્વામીનારાયણ શ્રીએકનાથ, મહાનુભાવ ગોપીનાથ, કુબેર સંતરામ, સતનામી, કુંભી, લિંગાયત, નાથ, જંગમ. ગુદડ, બાળાદેવ, ઉન્મતભૈરવ, શાકલ, ચોલી, બીજમાર્ગી વામ-માર્ગી, તરંગી સાધુ (નરંજની ધનુમહારજિ ઉદા ધામી, મટિયા આંડિયા; મરૂવા, ઇંદ્રિપંથ, પ ચમકારી, ફાંસી, ભાભારામ, ગ્રહર, ગંભીર, આપા, ચરણદાસી, નિરાત, ફડાપંથી, વાઉલ, ગરૂડ, પુરાણીક, નાયકાકા, ઈત્યાદિ, ઇત્યાદિ, માર્ગ, પંથમત, છે.

**અન્ય દેશ પ્રજાના ભારત વર્ષમાં ધર્મ મત, અનેક પેટા ભેદ સાથે પ્રચલિત છે જેવાં કે-સુફી** સુનાની; બાળમીયાં, કીરાણી, (ક્રિશ્ચયન) ઈરાની (પારશી) કુરાની (મોહમેદન) યાહુદી, આકર્ષણી, ફ્રીમેશન, ઇત્યાદિ.

**અન્ય દેશ પ્રજાના અને હિંદુ સનાતન ધર્મના**

**સંમેલનથી પ્રચલિત થયેલા સમાજો છે તે બ્રહ્મસમાજ દેવસમાજ પ્રાર્થના સમાજ; થીઓસોફી, આર્યસમાજ. ઇત્યાદિ દેશભક્તિ, સમાજ સેવા, એજ પુરૂષાર્થ માનનારા છે.**

---

એ રીતે શાસ્ત્ર શરણથી સત્યશ્રેય સુખપ્રદ માર્ગને ખોળતા અનેક ધર્મ માર્ગ મતના તત્ત્વ સંમેલથી આ ભારતવર્ષનું વાતાવરણ સાંપ્રતકાળમાં ગાજી રહેલું છે. તેમ વિશ્વમાં દૃષ્ટિ કરતાં સ્વામીશ્રીના વચનાનુસાર આ ભૂમંડળમાં **મૂળશાખા-ઉપશાખા સહિત આશરે ૯૬૦૦૦ ધર્મ માર્ગ, મત, પંથ છે.**

---

## ધર્મ માર્ગના અનેકત્વથી ઉદ્દભવતો કલેશ.

એ ધર્મ માર્ગના અનેકત્વથી વિરલ પુણ્યાત્મા તત્ત્વજ્ઞો વીનાના સર્વને એ ધર્મ મત પંથના પૃથક્ પૃથક્ ભેદો, નાનત્વને લીધે જીવ મોક્ષ, મોક્ષનાં સાધનો વિશ્વોત્પત્તિ ઇત્યાદિ સંબંધમાં અનેક સંશય તર્ક વિતર્ક ઉદ્દભવે છે. અને મનને સંશયોથી હચમચાવી મુકી સત્ય માર્ગના નિર્ણયથી વિમુખ કરે એમ છે ( અર્થાત ઉપરોક્ત-ધર્મ માર્ગ-પંથમાં તત્ત્વ સંબંધમાં અનેક પ્રકારના મતભેદોહોવાથી સત્ય શું છે ? એવો નીર્ણય થઈ ન શકવાથી મન પાછું પડે છે ) તેથી ઇષ્ટ સુખ પ્રાપ્તિમાં-ધર્મશાસ્ત્રથી સફળતા

મુશ્કેલ જણાતાં જીજ્ઞાસુની જીજ્ઞાસા અશ્રદ્ધામાં ફરી નશ રૂપ બને છે અને તેની પ્રત્યક્ષતા- ધર્મશાસ્ત્રની વાત થતાં લોકો અખ્ખા ભકતના વાકયને સંભળાવે છે.

ખટ દર્શનના જુજવા મતા, જ્યાં જોઈએ ત્યાં ખાયે ખતા
ધર્મ માર્ગના જુજવા મતા.
એક થાપે બીજો હણે, અખ્ખા એથી અદકો ભણે
જ્યાં જોઇએ ત્યાં અંધારો કુવો, ઝગડો ભાંગી કોઇ ના મૂવો.

---

## ત્રિવિધ-ધર્મ માર્ગોમાં ધર્મના ઝઘડા દૂર કરવાનાં પ્રયત્નોની નિષ્ફળતા.

ધર્મ માર્ગ પ્રકાશક આચાર્યોના સ્થાન તરફથી, ધર્મ માર્ગ દર્શક પુસ્તકો, બોધકારી કરાય છે, તેમ ધર્મ તત્વજ્ઞો તરફથી પણ તેવો પ્રયાશ થાય છે, એમાં પણ, જીજ્ઞાસુની ઇચ્છા તૃપ્ત થઇ શકે એમ નથી, કારણ વિવેક સંપન્ન મુમુક્ષુ સત્ય નિર્ણય કરી શકે છે. પણ વિવેક વિના જીજ્ઞાસુઓને, ધર્મ પુસ્તકોમાં વર્ણવેલા અનેક માર્ગ ભેદથી- સત્ય નિર્ણય કરવો મુશ્કેલ થાય છે. તેમ આગળ જણાવેલાં અનેક ધર્મોના ઉપદેશકોમાં વિશેષે ધર્મના સત્યત્વને ન પામેલા નામના ઉપદેશકોના વાકયો વિવિધમય હોવાથી જીજ્ઞાસુને મુઝવી નાંખે છે. યથા-એક જે ધર્મ

માર્ગનું મંડન કરે છે. તો બીજો તેનું ખંડન કરે છે. એ રીતે સ્વધર્મ મતની મહત્તા દર્શાવી અન્યને ગૌણ-અસત્ય જણાવે છે. તેમ ઉભય સનાતન ધર્મનો દાવો કરે છે.

**કેટલાક ઉપદેશકો**—સ્વપાદ પૂંજાવવા-વા-કાંઈ સ્વાર્થને ખાતર, ધર્મને નામે ગમે તેવા કપોળ કલ્પિત વચનો ગોઠવી-સહેલા, મન માનતા, ઉપાયો બતાવી, પોતાના નવા પંથ-વાડામાં ગોંધવાનો પ્રયત્ન કરે છે-તેમ લોકો પણ સહેલા ઉપાયો ઇચ્છતા હોવાથી તે પ્રપંચ જાળમાં ફસાય છે. અને સત્ય માર્ગથી વંચિત બની આયુશ્ય એળે ગુમાવે છે.

ઉપરોકત ઉપદેશકોને બાદ કરતાં, બીજા કેટલાક—**વિદ્વાન-સારા ઉપદેશકો** છે. ત્યાં પણ જીજ્ઞાસુની જિજ્ઞાસા તૃપ્ત થઇ શકે એમ નથી. કારણ તેમાં પણ બહુધા માત્ર શબ્દના અભ્યાસી, શાસ્ત્રમાં કહેલા-વચનો-વાતો ઉપર આધાર રાખીને, પોતે જાણતા હોય તેવા અનાભ્યાસી ઉપાયો બતાવે છે-શબ્દની જાળમાં-સ્વધર્મ હઠમાં-વિદ્યાના અભિમાનમાં, તેમના ઉપદેશો ખેંચાય છે. અને જીજ્ઞાસુની જીજ્ઞાસા-અફળ બને છે. અને સત્ય તત્ત્વ દર્શનાભિલાશી માટે **શ્રીકૃષ્ણ ભગવાનનું** શ્રીમુખ વાક્ય સંભારવું પડે છે.

मनुष्याणां सहस्रेषु, कश्चिद्यतति सिद्धये ॥
यततामपि सिद्धानां, कश्चिन्मां वेत्तितत्त्वतः ॥ (भ गी. ७३)

સહસ્રાવધિ મનુષ્યોમાંથી કોઈકજ સિદ્ધિ માટે યત્ન કરે છે, યત્ન કરનારા સિદ્ધમાંથી પણ કોઈકજ મને તત્વથી જાણે છે.

આ શ્રીમુખ વચનાનુ દર્શન ઉપરોકત રીતે-ધર્મ તત્ત્વજ્ઞની અને ધર્મતત્ત્વ સંગ્રાહકની વિરલતાથી સત્ય ધર્મ દર્શનમાં મંદતાનું દર્શન થાય છે. संप्रदायो मार्गो માં તેવુંજ દર્શન એકજ આર્ય્ય સનાતન ધર્મદર્શક પરમ-તત્ત્વવેત્તા આચાર્યશ્રીઓના સ્થાપીત, વેદ પ્રતિપાદિત ધર્મ માર્ગોમાં, સંપ્રદાયોમાં, પરમતત્ત્વ માટે, ઇષ્ટદેવ ગુરૂ માટે, સ્વમાર્ગમત સિદ્ધાન્ત માટે થતા પરસ્પર વિવિધ પ્રકારના ઝગડા, વિખવાદ અને તેના અનુયાયીઓમાં ભિન્નતા કલેશો પ્રગટ રીતે કરાવે છે.

યથા—વેદાંતધર્મના છ તત્ત્વદર્શનોએ અધિકાર પરતત્વે તત્ત્વસિદ્ધાન્તો ઉચ્ચારેલા છે. અને તેનો લાભ લેવા આપવા દેશજન સ્થિત્યાધિકારાનુસાર, આચાર્યોએ શૈવ, વૈષ્ણવ, શાકત, પ્રચુર્યાદિ સંપ્રદાયો માર્ગોદ્વારા તત્ત્વસિદ્ધાંતો દર્શાવેલા છે. એ તત્ત્વસિદ્ધાન્ત પ્રતિપાદિત ભાષ્યોમાં પોતાનાં સંપ્રદા-યમાં જે જે જ્ઞાન અને તેની મોક્ષ દૃષ્ટિએ જે છેવટનું કર્ત્તવ્ય મનાયું હોય, તે મુજબ પ્રતિપાદન કરેલું છે.

અર્થાત્ શ્રી શાંકરાચાર્યજીએ સ્વસિદ્ધાંતમાં જ્ઞાનનું પ્રાધાન્ય સ્વીકારી ઉપાસના અને કર્મને ગૌણ સાધન કહ્યા છે. શ્રી વૈષ્ણવાચાર્યના પ્રતિપાદિત સંપ્રદાયોમાં, ભકિતનું પ્રાધાન્ય અને અન્ય ગૌણ રીતે માન્યા છે. એ રીતે એકલી ભકિત કે એકલો યોગ અથવા એકલું જ્ઞાન, સ્વીકારી નિવૃત્તિ બોધક મોક્ષ ધર્મ માર્ગ દર્શાવેલો છે અને તે સાથે સ્વ-સિદ્ધાન્તનું પ્રતિપાદન કરતાં અન્યમત સિદ્ધાંન્તની ગૌણતા દર્શાવેલી છે. અને તેથી ઉપર; દ્રષ્ટિએ જોતાં તત્ત્વ સંબંધમાં મોટો અંતર થયેલો દેખાય છે.

ધર્મ માર્ગદર્શક ગ્રંથોમાં પણ એકજ માર્ગનું દર્શન થાય છે. ઉપરોકત ભાષ્યો ઉપર અનેક વિદ્વજનો તર્ક, ભાષ્ય, વૃત્તિ, વાર્તિક, અને, ટીકા, નિબંધો વીગેરે, વીગેરે સંસ્કૃત, ગુજરાતી અને ઇંગ્રેજી, તેમ અન્ય ભાષામાં ભાષાન્તરો થયેલાં છે, અને થાય છે. તેમાં પણ ઉપરોકત સંપ્રદાયમાંના એકનેજ અવલંબીનેજ થાય છે, એથી એમાં પણ એકજ માર્ગનું દિગ્દર્શન થાય છે.

પુસ્તકો, માસીકો અને પેપરોમાં ઉપરોકત ગ્રંથોથી પણ આગળ વધીને પરોક્ષ અપરોક્ષ લેખો લખાઇ ધર્મમાં કલેશને સ્થાન અપાય છે. અર્થાત્ ઉપરોક્ત ગ્રંથોમાં ભાષણો, વ્યાખ્યાનો ધર્મના કલ્પનામય તત્ત્વ-સિદ્ધાંન્તો છપાય છે. તેમ સંપ્રદાયિક સંમેલનો મેળાવડા-

ઓના વૃતાંત છપાય છે. વાર્ષિક પરિષદોમાં ધર્મતત્ત્વ સિદ્ધાંતો ચર્ચાય છે. તેમાં પણ ઘણેભાગે સ્વ સ્વસંપ્રદાયની પ્રાચિનતા શ્રેષ્ટતા દર્શાવી અન્યની અપ્રાચિનતા અપૂર્ણતા ગૌણતા દર્શાવવા પ્રયત્ન થાય છે એ રીતે પરસ્પર ઉંચ નીચ દર્શાવી એકજ ધર્મમાં અનેક ધર્મનું દર્શન થાય છે.

એમાં પણ સૂક્ષ્મ રીતે અવલોકન કરનારને જણાશે કે કાંઇક જ્ઞાની પંડિતોના અનુભવાત્મક લેખોને બાદ કરતાં ઘણે ભાગે પુસ્તકીયા પંડિતોના જેવા વાદો શાસ્ત્ર પઠન શ્રવણના પોપટીયા સિદ્ધાંન્તો બુદ્ધિ વૈભવયુકત ભાષણો વાચાળતાના મિથ્યા બકબકાટો લૈકિક ન્યાય જેવા શબ્દાર્થના આડંબરો જેવા લેખો ધર્મના અપરોક્ષ અનુભવ તરીકે માનીને તે મનાવવાંના પ્રયત્નો શીવાય કાંઇક નજરે પડે એમ નથી.

ઉપરોકત રીતે સંપ્રદાય માર્ગના જ્ઞાનના પ્રચરાર્થે પ્રગટ થતા ગ્રથો લેખોથી વિવેક વીનાના સંપ્રદાયના અનુયાયીઓમાં જુદાજ રૂપે બોધ પ્રચલિત થતો દેખાય છે યથા સંપ્રદાયો–માર્ગોના અનુયાયીઓમાં ઉપરોકત લેખોથી કાંઈક વીવેક સંપ્રન્ન વ્યકિતને બાદ કરતાં બહુધા હમારો સંપ્રદાય-ધર્મ–માર્ગ તેજ શ્રેષ્ટ છે અન્ય ધર્મ–માર્ગ કનિષ્ટ છે. હમારો સિદ્ધાંત વેદ પ્રતિપાદિત

અન્ય કનિષ્ઠ ભૂલ ભરેલા છે. હમારા ઉપાસ્ય-દેવ તેજ પરબ્રહ્મ ઇશ્વર સર્વના માલીક છે બીજા બધા અંશ કળા રૂપ તેનાં સેવક છે.-હમારા સંપ્રદાય-માર્ગ પ્રવર્ત્તક આચાર્ય શ્રી તેજ શ્રેષ્ટ-જગત્ગુરૂ બીજા બધા કનિષ્ઠ ઇત્યાદિ ઇત્યાદિ રીતના વિવાદે મચી રહ્યા છે, અને એ સાથે શ્રીપરમ તત્ત્વની અને પરમ તત્ત્વ પ્રકાશક મહાન તત્વવેત્તાઓની પણ અવગણના કરી રહ્યા છે.

એ રીતે-ધર્મ ભકિતના આદેશોને બદલે-ધર્માંધતા ધર્મપ્રમાદ મહાન્ દોષનો વિસ્તાર થઈ ધર્માંધ ધર્મભોળા પ્રેમલાં-મતાંધ-ઝનુન ઇત્યાદિ દુર્ગુણો વિવિધ પ્રકારથી દર્શન આપી રહ્યા છે અને એના પ્રતાપે સ્વધર્મમાં નીષ્ઠાને દ્રઢાવવાના લેખોનો બોધ-અન્ય ધર્મોના વિરોધ દ્વેષ ઇત્યાદિમાં પર્યવસાન થાય છે.

સારાંશ ઉપરોકત રીતે સંપ્રદાયોમાં સાંપ્રદાયિકતા અને કલેશ બીજી બાજુએ-ધર્મને નામે પ્રચલિત થયેલા થતા, સ્વાર્થીઓના વાડાઓ ગુપ્ત મંડળો કુસંસ્કાર વહેમ અને એ ઉપરાંત થતો ભયંકર જડવાદનો ધસારો ઇત્યાદિથી આર્ય્ય સનાતન ધર્મ સંબંધમાં થતા જન સમાજના વિપરીત પ્રહારો વિચારો.

" યથા " કેટલાક સ્વાર્થ સાધુ પંડિતમંન્યો-ઉપરોક્ત

સાંપ્રદાયિક ક્લેશને આગળ લાવી-આર્ય ધર્મને અને અન્ય સર્વ ધર્મને અપૂર્ણ ઠેરવી, પોતેજ મહાન્ તત્વવેત્તા બની વાચાળતાથી સ્વાર્થ જાળ પાથરી અજ્ઞાની જનોને-પોતાના નવીન વાડામાં પૂરવા પ્રયત્નશીળ બન્યા છે-અને બને છે.

"**કેટલાક**" દોઢ ડાહ્યાઓ-જેઓ બીજા ભદ્રંભદ્ર જેવા હોઇને નાસ્તિકને પાટલે બેશનારા છે તે તો તમામ પ્રકારના શુભ અશુભને શુકન તરીકે માનીને તેનું રહસ્ય અન્યને સમજાવી સ્વાર્થ સાધી રહ્યા છે.

"**કેટલાક**" ગ્રામ્ય પંડિતો છે. તે તો ગામના પ્રચલિત વહેમ, રીત, રીવાજ ઉપર ધર્મનું આધ્યાત્મિક ભાષ્ય કરવા કુશળ બની રહ્યા છે. અને વહેમ નીચ પૂજાદીક્રિયા-દેવમાનતાદી અધર્મ રીતોને ધર્મમાં દ્રઢી વહેમ અજ્ઞાનતાને દ્રઢ કરી રહ્યા છે.

"**કેટલાક સુધારકો**" સુધારાની દ્દષ્ટિએ, નાના-પ્રકારના ધર્મો, મતમતાંતરો જોઇને કહે છે કે અનેક મત મતાંતરો-ધર્મમાર્ગો શું ? એકજ ધર્મમાંથી નીકળવા શક્ય છે કે ? શું હિંદુ ધર્મ ગૌાડ બંગાળ છે કે શું ? કે જેમાં આ બધુંજ સમાય; ઇત્યાદિ શંકા લાવી, ધર્મ એ દાંભિક માણુસોએ-અજ્ઞાન લોકો પાસેથી દ્રવ્યાદિ નીચોવી લઈ તાગડધીન્ના કરવાના હેતુથીજ પ્રચલિત કરેલા છે. એમ

માની અન્ય પ્રજાના ધર્મનો મન માનતો સુધારો દાખલ કરવા મથી રહ્યા છે.–અરે ! એથી પણ.

પાશ્ચાત્ય વાંચન–જ્ઞાનથી ઉન્નત થતો જન સમાજ તો, પ્રત્યક્ષ, એજ સત્ય, અમેજ બધું જાણીએ છીયે મનથી માનેલું એજ સત્ય.–કેટલાકોતો–પ્રાચિન ઋષિ મુનિઓનો તિરસ્કાર દૃષ્ટિથી ઉપહાસ કરે છે. અને ધર્મના તત્ત્વ વિચારો, નકામા, વખત ગુમાવવાના, કચરા જેવા, બાળકની લવારો જેવા ગણીને ધર્મ એ મુર્ખ પામર લોકોનો વહેમ કહી રહ્યા છે.

" કેટલાકો " ધર્મથીજ વા–ધર્મ એજ હિંદુ પ્રજાની અધોગતિનું કારણ–અન્ય દેશની સ્થીતિ આગળ લાવી જણાવી રહ્યા છે. અને હિંદુ પ્રજાના પુનરૂદ્ધારના હેતુથી–ધર્મને પુનઃ સુવ્યવસ્થિત કરવાના પ્રયત્નો આદરી રહ્યા છે. તેમાં કેટલાકો અવતારવાદને લઇને–કેટલાકો–મૂર્તિ પૂજનને લઇને–કેટલાકો–વર્ણાશ્રમને આગળ લાવીને–અને કેટલાકો વિદેશી ધર્મતત્ત્વની ફીલસુફીમાં અંધ બનીને તેને દાખલ કરવાની દલીલો લઇને–કેટલાકો હિંદુ ધર્માચારનું રહસ્ય–પાશ્ચાત્ય સાયન્સને આધારે રચાચલું ગણી સર્વમાં સાયન્સને આગળ લાવવાના ઇરાદાથી–વિરૂદ્ધ લડત ચલાવી રહ્યા છે અર્થાત્ ઉપરોકત રીતના કારણો જણાવી, અથવા કારણો વિના અધોગતિ માનીને તેને દૂર કરવાના પ્રયત્નો કરી રહ્યા છે.

તેમ ઉપરોક્ત વર્ગથી ઉલટો પ્રાચિનતાને સ્વીકારનારો જન સમાજ છે. તે તો એમજ કહે છે કે—તમારા પાંડિત્યમાં, તમારા સાયન્સની ફીલસૂફીમાં-કે તમારા સુધારામાં અમને સમજણ પડતી નથી–પ્રાચિન કાળમાં જે ધર્મનો વિજય ધ્વજ પૃથ્વીના સર્વ ખંડોમાં ફરકી રહ્યો હતો. તેજ ધર્મ, ખોટો કેમ કહી શકાય? હમારે તો એકજ ઈશ્વરનુંજ કામ છે–એટલે તેનું જે શાસન તેજ શાસ્ત્ર; અને એમાં કહેલી આજ્ઞા તેજ ધર્મ છે. તેજ હમો માનતા આવ્યા છીયે, તેમ માનીશું. એ સીવાય બીજું અમારે જાણવાની જરૂર નથી.

ઇત્યાદિ રીતના વિવિધ વિચારમય, વાતાવરણમાં-જનવૃંદ તણાય છે.—કાંઇક અંશે સ્વધર્મમાં–અને–કાંઇક અંશે પરધર્મમાં–અને કાંઇક અંશે સેળભેળ ખાતે અફળાય છે. અને સત્ય તત્ત્વ સુખના અભિલાશીને–સત્ય ધર્મમાર્ગના દિગ્દર્શન માટે–અફસોસ સાથે શ્રી કબીર ભકતનું પદ યાદ કરાવે છે.

" પાંચ પચ્ચીસ કેરા ઝગડામાં મારો હીરો હરાયો. "

કચરામાં.

# વર્તમાનકાળમાં ધર્મની વિલક્ષણ સ્થિતી.

**સારાંશ**—ઉપરોકત રીતે જન સમાજના ધર્મ સંબંધના વિચારો જોતાં, જેમ બુદ્ધ ધર્મના ઉદય સમયે કર્મ કાંડનો લોપ, ભકિત-યોગમાં વિપર્યતા, અને આત્મોન્નતિ સાધન જ્ઞાનમાં મંદતા અને તે સાથે ધાર્મિક વ્યવહાર, અને રાજ્ય ધર્મ વિગેરેમાં ફેરફાર થયા હતા. તેવીજ સ્થિતિ-ધર્મની થઇ છે, એમ કહેવામાં કાંઈ પણ પ્રત્યવાય નથી—અર્થાત્ ધર્મમાં વિવિધ પ્રથકતા, કલેશ, અને ધર્મ જ્ઞાનમાં મંદતા તેમ ધર્મ માટે નિસ્પૃહતાદિના દર્શન થઇ. ધર્મ માટે એક વિદ્વાનના વાકયને સંભારવું પડે છે.

विद्वत्ता वसुधातले विगलिता, पांडित्यधर्मो गताः ।
श्रोतॄणां हृदयेस्वबुद्धिरधिका, ज्ञानं गतं चारणे ॥
गाथा गीत विनोद वाक्यरचना, युक्त्या जगत् रंजितं ।
ज्योतिर्वैद्यकशास्त्र सार मखिलं, नीचेषु जातं कलौ ॥

( सु. भा. रत्नभांडार )

વિદ્વતા બધી પૃથ્વીના તળીઆમાં જતી રહી. પડિંત સંબંધીનો ધર્મ પણ ગળીત થયો. સાંભળનારા શ્રોતા જનોની જડ બુદ્ધિ થઇ ગઈ. જ્ઞાન બધું નટ નાચનારા જનોમાં ગયું અને યુકિત શૂન્ય-ધર્મ શૂન્ય ગીત વાર્ત્તાના

વિનોદ વાક્યની રચના વડે જગત રંજન થયું છે થાય છે સમગ્ર જ્યોતિષ વૈદિક આદિ સર્વ શાસ્ત્રનો સાર પાત્ર વીનાના નીચ જનોમાં આ કળીયુગને વીષે ગયો છે.

गता गीता ज्ञानं क्वचिदपि पुराणं व्ययगतं ॥
बिलीना स्मृत्यर्था, निगम निचयो दूरम ग मत् ।
इदानीं रै दास प्रभृति वचनै मोक्ष पदवी ॥
तदेयं जानीमो कलियुग, तवै वैष महिमा ॥

( सु. भा. रत्न भांडार )

ગીતાનું જ્ઞાન ગયું પુરાણો કોઇ ઠેકાણે સંતાઇ ગયાં ( નોવેલ નાટક થયાં ) સ્મૃતિઓ લીન થઈ ગઇ. અને વેદો તો દૂર દેશ ગયા. હાલમાં તો લક્ષ્મીનાં દાસ થયેલા લોકો વિગેરેનાં વચનોમાંજ મોક્ષ પદવી રહેલી છે. આ ઉપરથી એમજ જણાય છે કે–હે ! ! કલિયુગ ! ! આ બધો તારો મહિમા છે.

धिकत्वां रे कलिकाल, याहि विलयं केयं विपर्य स्तता ॥

હે ! ! કલિકાળ ! ! તુંને ધિક્કાર છે. હવે તું અહિંથી જા' અરે ! ! તેં આ પવિત્ર ભારત ભૂમિમાં કેટલો બધો વિપર્યય–ફેરફાર કરી નાંખ્યો છે.

धर्मो एव हतो हन्ति, धर्मो रक्षति रक्षित: ।

ધર્મના પાલનમાં સર્વ ઉન્નતિનું મૂળ છે. ધર્મ પરમ

ઉપકારી ઋષિ મુનિવરોના અથાગ તપાદિ પરિશ્રમે શ્રીહરિ શાસન (વેદ)થી અનુભવેલું મહાન ફળ છે. ધર્મ જે અબાધિત શાશ્વત દિવ્ય તત્વોના સમુચ્ચય રૂપ હોવાથી અનાદિ અને સનાતન છે, જેના સેવને પરમતત્વ-નિત્યસુખ પરમ પુરૂષાર્થની પ્રાપ્તિ સર્વ ઉન્નતિનો લાભ અવશ્ય પ્રાપ્ત થાય છે જે ધર્મે પરધર્મ સહિષ્ણુતા અને વિશ્વ બંધુત્વનો સર્વથી પ્રથમ પરિચય કરાવી વિશ્વવ્યાપી ધર્મ થવાની શ્રેષ્ટતા દર્શાવી છે.

અહા!! તેજ ધર્મનાં સ્વરૂપમાં ભિન્ન ભિન્ન માન્યતા પૃથકતા અજ્ઞાન અને કલેશતાદીનું દર્શન થાય છે અને તેજ ધર્મને-કુતર્ક-શંકા-અને ઘૃણાની નજરથી જોવાય છે અન્ય દેશ-પ્રજાના બાહ્ય દ્રસ્ય-ધર્મ વિદ્યા હુન્નરનાં ધશારામાં જનશમૂહ ભેળાઇ અહો ભાગ્યતા મનાય છે.

અહા!! ધર્મ એજ પ્રાણ, ધર્મ એજ જીવન, ધર્મ એજ ધન અને ધર્મ એજ પ્રભુપ્રીય સર્વોપરી-શાસન ગણીને, તેના પાલનમાંજ-સર્વ ઉન્નતિ-મનુષ્ય જન્મની અહોભાગ્યતા છે-એજ દ્રઢ માન્યતાથી-પ્રાણ જતાં પણ તેનું રક્ષણ કરવામાં-પાછું નહિં જોનારી-અરે! ધર્મ અર્થે સર્વસ્વ ગુમાવનારી આર્ય્ય પ્રજાના સંતાનોમાં-સ્વધર્મમાં મંદતા-નાસ્તિકતા-અભાવ-બાહ્ય સુખ-તૃષ્ણામાં પ્રવૃત્તિ-

મિથ્યા ઉન્નતિની આકાંક્ષા ધારી નિત્યસુખ પ્રાપ્તિ કરાવનાર ધર્મની અવહેલના કરી નષ્ટ ભ્રષ્ટ થતા જણાય છે.

ધર્મના લાક્ષણિક અંગોને તજી-બાળ લગ્ન-વિધવા વિવાહ, સોનેરી લગ્ન, નિયોગ, જાતિ. નાશ, અસ્પર્શતા, અબ્રહ્મચર્ય, અવિદ્યા, નિરૂદ્યમતા, આદિ ધર્મ વિધ્વંસક દુર્ગુણોની અભિવૃદ્ધિ થાય છે. અને તે સુધારો-રાષ્ટ્રની પ્રગતિ આજ કાલ મનાય છે.

## ચતુર્થ ——— વિશ્રામ.

# ધર્મની વિલક્ષણ સ્થિતિમાં સત્ય સુખ પ્રદ માર્ગનું દર્શન શાથી થાય ?

આર્ય્ય પ્રજાની-મૂળ સ્વાભાવિક વૃત્તિઓ જોતાં પ્રવૃત્તિમય નથી. કારણ તેમના મૂળ આદેશો નિવૃત્તિમય છે. અર્થાત્ તેમના જીવનના સર્વ વ્યવહારીક કૃત્યો ધર્મ તત્ત્વો થી ગુંથાયેલ છે જેથી તે કાલાન્તરે પણ પાછા પોતાના મૂળ સ્વરૂપમાં પ્રકાશ્યા વિના રહેતા નથી.

ઉપરોકત વચનાનુસાર, વર્તમાન કાળમાં ધર્મ અને દેશની વિલક્ષણ સ્થિતિ છતાં, જેના આદ્ય સંસ્કાર પ્રબળ છે

( अनेक जन्म संसिद्धो स्ततो यांति परागतिम् )

એવા આર્ય્યબંધુઓમાંથી-વિરલ વીરો-વ્યવહાર તથા પરમાર્થ ઉભયનો નિર્વાહ કરી લેવાને-યત્નશીળ થાય છે, થયા છે, અને થશે. તેમને ઉપરોકત ધર્મની વિલક્ષણ સ્થિતીમાંથી ઉપરોકત ધર્મ,મતો માંથી-સનાતન આર્ય્ય ધર્મશાસ્ત્ર પ્રતિપાદિત-સત્ય સુખ-પરમ પુરૂષાર્થ-અવિચળ સુખ-શ્રેય પ્રાપ્ત કરાવનારો માર્ગ કયો છે? ઈત્યાદિ જીજ્ઞાસા ઉદ્દભવે છે. એ જીજ્ઞાસાની પરિપૂર્ણતા માટે આર્ય્ય ધર્મ તત્વજ્ઞાન ધર્મ સંબંધના અનુભવાત્મક ઉદ્દગારોનું દિગ્દર્શન કરીયે

આર્ય્યવર્ત્તનું અત્યોત્તમ જ્ઞાન—વેદ વેદાંતમાં સમાયલું છે. અને તેથી આર્ય્ય ધર્મનું મૂળ વેદ વેદાંત છે. એ મૂળને અવલંબીને આર્ય્યવર્ત્તમાં-અનેક શાખારૂપે-સમયાનુસાર, યોગ્ય અને અનુકુળ થાય, એ રીતે વેદરૂપી વૃક્ષનાં, થડ ડાળાં પાંદડાં પૂષ્પ ફળાદી ગૃહીને પોતાનાં લૈકિક વ્યવહારાદીક ધાર્મિક કૃત્યથી આર્યાવર્તની ચાતુર્વર્ણ્ય પ્રજા પ્રાચિન કાળથી ચલાવતી આવી છે. અને તેથી સઘળા ધર્મમાર્ગીઓ સ્વધર્મને વેદધર્મ વેદાંત ધર્મ કહેવડાવવામાંજ પોતાના ધર્મની મહત્તા માને છે.

**वेदो नारायणः साक्षात्स्वयं भूरितिविश्रुतः ॥**

**વેદ સાક્ષાત્ પરમાત્માની પ્રતિમૂર્તિ રૂપ છે.**

**न कश्चित् वेद कर्ताच, वेद स्मर्ताच चतुर्भुजाः ॥**

વેદનો કોઇ કર્તા નથી, પણ વેદનું સ્મરણ કરનાર ચતુર્મુખ બ્રહ્મા છે.

વેદ અપૌરૂષેય સનાતન આદિ અંત રહિત છે. અર્થાત્ વેદો કોઇ એક વિશિષ્ટ વ્યક્તિના મનનથી કે શબ્દથી વા અમુક દેવદૂત તે મધ્યમ વર્તી મહાત્માથી પ્રગટેલ નથી. અર્થાત્ વેદ મતનો કોઇ પ્રવર્તક નથી પણ તે પરમાત્માના ઉસ્વાશરૂપ, ભિન્ન ભિન્ન મહાન્ આત્માઓએ ભિન્ન ભિન્ન સમયમાં વિશ્વવ્યાપક સિદ્ધાંતો શોધેલા, તે સિદ્ધાંતોના સમુચ્ચયને વેદાંત સંજ્ઞા અપાયલી છે.

એ દિવ્ય તત્ત્વ સિદ્ધાંતો અબાધિત અને શાશ્વત છે. મનુષ્ય કેવળ તેમનો દૃષ્ટા છે. તેથી તે અપૌરૂષેય, આદિ અંત રહિત સનાતન છે, વેદનું અત્યંત પ્રાચિન જે તત્ત્વજ્ઞાન સંગ્રહાયલું છે તે ગ્રંથ ઉપનિષદ્, શ્રુતિ, અને વેદાંત કહેવાય છે. એ વેદનો અંત ભાગ, ચુડામણિ ભાગ વેદનું અંતિમફળ છે. એ રીતે આર્યધર્મનું મૂળ વેદ વેદાંત હોવાથી, વેદ એ આર્ય ધર્મમત નિરાકરણની વા ધર્મ સંમીલનની વરિષ્ટમાં વરિષ્ટ અદાલત વા ભૂમિકા છે એમાં દર્શાવેલ તત્ત્વોપદેશ સર્વોત્તમ સમસ્ત શ્રેય સંપત્તિને પ્રાપ્ત કરાવનારો અંતિમ લક્ષ્યએ પહોંચાડનારો છે, એજ ઇશ્વરી શાસન છે તેની પ્રત્યેક આજ્ઞાઓ, વચનો સર્વ વિવાદોત

જીને આર્યસંતાનો અહોનીશ પાળવાને તત્પર છે. અને તેજ આસ્તિક સનાતન ધર્મી મનાય છે અને જેઓ એ પરમ સાહિત્યની અવગણના કરનારા છે તેઓ નાસ્તિક વેદને નહિં માનનાર લેખાય છે.

એ રીતે ધર્મ મતોમાંથી પરમ પ્રાપ્તવ્ય અભય માર્ગનું દિગ્દર્શન, આર્યધર્મના મૂળરૂપ ઇશ્વરીશાસન વેદ વેદાંત ધર્મગ્રંથ વીના થાય એમ નથી. એવો પ્રાજ્ઞ તત્વજ્ઞોનો દ્રઢ સિદ્ધાંત છે અને તે સર્વ માન્ય છે.

---

# વેદ વેદાંત ધર્મગ્રંથનું તત્વજ્ઞાન ગુરૂવીના પ્રાપ્ત થતું નથી.

વેદ વેદાંત ગ્રંથોનું તત્વજ્ઞાન–સૂક્ષ્મ–અતીગુહ્ય હોવાથી સૂક્ષ્મત્તમ મતી વીના ગ્રહણ થવું અશકય છે જેથી વેદાંત ગ્રંથોમાં आचार्यवान् पुरुषो वेद तद्वि ज्ञानार्थं सगुरुमेवाभिगच्छेत् समित्पाणि श्रोत्रियं ब्रह्मनिष्ठम् આચાર્યવાળા પુરૂષને જ્ઞાન થાય છે જીજ્ઞાસુએ આત્મજ્ઞાન પ્રાપ્તિ માટે હાથમાં સમીધ લઇ વેદના પારંગત બ્રહ્મનિષ્ઠ સદગુરૂને શરણે જવું. (मुंडक)

એ રીતે શ્રુતિઓ ગુરૂની આવશ્યકતા દર્શાવે છે પણ

શ્રુતિ વચનને આધીન થતાં સદ્‌ગુરુ કોણ? કયા ગુરુથી વેદ વેદાંત પ્રસ્થાપીત અભય માર્ગનું દર્શન થઈ કૃત્યા કૃત્ય થવાય છે? એજ પ્રશ્નના નિરાકરણ ઉત્તરમાં નિરાશા પ્રાપ્ત છે—અર્થાત્-બ્રહ્મનીષ્ટ ગુરૂ મેળવવાને મહાન અડચણ ઉપસ્થિત થાય છે.

યથા આ ભારતવર્ષનું-ધર્મ તત્ત્વજ્ઞાન શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ મહાન ઇશ્વરી વિભૂતિ સ્વરૂપ મહાન ઋષિ, મુની, આચાર્યોદી મહાન આત્માઓએ નિસ્વાર્થતાથી મહાન તપાદી પરિશ્રમે પૂર્ણ શીખરે પહોંચાડેલું છે. એ આજ વીશમી સદીમાં-ધર્મના પરિવર્તન કાળમાં પણ વીશ્વના તત્ત્વજ્ઞોમાં નીર્વીવાદ રીતે માન્ય કરાયલું છે. એ તત્ત્વજ્ઞાનને—દેશ-કાળ—જનાધિકારાનુસાર તેની આંતર બાહ્ય સ્થિતિ પરત્વે પરમ પુરૂષાર્થ સિદ્ધ કરનારા માર્ગો ઉપાયો સમયાનુકુળ ભિન્ન ભિન્ન દર્શાવેલા છે. એ રીતે પરિપૂર્ણતાના લક્ષ્યબિંદુએ પહોંચી જે ધર્મ પૂર્ણ છે. અને તેના તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિના માર્ગ, પણ તત્ત્વજ્ઞોના મતે પૂર્ણરૂપ છે. છતા આધુનીક સમયે કલુષિત મતીના પ્રાબલ્યે અપરોક્ષાનુભૂતિ આ શ્રુતિવાકયને તીલાંજલી આપી અર્થાત્ ધર્મના અંતિમ લક્ષ્યે નહિ ગયા છતાં ઉપરોકત ધર્મ તત્વજ્ઞો મહાન્ પુરૂષોના પરમ ઉપકારમય અનુભવાત્મક સૂક્ષ્મમતિથી ગૃહણ થતા આ દેશોને વીસારી સ્વપાદ પૂજનના અભિ-

લાશી વળી સ્વ સ્વાર્થ સિદ્ધ કરનારા કપોળ કલ્પિત ધર્મ મતો પ્રવર્ત્તાવી તેમનું મહાન્ પદ છીનવી લેવાને પ્રયત્નશીલ એવા મહાત્માઓ, ગુરૂઓની રેલજ આવેલી દર્શાય છે અને તેજ પ્રવાહમાં જાણે અજાણે જન સમૂહ તણાય છે. અને ઉભય નીંદાય છે ( લોભી ગુરૂ, લાલચુ ચેલા )

ઉપરોક્ત અપવાદ દૂર થઈ સનાતન આર્યધર્મને પૂર્ણતાના લક્ષ્યએ પહોંચાડનારા સત્ય ધર્મ પ્રકાશક મહાન આત્માઓના પરમ ઉપકારને ભુલી જઇ સ્વપાદ પૂંજાવવાને ઉત્સુક–કૃતઘ્નો કૃતજ્ઞ બને અને સત્યસુખ શ્રેયપ્રદ અભય માર્ગનું દર્શન–સત્ય સુખાભિલાશી જીજ્ઞાસુને થાય–એ સિદ્ધી માટે શ્રુતિ વચને જે સર્વેશ્વર સર્વસ્વ પૂર્ણ જગનિયંતા આદિ પરાત્પર ગુરૂ છે તેમનું શરણુ–સાસન વીના એક પણ ઉપાય નથી–અર્થાત્ જગનિયંતા સર્વેશ્વર વીના તેમના સરણુ વીના ઉપરોક્ત જીજ્ઞાસાની પૂર્ણતા થવી આકાશ કુસુમવત્ છે. કારણુ એમના શરણુ–શાસન વીના તત્વજ્ઞોના અનુભવાત્મક આદેશોનું જ્ઞાન થઈ શકે નહિં.

सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहंत्वा सर्वपापेभ्यो मोक्षयिस्यामि मा शुच ॥
तमेव शरणंगच्छ सर्वभावेन भारत ॥
तत्प्रसादात्परां शांतिं स्थानंप्राप्स्यसिसाश्वताम् ॥

સર્વ ધર્મનો પરિત્યાગ કરીને મને, એકને, શરણુ જા હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ શોક મા કર.

હે ભારત!!! સર્વ ભાવ થકી તેને શરણુ જા. તેના પ્રસાદથી પર, શાન્તિ, શાશ્વત સ્થાન પામીશ.

ઉપરોક્ત શ્રીમદ્ભગવદ્ગીતાના અષ્ટાદશ અધ્યાયના શ્રીમુખ વચનાનુસાર આદિ ગુરૂનું શરણુ સ્વીકારી તેના શાસનથી-વહીયે તોજ સત્ય, સુખ શ્રેય અતિમ લક્ષ્ય પ્રાપ્તિના અભય માર્ગનું દિગ્દર્શન થશે.

---

# સત્ય; શ્રેયપ્રદ શ્રી જગનિયંતા પરબ્રહ્મનું શરણુ છે.

यो ब्रह्माणं विदधातिपूर्वं योवैवेदांश्च,, प्रहणोति तस्मै तं देवमात्म बुद्धि प्रकाशं. मुमुक्षु वैशरण महंप्रपद्ये. (श्वे श्वतर) तमीश्व राणां परमं महेश्वरं तंदेवतानां परमं चदैवतम् पतिंपतीनां परमं पुरस्तात् विदामदेवं भुवनेश-मीड्यम् सविश्वकृद्विश्व विदात्म योनिर्ज्ञः कालकालो गुणी सर्व विदमः प्रधानक्षेत्रज्ञ, पतिर्गुणेशः संसारमोक्ष स्थिति बंधहेतु ॥

જે પરમાત્મા સૃષ્ટિના આરંભમાં બ્રહ્માના હ્રુદયકમળમાં વેદોનો પ્રકાશ કરતા હવા, તે બુદ્ધિ પ્રકાશ દેવને હું મુમુક્ષુ શરણુ થાઉં છું-જે સર્વ નિયંતાઓના પણ મહાન

નિયંતા, સર્વ દેવતાઓના પરમ દૈવત રૂપ સર્વ પતિઓના પતિરૂપ. જે કાંઇ મહાન છે. તે કરતાં પણ; મહાન સ્વરૂપ સ્વયં પ્રકાશરૂપ તથા સર્વ ભુવનોના નિયંતારૂપ આ પરમાત્માને એ રીતે અમે જાણીએ છીએ. આ પરમાત્મા વિશ્વની ઉત્પત્તિ કરનાવાળા છે તે અખિલ વિશ્વના જ્ઞાતા છે તે સર્વના આત્મારૂપ છે તે સર્વના કારણરૂપ છે તેઓ કાળના પણ કર્તા છે. તે પૂર્ણપણાના સર્વગુણોથી યુકત છે તે પ્રધાન મૂળ પ્રકૃતિના તથા ક્ષેત્રજ્ઞ-જીવોના પતિરૂપ છે. સત્વાદિ ગુણોના તે નિયામક છે. તથા તેઓ સંસારને વિષે મોક્ષ, સ્થિતિ, અને બંધનના આપવાવાળા છે.

ॐ सहना ववतुसहनौ-भुनवतु सहवीर्यं करवा वहै तेजस्विना वधी तमस्तुमाविद्विषा वहै ॥

ॐ शान्ति शान्ति शान्तिः

( કંઠોપનિષદ્ )

તે પરબ્રહ્મ-પરમેશ્વર અમારૂં રક્ષણ કરો તે ફળને પ્રકાશ કરી અમારૂં રક્ષણ કરો. ખરેખર અમોને બ્રહ્મવિદ્યાને માટે સામર્થ્ય આપો. અમે જે કાંઇ અધ્યયન કર્યું હોય તે પ્રકાશયુકત થાઓ. અમોને પરસ્પર દ્વેષ માં થાઓ.

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિ.

ॐ पूर्णप्रदः पूर्णमिदं पूर्णात्पूर्णं मुदच्यते ।

पूर्णस्यपूर्णमादायपूर्णमेवा वशिष्यते ॥

આ પૂર્ણ છે એ પૂર્ણ છે પૂર્ણમાંથી પૂર્ણ નીકળે છે પૂર્ણમાંથી પૂર્ણ લેવાથી પૂર્ણજ અવશેષ રહે છે.

---

# જગનિયંતા પરબ્રહ્મનું શાસનવેદ છે તેજ અખિલ ધર્મનું મુળ છે.

नकश्चिद्वेद कर्ता स्याद्वेद स्मर्ता चतुर्मुखः ।
वेदो नारायणः साक्षात्स्वयंम्भूरिति शुश्रुम ॥

વેદ અપૌરૂષય સનાતન સાક્ષાત પરબ્રહ્મની પ્રતિમૂર્તિ રૂપ છે અને તેજ ( वेदोऽखिल धर्ममूलं ) અખિલ ધર્મનું મૂળ છે તેથી ધર્મ એ ઇશ્વરશાસન કાયદો–વા–આજ્ઞા છે. એવી આર્ય્યધર્મ તત્વજ્ઞોની દ્દઢ માન્યતા છે અને તેથી वेद प्रमाणकः श्रेय साधनं धर्मः વેદના પ્રમાણવાળુ કલ્યાણનું જે સાધન તેજ ધર્મ છે.

પંચમ ——— વિશ્રામ

# વેદ પ્રમાણકઃ સનાતન ધર્મગ્રંથ–સ્વરૂપ

अंगानि वेदश्चत्वारो मीमांसान्यायविस्तरं ।
धर्मशास्त्रं पुराणंच विद्यास्त्वेता चतुर्दश ॥

( મનુ )

પોતાનાં અંગો સાથે ચાર વેદો મીમાંશા, ન્યાયશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર અને પુરાણ ઇતિહાસાદિ એમ ચતુર્દશ સનાતન ધર્મના વીદ્યાગ્રંથો છે.

# "ગ્રંથ નિર્દેષક કોષ્ટક."

| સત્યવેદના ચાર વિભાગ | ઋગ્વેદ | યજુર્વેદ શુક્લ | યજુર્વેદ કૃષ્ણ | સામવેદ | અથર્વવેદ |
|---|---|---|---|---|---|
| દરેક વેદ વિભાગ ત્રણ ભાગે છે. (૧) મંત્ર સંહિતા | સંહિતા ૧૦૪૦૨ ઋચાઓ | સંહિતા ૧૯૭૫ મંત્રો | સંહિતા ૧૮૦૦૦ મંત્રો | સંહિતા ૧૫૪૯ ઋચાઓ | સંહિતા ૧૨૩૦૦ મંત્રો |
| શાખા | શાકલ્યાદિ ૨૧ શાખા | માધ્યંદિનિ ૧૫ શાખા | તૈતિરીયાદિ ૮૬ શા | કૌથુમાદિ ૧૦૦૦ શાખા | પિપ્પલાદિ ૯ શાખા |
| (૨) બ્રાહ્મણ ગ્રંથ | ૨૧ ઐતરય શાંખ્યાયન કૌષીકિ: | ૧૫ શતપથ | ૮૬ તૈતરીય | ૧૦૦૦ પોઢ આદિ | ૯ ગોપથ |
| (૩) ઉપનીષદ | અતરેય | બૃહદારણ્યક | | છાંદોગ્ય. | માંડુક્ય |
| ઉપવેદ | આયુર્વેદ | ધનુર્વેદ | | ગાંધર્વ વેદ | અર્થવેદ |

| વેદના ૭ અંગ | બે મીમાંસા | ન્યાય ચાર | ધર્મશાસ્ત્ર | પુરાણુ |
|---|---|---|---|---|
| (૧) શિક્ષા ૪<br>(૨) કલ્પ. (ગૃહ્યસૂત્ર શ્રૌતસૂત્ર ૧૧૩૧)<br>(૩) વ્યાકરણુ<br>(૪) નિરૂકત<br>(૫) છંદ<br>(૬) જ્યોતિષ | (૧) પૂર્વ મિમાંસા<br>(૨) ઉત્તર મિમાંસા | (૧) ન્યાય<br>(૨) વૈશેષિક<br>(૩) સાંખ્ય<br>(૪) યોગ | મનુ યાજ્ઞ-વલ્કાદિ ૨૦ સ્મૃતિ કોઇક મતે ૩૦ સ્મૃતિ | બ્રહ્મવૈ વર્તાદિ ૧૮ ઉપપુરાણો ૧૮ ઇતિહાસાદી રામાયણુ મહાભારત |

ઉપરોકત કોષ્ટકમાં મનુસ્મૃતિ–અને યાજ્ઞવલ્કય સ્મૃતિમાં–**ધર્મવિદ્યા** ચતુર્દશ જણાવી છે. તેમ કોઇક સ્મૃતિમાં ચાર ઉપવેદ સાથે અષ્ટાદશ વીદ્યા કહી છે. શ્રી શુક્રાચાર્યે બીજી અંતરગત વીદ્યાઓને પૃથક પાડી બત્રીશ વીદ્યા કહી છે, અને તે સાથે ચોસેઠ કળા જણાવી છે છાંદોગ્યમાં નારદે વીદ્યાના નામો જણાવેલા છે એ સર્વનો સાર જોતાં અષ્ટાદશ ધર્મવીદ્યામાં સમાવેશ થાય છે–એ રીતે

**आर्य्य सनातन धर्म तत्वदर्शनोनी महान् भव्य इमारत आर्य्यधर्म तत्वज्ञोए चणेली छे.**

---

# ધર્મવિદ્યા ગ્રંથોના આશયોને

# ટુંકા સાર.

ચાર વેદ—ऋग्वेदમાં પરમ તત્વ પરબ્રહ્મની વિવિધ શકિતઓ રૂપ દેવોના પ્રાક્રમ-સ્તુતિ-સ્વરૂપની ऋचा (મંત્રો) છે.

યજુર્વેદમાં ઉપરોકત શકિત જ્ઞાન પ્રાપ્તિ કરાવનાર યજ્ઞો ક્રિયા આદિ કરવાનાં વિધાનો છે.

સામવેદમાં ઉપરોકત પરબ્રહ્મ સ્વરૂપ દેવોની સ્તુતિ માટેનાં યજ્ઞાદિ ક્રિયા પ્રસંગ આદિમાં દેવ પ્રસન્નતા કરવા ગાવાનાં મંત્ર રૂપ ગાયનો છે.

અથર્વવેદમાં ઉપરોકત ક્રિયામાં થતાં વિઘ્નોને શત્રુઓને નાશ કરનારા શાંતિ-પુષ્ટિ કરવાનાં વિદ્યાનાં મંત્રો છે.

## વેદના વિભાગ રૂપગ્રંથો (એક એક વેદના ત્રણ વિભાગ રૂપ ગ્રંથો.)

संहिताओ—વેદ મંત્રના સમુદાય રૂપ આ ભાગ છે. કર્મનું નિરૂપણ એમાં છે.

ब्राह्मणग्रन्थो—કર્મ ક્રિયા-ઋષિયોના ઇતિહાસો અર્થાત્ ઉપરોકત કર્મની ઇતિ કર્તવ્યતાની વીધી એમાં છે.

उपनिषदो—માં મહાન્ પુરૂષોએ પારમાર્થિક નૈતિક સત્યતત્વોના જે સાક્ષાત્કાર કરેલો તે પ્રાપ્તિના બોધરૂપ તત્વજ્ઞાન એમાં અર્થાત્ ઉપાસનાને જ્ઞાનકાંડના બોધક વેદનું અંતિમ રૂપ છે.

उपवेदो—ऋग्वेदનો ઉપવેદ आयुर्वेद છે એમાં વૈદિક સંબંધીનું તન મંનાદીની સ્વસ્થતા પ્રાપ્તિ કરાવનારૂં વૈદક ઔષધી કરવાનું વર્ણન છે.

यजुर्वेदનો ઉપવેદ धनुर्वेद છે. એમાં યુદ્ધાદિ પ્રસંગના ઉપયોગી અસ્ત્ર-શસ્ત્ર-મંત્ર કળાઓ છે.

सामवेदનો ઉપવેદ गांधर्ववेद છે એમાં સંગીત ગાયન શાસ્ત્ર છે ગાયન વાદનકળાઓ છે.

अथर्ववेद નો ઉપવેદ अर्थवेद છે એમાં શિલ્પાદિ ઘર-હથિયાર આદિ પ્રાપ્તિની વિદ્યા કળાઓ છે.

वेदांग-शीक्षा—વેદ મંત્ર અક્ષરો કેમ કયે સ્થાનેથી બોલવા ઇત્યાદિ જ્ઞાન આપનાર.

कल्प—વૈદિક યજ્ઞાદિ કર્મકાંડ ક્રિયાઓ કેમ કરવી તેના દેવતા વિગેરેનું વર્ણન છે.

व्याकरण—શુદ્ધા શુદ્ધ શબ્દ વાક્ય જણાવનારી વિદ્યા છે.

निरुकत—વૈદિક મંત્રો પદે. શબ્દના અર્થ સમજાવનાર શબ્દકોષ છે.

છંદશાસ્ત્ર—સંસ્કૃત વૈદિક વૃત્તો, છંદોના સ્વરૂપનું નિરૂપણુ કરનાર પીંગળ શાસ્ત્ર એમાં છે.

જ્યોતિષશાસ્ત્ર—વિશ્વની વસ્તુ માત્ર ગૃહુનક્ષયાદિ સ્થિતિ શુભાશુભ કાળજ્ઞાનનુ નિરૂપણુ કરનાર અર્થાત ભુગોળ ખગોળની વસ્તુ માત્રના કાળજ્ઞાનનું નિરૂપણુ એમાં છે,

ધર્મશાસ્ત્ર—ધર્મો વૈસ્મૃત્તિ મનુયાજ્ઞવલ્કયાદિ ૨૦ કોઇક મતે ૩૦) આ સ્મૃતિયોમાં ધર્મ વર્ણુધર્મ આશ્રણુ ધર્મ આશ્રમ ધર્મ ઈત્યાદિ ધર્મના યમ નિયમ પ્રાયશ્ચિત આદિ વિવેચન એમાં છે અર્થાત્ તન મન ધન દેશ રાજ્ય આદિ

ઉપસ્મૃતિઓ—( આની સંખ્યા સ્મૃતિ જેટલી છે ) એમાં સ્મૃતિઓના જેવા વિષયોનુ દિગ્દર્શન છે.

પુરાણો—અષ્ટાદશ છે. એનો મુખ્ય વિષય સૃષ્ટિની ઉત્પત્તિ રાજ્ય વંશો મન્વાન્તરો પ્રસીદ્ધ પુરૂષોના નિતિમય ચરીત્રો એવા પાંચ વિષયો એમાં છે.

અર્થાત્ દાખલા દલીલોથી વેદાંતના તત્ત્વાદી ત્રયકાંડના અર્થને પુષ્ટ કરવા માટેના પ્રમાણો એમાં છે અર્થાત્ કાંઈક ઐતિહાસિક આધાર ભૂત સત્યને લઈને સર્વોત્કૃષ્ટ સત્યને વિવિધ રૂપમાં સમજાવવાનો પ્રયત્ન પુરાણોનો છે. કેઈકમાં ઐતિહાસિક સત્ય કદાચ ન હોય તો પણુ તે ઉત્કૃષ્ટ તત્ત્વોનો તેમાં બોધ સમાયલો છે એમ કહેવું એ નીશંક છે.

**ઇતિહાસ ( રામાયણ મહાભારત ચંપૂ આદિ )**
વેદાન્તના ત્રયકાંડના ( કર્મ ઉપાસના જ્ઞાન ) ધર્મ જ્ઞાનાદિનું પ્રતિપાદન કરનારા છે.

ઉપપુરાણો—આમાં પુરાણના આશયો છે.
એ રીતે ઉપરોક્ત શ્રુતિ, સ્મૃતિ પુરાણ એ ધર્મના સ્વરૂપને દર્શાવનારા પ્રમાણરૂપ ધર્મ ગ્રંથો છે.

તંત્રગ્રથો—આ ગ્રંથો શ્રુતિ સ્મૃતિ પુરાણના અર્થને અનુસરનારા તેના આશયને દર્શાવનારા મનાય છે ( કેટલાકો એને પણ પ્રમાણ રૂપ માને છે )

નિબંધો પ્રકરણગ્રંથો—આ ધર્મ સંબંધના ગ્રંથો છે એનાપણ ધર્મસ્વરૂપ નિર્ણયમાં મદદ લેવાય છે, પણ ગૌણ મનાય છે.

એ ગ્રંથોમાં **સનાતન વેદાંત ધર્મ સ્વરૂપની સિદ્ધી** માટે શ્રુતિ પ્રધાન રૂપ છે. સ્મૃતિ શ્રુતિનાજ અર્થને પ્રાપ્ત કરાવનાર ધર્મ દર્શાવનાર શ્રુતિના અર્થને અનુસરનારા છે. **પુરાણ ઇતિહાસ-દાખલા દલીલથી વેદાર્થને પુષ્ટ કરનારા પ્રમાણરૂપ છે એ રીતે શ્રુતિના, કર્મ, જ્ઞાન, ઉપાસનાકાંડ** એત્રય કાંડનું પ્રતિપાદન એ ગ્રંથોમાં છે ઉપનિષદો ( વેદાંત ) માં બ્રહ્મતત્ત્વનું ( ઉપાસના અને જ્ઞાનનું ) પ્રતિપાદન હોવાથી બ્રહ્મવિદ્યા પરવિદ્યા ગ્રંથ મનાય છે અને

બાકીના ગ્રંથ સમુહ અપરવિદ્યા તત્ત્વ જ્ઞાનમાં દ્રઢનારા સાધન ગ્રંથો મનાય છે એમાં કર્મ કાંડનું જ્ઞાન છે.

વેદાન્ત છ દર્શનો—વેદાન્ત તત્ત્વજ્ઞાનના પ્રકટી કરણુ-રૂપ સોપાન ગણાય છે.

---

# સનાતન વેદાંત ધર્મના ગણાતા દર્શનો.

મીમાંસા—જૈમિનિ પ્રતિપાદિત પૂર્ણમીમાંસા અને બાદરાયણાચાર્ય પ્રતિપાદિત उत्तरमीमांसा અને न्याय वैशेषिक सांख्य, અને योग એ છ, વેદાંત, ધર્મના, દર્શનો મનાય છે.

મતભેદ—એ દર્શનોમાં તત્વજ્ઞાનના પ્રતિપાદન માટે પૃથક પૃથક સિદ્ધાંતો ઉચ્ચારેલા હોવાથી, ઉપર, દૃષ્ટિએ જોતાં તેમાં પૃથક પૃથક મતો દેખાય છે અને તેથી છ દર્શનની વાતો થતાં આગળ જણાવેલા અખ્ખા ભકતના વાકયને લોકો સંભારે છે ( ખટદ દર્શનના જૂજવા મતા ઇત્યાદિ વાકય ) પણ શ્રીહરિ શાસન અનુસાર–તત્વજ્ઞોની માન્યતા એવી છે કે એ છ, દર્શનો–વેદાંત તત્ત્વજ્ઞાનને સંપૂર્ણતાના શિખરે લાવનારા તત્ત્વજ્ઞાનના પ્રકટી કરણુ રૂપ ક્રમોન્નતિના સોપાનો છે.

ઉપરોક્ત વાક્યની સત્યતા માટે એ દર્શનોના આધાર રૂપ ગણાતાં ગ્રંથોના સારનું દિગ્દર્શન કરવાની જરૂર છે.

ન્યાયદર્શન આ દર્શનના પ્રણેતા ગૌતમ, છે એમાં પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયક, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ વિતંડા, હેત્વા ભાસ, છલ, જાતિ નિગ્રહસ્થાન એ રીતે ૧૬ પદાર્થોનું લક્ષણ ઉદ્દેશને પરિક્ષાએ નિરૂપણ કરેલું છે. એનું યથાર્થ જ્ઞાન થવાથી દેહાદિ અનાત્મામાં થતી આત્મમતી રૂપ મિથ્યા જ્ઞાનની અત્યંત નીવૃત્તિ થાય છે અને તેથી પુણ્ય પાપ રૂપ કાયિક વાચિક ને માનસિક પ્રવૃત્તિ દૂર થતાં—જન્મ શરીર પ્રાપ્તિનો અત્યંત અભાવ થાય છે અને એ અભાવ શરીર છ ઇંદ્રિયો ( મન, શ્રોત, ત્વચા, નેત્ર. જીહ્વા, ને નાસિકા ) તેના વિષયો સંકલ્પ, વિકલ્પ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ ) અને એનાથી થતું જીવાત્માને જ્ઞાન, દુઃખ સુખ એ ૨૧) પ્રકારના દુઃખોની આત્યંતિક નિવૃત્તિ થાય છે ( શરીરના સદ્ભાવથી દુઃખ થનારૂં અને વિષય જન્ય સુખ પણ દુઃખ મિશ્રિત દુઃખના હેતુ રૂપ ગણી તેને દુઃખમાં ગણેલાં છે ) એ ૨૧) પ્રકારનાં દુઃખોનો સંયોગ તે બંધ છે એ બંધનો હેતુ પૂર્વોક્ત મિથ્યા જ્ઞાન છે એની નિવૃત્તિ ઉપરોક્ત રીતના તત્ત્વજ્ઞાનથી થતાં ૨૧) પ્રકારનાં દુઃખોની આત્યંતિક નિવૃત્તિ થાય છે તેને ન્યાય દર્શન શાસ્ત્રમાં મોક્ષ કહ્યો છે.

આત્મા મોક્ષકાલે જડરૂપે સ્થિત થાય છે, " આ:દર્શન સૂક્ષ્મ વિષયના વાદ વિવાદનો નિર્ણય કરનારૂ છે. જેથી તેને ન્યાયદર્શન કહ્યું છે.

આ શાસ્ત્રના મતે " જીવાત્મા " અનાદિ, નિત્ય, શરીરથી ભિન્ન, નાના, વ્યાપક, ને સ્વભાવથી જડ છે, સુખ, દુઃખ, જ્ઞાન, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, જ્ઞાન સંસ્કાર, સંખ્યા પરિમાણ, પૃથક, સંયોગ ને વિભાગ એ ચૌદ એના ગુણો છે. આ ગુણો–આત્માને મનના સંયોગ ઉદ્ભવે છે. એ સંયોગ વીના એનો અભાવ છે. અર્થાત્ ત્યારે તે પ્રતીત થતા નથી–આત્મા અલ્પજ્ઞ–અલ્પશકિત-માન કર્માધીને ભવે ભ્રમણ કરનારો પરતંત્ર છેએને તત્ત્વ-જ્ઞાન થતાં સુધી કર્મના કર્તવ્યથી પડેલા સંસ્કારો ફલોન્મુખ થઇ તેને પુનઃ પુનઃ સંસારમાં જોડે છે તેથી એને કર્માધીન થઇ ભવ ભ્રમણ કરનારો કહ્યો છે.

ઇશ્વર—વ્યાપક અને નિત્ય છે તે નિત્યજ્ઞાન, નિત્ય ઇચ્છા, નિત્ય, પ્રયત્ન, સંખ્યા, પરિમાણુ પૃથક, સંયોગ, વિભાગ એ અષ્ટગુણવાળા જગતના કર્તાને નિયામક છે.

જગત, પૃથ્વી, જળ, તેજ, વાયુ એ ચાર ભૂતોનાં પરમાણુંઓમાંથી દ્વયણુકાદિ ક્રમે કરીને શ્રી ઇશ્વર ઇચ્છાથી દૃસ્ય જગતની ઉત્પત્તિ થાય છે. મન–અણુપરિમાણુ છે. ચાર ભૂતનાં પરમાણુઓ આકાશ, કાલ, ને દિશા આદિ પણ

નિત્ય છે ચાર ભૂતોના સમૂહથી ઉદ્દભવેલું જગત જડત્વ પરિણામિત્વ ને દૃશ્યત્વાદિ ધર્મવાળું છે.

**વૈશેષિક દર્શન**

શ્રી કણાદમુનિ આ દર્શનના પ્રવર્ત્તક છે. આ દર્શનમાં પદાર્થોનો વિવેક એ તત્ત્વજ્ઞાન છે એનાથી ઇશ્વરના સાક્ષાત્કારથી જીવાત્માને બંધ નિવૃત્તિ રૂપ મોક્ષ મળે છે એવો સિદ્ધાંત છે.

પદાર્થોનો વિવેક તેના વર્ગીકરણ—સાધર્મ્ય વૈધર્મ્યના જ્ઞાનથી થાય છે અને એ રીતે વર્ગીકરણ કરતાં ન્યાય દર્શનમાં જણાવેલા ષોડશ પદાર્થોના સાત પદાર્થ થાય છે જે અંશ પદાર્થોમાં સામાન્ય હોય, તે તેનું સાધર્મ્ય-ને તેમાં રહેલો વિશેષ અંશ તે તેનું વૈધર્મ્ય છે જે એક અનેક પદાર્થીમાં રહેલ હોય-તથા તે નિત્ય હોય તે સામાન્ય કિંવા સત્તા કહેવાય છે-સામાન્ય અંશે સમાન છતાં પણ પદાર્થો જેનાથી સ્વતઃપણું પ્રાપ્ત કરે છે, તે વિશેષ કહેવાય છે કર્મ ગુણ, અને તે બંનેનો આશ્રય જે દ્રવ્ય તે ત્રણે સામાન્ય વિશેષનો આશ્રય છે એવી રીતે દ્રવ્ય-ગુણ-કર્મ સામાન્ય વિશેષવાળાં છે પણ સામાન્ય અને વિશેષ તેવાં નથી કારણ સામાન્યનું સામાન્ય તથા વિશેષનું વિશેષ માનેથી અનવસ્થા થાય અને વિશેષમાં સામાન્ય માનવાથી તે વિશેષના સ્વ-

રૂપની નિવૃત્તિ થઇ જાય છે. દ્રવ્યગુણને જાતિ વ્યક્તિને અવયવ અવયવીને ક્રિયા ક્રિયાવાનને અને નિત્ય દ્રવ્ય તથા વિશેષને જોડનાર સમવાય કહેવાય છે એ રીતે દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય, એ, છ ભાવ પદાર્થો અને સાતમો અભાવ પદાર્થ છે એ સાતથી સમગ્ર વિશ્વ સંક્ષિપ્ત થાય છે તેનાં ઉદ્દેશ લક્ષણ પરીક્ષા આ શાસ્ત્રમાં કરેલ છે. દ્રવ્યના નવ પ્રકાર ગુણના ૨૪ પ્રકાર કર્મનાં ભેદ, પાંચ સામાન્ય બે પ્રકારનું વિશેષના અનંત ભેદ અને સમવાય એક અભાવ નિષેધ પ્રમાણ વડે ગમ્ય છે તેના પ્રકાર બે છે

કારણના ગુણો કાર્યના ગુણોનો આરંભ કરનારા છે.

વિશ્વ ઉત્પત્તિ ન્યાયની રીતે ચાર ભૂતોનાં પરમાણુઓથી આ શાસ્ત્ર કહે છે, આ ઉભય શાસ્ત્રના વાદને આરંભવાદ કહેવામાં આવે છે.

( પરમાણુઓ દ્વયણુકાદિરૂપે જગતનો આરંભ માને તે આરંભવાદ છે ) શબ્દ ગુણનું કારણ આકાશ, ભૂતભવિષ્યાદિ વ્યવહારનું અસાધારણ કારણ કાલ અને દૂર સમીપાદિ વ્યવહારનું કારણ દિશા છે. પૂર્વદર્શન મુજબ પદાર્થોને નિત્ય માનેલા છે.

**આત્મા** આત્મા બે પ્રકારના છે **જીવાત્મા પરમાત્મા** પરમાત્મા કરૂણા વડે પરમાણુ દ્વારા વિશ્વ રચે છે. ન્યાય

દર્શનના ચાર પ્રમાણોનો પ્રત્યક્ષ અને અનુમાન આ બે પ્રમાણમાં સમાવેશ આ દર્શન કરે છે.

**આ ન્યાય વૈશેષિક દર્શનો અસત્કાર્યવાદી કાર્યની** ઉત્પત્તિ પહેલાં કારણમાં કાર્યનો અભાવ પ્રતિપાદન કરનારા છે

**સાંખ્ય દર્શન.**

**શ્રી કપિલ ભગવાન—આ દર્શનના પ્રવર્તક છે** સાંખ્ય શાસ્ત્રમાં વૈશેષિક દર્શને સાધર્મ્ય વૈધર્મ્યે જે પદાર્થ વિભાગ કરેલા છે તે સૂક્ષ્મ નથી એવી માન્યતા છે તેથી તેઓ કહે છે કે બે પરમાણુઓ મળી એક દ્રયણુક થાય છે તેથી પરમાણુઓ સાવયવ સિદ્ધ થાય છે જો તે નિરવયવ હોય તો બે પરમાણુઓ મળી દ્રયણુકરૂપ મોટું પરિમાણુ થાય નહીં અને ઉભયથી દ્રયણુક મોટું પરીમાણ અંગીકાર કરવામાં આવે છે જેથી તે બન્ને પરમાણુઓનો સંયોગ તેમના એક દેશમાં થાય છે એમ સ્વીકારવું પડે પડે છે. તેથી તે નિરવયવ નથી. પણ પરમાણુઓ સાવયવજ સિદ્ધ થાય છે હવે જે સાવયવ હોય તે કાર્ય હોવું જોઇએ તેથી તે પરમાણુઓ તન્માત્રાઓનુ કાર્ય છે તન્માત્રાઓનું કારણ અહંકાર, અહંકારનું, કારણ, મહતત્ત્વ, મહતત્ત્વનું કારણ પ્રધાન છે એ નિત્ય, છે પૂર્વ દર્શનમાં પરમાણુઓને જે નિત્ય કહ્યા છે તે તેમનાં કાર્ય જે ઘટપટાદિ છે. તેમનાથી વિશેષ કાળ રહેનારાં છે માટે જેમ મનુષ્યોથી વિશેષ કાળ જીવનારા દેવ અમર કહેવાય છે તેમ તેઓને નિત્ય જાણવાં.

આત્માથી ભિન્ન ઘણાં પદાર્થોને નિત્ય માન્યા કરતાં આત્મા અને પ્રધાન ઉભયને નિત્ય માનવામાં લાઘવ છે. તેમાં પુરૂષ અસંગ વ્યાપક, નાના અપરિણામિ નિત્ય ચેતન ભોકતા છે–પ્રધાન–એક વ્યાપક પરિણામિ નિત્ય, ને જડ છે આ પ્રકટીરૂપ પ્રધાનથી મહતત્ત્વ મહતત્ત્વથી અહંકાર અહંકારથી–પંચ તન્માત્રા તથા મન સહિત અગીઆર ઇંદ્રિયો પાંચ તન્માત્રાઓ એનાથી પંચભૂતો અને પંચભૂતોથી સર્વ ભૌતિક પદાર્થો ઉત્પન થાય છે.

કૈવલ્ય—ત્રણ પ્રકારનાં દુઃખોનો ઐકાંતિક તથા આત્યંતિક અભાવ તે તીવ્ર વૈરાગ્ય વિના તથા પુરૂષ પ્રયત્ન વિના પ્રકૃતિ પુરૂષનો વિવેક ઉદ્ભવતો નથી વિવેક વીના કૈવલ્ય પ્રાપ્તિ થતી નથી.

શ્રી ઇશ્વરનું ઐશ્વર્ય તથા કારૂણ્ય સાંભળી રાગી સાધકો ઇશ્વરના ઐશ્વર્યમાં અનુરાગ પામી વૈરાગ્ય સંપાદન કરી શકે નહિં. પ્રમાદી સાધકો–ઇશ્વરની કારૂણ્યતા નીહાળી પુરૂષ પ્રયત્ન ન કરતાં તેમના અનુગ્રહથી કૈવલ્ય દાન કરશે એમ શમજી કર્તવ્ય વિમુખ થાય છે એમ જાણી પ્રધાન પણે તત્વવિચાર કરનારા શાસ્ત્રમાં વિરોધ ન આવવાથી આ દર્શને ઇશ્વરનો અંગીકાર કર્યો નથી દૂધમાંથી તેનું પરિણામ દહીં થાય છે તેમ પ્રકૃતિનું પરિણામ આ સમગ્ર વિશ્વ છે એમ આ દર્શનમાં સ્વીકારેલું હોવાથી એ પરિ-

ણામવાદ કહેવાય છે. કાર્ય ઉત્પન્ન થયાં પહેલાં પોતાના કારણમાં અપ્રકટરૂપે વિદ્યમાન હોય છે. જેથી આ વાદને સત્કાર્યવાદ પણ કહેવાય છે. મન, અણુપરિણામ માનીએ તો શરીરમાં બે સ્થળે વેદનાનું જ્ઞાન ન થઇ શકે. તેથી તેને આ દર્શને શરીરપરિમાણ માન્યું છે.—પ્રકૃતિ અને પ્રકૃતિનાં કાર્ય-સુખ દુઃખ ને મોહરૂપ છે. અવિવેકી પુરૂષના ભોગ માટે વિષયોરૂપે, વિવેકીના મોક્ષ માટે વિવેકરૂપે, પ્રકૃત્તિ પરિણામ પામે છ. બુદ્ધિ કર્તા છે. અને પુરૂષ વિવેકના અભાવે સુખ દુઃખનો ભોકતા બને છે. આ શાસ્ત્ર વિચાર પ્રાધાન્ય હોવાથી તેમાં સાધનોનો વિચાર સંક્ષેપમાં અને તત્ત્વાદિનો વિચાર, વિસ્તારપૂર્વક કરેલો છે.

યોગદર્શન—

ભગવન્ પતંજલિ—આ દર્શનના પ્રવર્ત્તક છે, યોગદર્શન ગ્રંથ એમણે રચેલો છે. આદર્શને-સાંખ્ય દર્શનની પ્રક્રિયા ઘણે ભાગે સ્વીકારેલી છે. માત્ર ચિત્તનિરોધ તથા તેના ઉપાયોનું વિશેષ નિરૂપણ કરી, ઘણી વાતો દર્શાવેલી છે. વિશ્વની ઉત્પત્તિમાં પ્રકૃતિ, પ્રકૃતિ વિકૃતિ, અને વિકૃતિ, એવા વિભાગ કરી ચોવીશ જડતત્ત્વોની સાંખ્ય દર્શન મુજબ ગણના કરેલી છે. મૂળ પ્રકૃતિ, વા પ્રધાન પ્રકૃતિ, ઉપાદન કારણ છે. કોઇની વિકૃતિ, કાર્ય નથી. મહતત્ત્વ, અહંકાર, ને પંચતન્માત્રા એ સાત પ્રકૃતિ વિકૃતિ છે. તે મહતત્ત્વ

ે અહંકાર, તથા પંચ તંનમાત્રાઓની પ્રકૃતિ છે. અને
ધાનની વિકૃતિ છે. તથા અહંકાર એ અગીઆર ઇંદ્રિયોની
પાંચ તન્માત્રા એ પાંચ ભૂતોની પ્રકૃતિ છે. અને મહ-
ત્ત્વની વિકૃતિ છે. અગીઆર ઇંદ્રિયો તથા પાંચ ભૂતો એ
ાળ કોઇની પ્રકૃતિ નથી. પણ અહંકાર અને પાંચ તન્માત્રા-
ાની વિકૃતિજ છે. પાંચભૂતોમાંથી જે ભૌતિક કાર્યો ઉપજે
તે તત્ત્વરૂપ નથી. તેથી પાંચભૂતોને તેમની પ્રકૃતિરૂપ
ણવામાં આવ્યાં નથી.

એક એક પુરૂષને સમગ્ર પ્રકૃતિનો પ્રેરનાર ગણવો યોગ્ય
થી. કારણ મુકત પુરૂષ અસંગ હોવાથી તેમાં પ્રેરકપણું
ંભવે નહિં, તેમ બદ્ધ પુરૂષ અસમર્થ હોવાથી તેમાં પણ
રકપણું સંભવતું નથી. જેથી પરિશેષથી કોઇ સર્વજ્ઞ
ક્તિમાનજ સર્વ પ્રકૃતિનો પ્રેરક માનવો ઉચિત છે. ને તેજ
'ઇશ્વર'' છે. ઇશ્વરનું ચિત્ત, ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ઐશ્વર્યની
રકાષ્ટાથી યુકત હોય છે. સર્ગાંતે તે ચિત્તનો જ્યારે ઇશ્વર
ાગ કરે છે ત્યારે નવીન સર્ગમાં આ ચિત્ત લોકસમૂહના
પકાર માટે પુનઃ મને આવી મળો. એવો સંકલ્પ કરીને
ચત્તને ત્યજે છે ત્યારે તે પુનઃ સંકલ્પાનુસાર તેને નવા
ર્ગમાં આવી મળે છે.

પ્રત્યક્ષ, અનુમાન, આગમ, આ ત્રણ પ્રમાણોનો સ્વી-
ાર આ દર્શનમાં કરેલો છે.

**સાંખ્યમાં પણ એનો સ્વીકાર કરાય છે.** ( પ્રત્યક્ષ અને અનુમાન આ બે પ્રમાણથી સર્વ સ્થૂળ વ્યવહારનો નિર્વાહ થઇ શકતો નથી તો અતીંદ્રિય વિષયોનું જ્ઞાન એનાથી કેમ થઇ શકે? ન થઇ શકે માટે આપ્ત પુરૂષોના વાકય રૂપ આગમ પ્રમાણ માનવું જોઇએ. **એમ સાંખ્ય-અને યોગદર્શનમાં કહેલું છે.**

**સાંખ્ય-અને યોગમાં** પ્રકૃતિ પુરૂષનો અવિવેક તે બંધનો હેતુ કહ્યો છે આધ્યાત્મિક, આધિભૈતિક, આધિદૈવિક એ ત્રિવીધ દુઃખ તે-સાંખ્યમતે બંધ છે.

યોગમતે—પ્રકૃતિપુરૂષના સંયોગથી ઉપજેલા અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, ને અભિનિવેશ એ પાંચ કલેશ તે બંધ છે.

**સાંખ્ય ને યોગમાં**—ન્યાય-તથા વૈશેષિકથી વધારે મનઇંદ્રિયને આત્માની મધ્યે અહંકાર તથા ચિત્ત એ બે તત્વો સ્વીકારેલાં છે, અને બાહ્યજ્ઞાન ઇચ્છા ને રાગાદિ ધર્મો આત્માના નહિં, પણ ચિત્તના છે એમ સ્વીકારેલું છે. ચીત્તને લીધે આત્મામાં જ્ઞાતાપણું તથા દૃષ્ટાપણું ઉપચારથી સ્વીકારાય છે.

**આ યોગદર્શનમાં**—તત્વોનો વિચાર સંક્ષેપમાં અને સાધનોનો વિચાર પ્રધાનપણે કરેલો છે સાધનોનું

જ્ઞાન જેવું આ દર્શનથી થાય છે તેવું અન્યથી થતું નથી એ સાધનોનું પ્રતિપાદન કરનાર શાસ્ત્ર હોવાથી સાધનોને સફળ કરનાર, ઇશ્વર તત્ત્વનો અંગીકાર કરાયલો છે.

**યોગ દર્શન** સત્કાર્યવાદને માને છે અને મનને શરીર પરિણામ સ્વીકારે છે.

**પૂર્વ મીમાંસા દર્શન**

**મુનિ જૈમિનિ** આ દર્શનના પ્રણેતા છે પૂર્વમીમાંસા દર્શનગ્રંથ એમણે રચેલો છે એમાં વેદોને પરમ પ્રામાણ્ય રૂપ ગણીને કર્મ માર્ગાદિનું નિરૂપણ કરેલું છે.

જ્ઞાનના પરોક્ષ અને અપરોક્ષ એવા બે પ્રકાર છે. પરોક્ષ ને અપરોક્ષ કરનાર કોઇ અલૌકિક સાધન હોવું જોઇએ તે સાધન–સ્વતઃ પ્રમાણ અપૌરૂષેય અનાદિ અને અનંત વેદ છે તે બાધરહિત યથાર્થ અતીંદ્રિય જ્ઞાન ઉપજાવે છે જેને અનુભવ ને અનુમાન આદિ અનુસરે છે.

વેદની આજ્ઞાઓનું સંપૂર્ણ તાત્પર્ય **વેદાંગોથી** જણાઈ શકતું નથી તેથી વેદાંગો જેનો નિર્ણય કરી શકતા નથી તેનો નિર્ણય **પૂર્વમીમાંસા** કરે છે.

આ દર્શન શબ્દ પ્રમાણને પ્રાધાન્ય આપે છે અને વ્યવહાર સિદ્ધિ માટે–અને શબ્દ પ્રમાણની સત્યતા જણાવવા માટે તે અનુકુળ, પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, અર્થાપત્તિ, અનુપલબ્ધિ એ પ્રમાણો પણ માનવામાં આવે છે.

શ્રદ્ધા પૂર્વક યથાવિધિ વૈદિક કર્મો કરવાથી સર્વ પ્રાણી પર દયા સર્વ ભૂતો પર ક્ષમા અનસૂયા, શૌચ, અનાયાસ, માંગલ્ય, અકૃપણતા, અસ્પૃહા એ આત્મગુણોની ઉત્પત્તિ થઇ સ્થિરતા થતાં સ્વર્ગ પ્રતિબંધક પાપ સંસ્કારની નિવૃત્તિ દ્વારા, જડ ચેતન સ્વભાવવાળા પુરૂષને દુઃખરહિત ઉત્તમ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે.

શબ્દ પ્રમાણને વિશેષ પ્રાધાન્ય આપેલું હોવાથી તેનાથી ભિન્ન ઇશ્વરનો સ્વીકાર આ દર્શનમાં કરેલો નથી અને ન્યાય, વૈશેષિકની માફક આરંભવાદ આ દર્શન સ્વીકારે છે.

उत्तर मीमांसादर्शन—

શ્રી બાદરાયણ ભગવાન—આ દર્શનના પ્રવર્ત્તક છે. આ દર્શનમાં શ્રુતિને પરમ પ્રમાણરૂપ માની છે. સ્મૃતિઓ તથા પુરાણોના વચનોની લૌકિક અનુભવાદિ શ્રુતિ અનુકૂળ અવસ્થા એમાં કરાયલી છે કર્મનું ફળ સ્વર્ગ વિનાશી છે. એમ સિદ્ધ કરી જ્ઞાનનું ફળ અજ્ઞાનની નિવૃત્તિ-દ્વારા મોક્ષ છે. તેજ નિત્ય છે. એમ સિદ્ધ કરેલું છે.

વૈદિક કર્માનુષ્ઠાનથી આત્મામાં જ ગુણો ઉદ્ભવવાનું પૂર્વમીમાંસામાં કહેલું છે તે ગુણો આત્મામાં ઉપજતા નથી. પણ વિહિત નિષ્કામ કર્માનુષ્ઠાનથી અંતઃકરણમાં સત્વ

ગુણની વૃદ્ધિ થતાં તે ગુણો અંતઃકરણમાં ઉપજે છે એમ જાણવું. આત્મા તો સર્વદા સચ્ચિદાનંદ સ્વભાવવાળોજ છે. શ્રુતિ સર્વના વચનો સાક્ષાત્ વા પરંપરા વડે, બ્રહ્મપ્રાપ્તિના ઉપાયોનો બોધ કરે છે.

માયા વિશિષ્ટ ચેતન ઈશ્વર છે તે જીવોનાં કર્મો ફળ દેવાને સંમુખ થાય, ત્યારે જીવોની પૂર્વકલ્પનાં કર્માનુસાર કારૂણ્યથી જગત રચે છે.

અવિદ્યા વિશિષ્ટ ચેતન જીવ છે, અવિદ્યાને વશ વર્તનારા જીવો અસંખ્ય છે. પાપ સંસ્કારી તથા ચાંચલ્ય દોષ જેના અંતઃકરણમાં ન હોય એવો પુરૂષ વિવેકાદિ નવ સાધન વડે મોક્ષ સંપાદન કરી શકે છે મોક્ષ નવો ઉત્પન્ન થતો નથી પણ નિત્ય પ્રાપ્ત મોક્ષની શાસ્ત્ર, તથા આચાર્ય અનાદિ અજ્ઞાનની નિવૃત્તિદ્વારા પ્રાપ્તિ કરાવે છે. પૂર્વમીમાંસા પ્રમાણે છ પ્રમાણો સ્વીકારે છે. આ દર્શન વિવર્તવાદ (એક બ્રહ્મમાં આ સર્વ કાલ્પિત છે એવો વાદ) સ્વીકારે છે. અંતઃકરણને શરીર પરિમાણ સ્વીકારે છે.

---

## ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વ, તથા ઉત્તર, મીમાંસાઃ એ દર્શનના સિદ્ધાંતોનો સારાંશ, અને, ઐકયતા.

એ દર્શનોમાં જીવાત્મા, પરમાત્મા, જગત, મોક્ષ. મોક્ષનાં સાધનો અને સિદ્ધાંતોમાં અનેક વિપ્રતિ પત્તિએ દેખાય છે તે.

જીવાત્મા સ્વરૂપ—

ન્યાય વૈશેષિક—જીવાત્મા, જડ, વ્યાપક, નાના, નિત્ય છે તેમાં મનનો સંયોગ થઈ સુખાદિ ૧૪ ગુણ ઉપજે છે.

સાંખ્ય, યોગ—જીવાત્મા ચૈતન્યરૂપ પુરૂષ ઘણોજ વ્યાપક ચેતન ને નિત્ય છે એમ એ દર્શનો સ્વીકારે છે સુખ દુઃખાદિ ચેતનરૂપ આત્માના ધર્મ નહિં, પણ ચિત્તના ધર્મો છે આમાં—સાંખ્ય—બુદ્ધિ ને કર્તા ને, આત્માને અવિવેકથી ભોકતા કહે છે. યોગ—અવિવેકથી પુરૂષને કર્તા ભોકતા માને છે.

પૂર્વમીમાંસા—આત્મા જડ ચૈતન્યરૂપ નાના વિભુ નિત્ય કર્તા ભોકતા માને છે અને બંધ મોક્ષ અવસ્થા ઉપરોકત દર્શન મુજબ સ્વીકારે છે.

**ઉત્તરમીમાંસા**—આત્મા એક નિરવયવ ચેતનરૂપ સચ્ચિદાનંદ વ્યાપક ને નિત્ય છે એમ માને છે.

परमात्मा स्वरुप—

**ન્યાય વૈશેષિક**—નિત્ય જ્ઞાનાદિ અષ્ટગુણવાળો ઇશ્વર જગતનાં સ્વતંત્ર કર્તા છે. એમ માને છે

**સાંખ્ય**—કર્મથીજ વિશ્વોત્પત્તી, સ્થિતી,ને લય માની એ શીવાય ઇશ્વરનો સ્વીકાર કરતું નથી.

યોગ—કર્મથી વ્યવસ્થા ન થાય જેથી પાંચ ક્લેશ શુભાશુભ કર્મ, કર્મનો સુખ દુઃખનો વેપાર, વાસના એ ચારથી ત્રણે કાળમાં રહિત છે એવી ચેતન સત્તાજ ઇશ્વર છે એમ માને છે.

**પૂર્વમીમાંસા**—વેદ-સત્ય પરમ પ્રમાણરૂપ માની તે સિવાય અન્યને સ્વીકારતા નથી. કર્મ ફળદાતા માને છે.

**ઉત્તરમીમાંસા**—માયા વિશિષ્ટ ચૈતન્ય તે ઇશ્વર છે. તે દૃશ્ય, વિશ્વના અભિન્ન નિમિત્તોપદાન કારણ છે તે વિશ્વ કર્તા છે.

मोक्षे स्वरुप—

**ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ**—આ દર્શનો પ્રાણિ માત્રને દુઃખ અપ્રિય કહી તેવા અભાવને, સુખ પ્રાપ્તિને મોક્ષ કહે છે.

**પૂર્વમીમાંસા**—કેવળ આનંદને મોક્ષ માને છે.

ઉત્તરમીમાંસા—કાર્ય સહિત અજ્ઞાનની એકાંતિકને, અત્યંતિક, નિવૃત્તિ, ને પરમાનંદની નિત્ય પ્રાપ્તિને મોક્ષ કહે છે.

**મોક્ષનાં સાધન—**

ન્યાય—પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છળ, જાતિ, નિગ્રહસ્થાન આ ૧૬) પદાર્થોના જ્ઞાનથી આત્મજ્ઞાન, થઈ ભ્રાન્તિ નિવૃત થાય છે અને મોક્ષ પમાય છે.

વૈશેષિક—આ દર્શન ઉપયોકત ૧૬ પદાર્થોનો ૭ પદાર્થોમાં સમાવેશ કરે છે. પૃથ્વી, જળ, તેજ વાયુ, આકાશ, દિશા, કાળ, મન–આત્મા, એનાં વાસ્તવિક જ્ઞાને આત્મજ્ઞાન, જ્ઞાનથી મોક્ષ માને છે.

સાંખ્ય, યોગ—પુરૂષ, પ્રકૃતિ એ બે તત્ત્વ સ્વીકારી તેના યથાર્થ વિવેકથી જ્ઞાન, તેજ મોક્ષ કૈવલ્ય કહે છે.

પૂર્વમીમાંસા—વેદવિધાન અનુસાર નિષ્કામ કર્મથી ચિત્તશુદ્ધિ અને તેથી ઉત્તર મીમાંસાના સાધને મોક્ષ.

ઉત્તરમીમાંસા—બ્રહ્મતત્ત્વમાં આ જડકલ્પિત છે તેમાં વિવેકાદિ સાધને બ્રહ્મ આત્મતત્ત્વનું ઐકય. એવું અનુભવરૂપ જ્ઞાન તેથી મોક્ષ.

जगत स्वरूप—

**ન્યાય વૈશેષીક**—પૃથ્વી, જલ, તેજ, વાયુ, એ ચાર ભૂતોનાં પરમાણુઓનાં સંયોગથી-જીવના અદ્રષ્ટથી અને ઇશ્વર ઇચ્છાથી ઉત્પન્ન થનારૂં. વિયોગે પરમાણુરૂપે સ્થિર રહેનારૂં આ જગત છે. ઉભય દર્શનો આરંભવાદ સ્વીકારે છે.

**સાંખ્ય, યોગ**—ન્યાય વૈશેષિકના સાવયવ પરમાણુનું કારણ તન્માત્રા, તેનું કારણ મહતત્ત્વ, તેનું કારણ પ્રકૃતિ, એ ત્રિગુણાત્મીકા પ્રકૃતિ વિશ્વનું ઉપાદાન કારણ છે, તે પુરૂષના મોક્ષ ભોગ માટે સ્વતઃજ જગદાકાર પરિણામ પામે છે.

યોગ દર્શન-સાંખ્યની પ્રક્રિયા બહુ અંશે માન્ય રાખી ઇશ્વર જગતનાં નિમિત્ત કારણ છે. એમ માને છે. આ યોગ સાંખ્ય, પરિણામવાદ સ્વીકારે છે.

**પૂર્વમીમાંસા**—જગત સ્વરૂપથી અનાદિ, અનંત. પ્રવાહ રૂપે સંયોગ, વિયોગવાળું-જીવોના અદ્રષ્ટ તથા પરમાણુઓને જગતના કારણરૂપે સ્વીકારે છે.

**ઉત્તરમીમાંસા**—જગતને નામરૂપ ક્રિયાત્મક માયાનાં પરિણામરૂપે ને ચેતનના વિવર્તરૂપે સ્વીકારે છે.

જીવોનાં કર્માનુસાર કારૂણ્યતાથી ઇશ્વર આકાશાદિ જગતને સૃજે છે. ને ઇશ્વર, જીવને, જગત. એ ત્રણુની તે તે રૂપથી વ્યાવહારિક સત્તા આ દર્શન સ્વીકારે છે.

ઉભય દર્શનો વિવર્તવાદ સ્વીકારે છે.

એ રીતે એ છ દર્શનોમાં—જીવાત્મા, પરમાત્મા મોક્ષ, મોક્ષનાં સાધનો, અને જગત સ્વરૂપ આદિના પ્રતિપાદિત સિદ્ધાંતો જોતાં પરસ્પર વિરોધરૂપ દેખાય છે પણ વસ્તુતા એ જોતાં એ દર્શનો વિરોધી નથી. પણ અધિકાર ભેદે તેમાં અપાયલા પૃથક પૃથક ઉપદેશો છે. તેથી તે સ્વ સ્વમર્યાદામાં સત્ય ઠરી એક લક્ષ્યે પહોંચવાના—વેદાંત જ્ઞાનના સોપાન રૂપ છે.

જેમ કે આત્મા સર્વ વસ્તુઓમાં જાણવા યોગ્ય છે કારણ કે તે પ્રેમાસ્પદ છે. તેના શેષપણા વડે, અન્યને પણ જ્ઞેયપણાનો અવકાશ છે. એથીજ આત્મતત્ત્વ વાસ્તવિક છે.

ચાર્વાકો—આત્માને સ્થૂળદેહ માને છે. તેમાં કેટલાક વાદીઓ ઇંદ્રિય, પ્રાણ, મન, બુદ્ધિ, ઇત્યાદિમાંથી કોઇ કોઇને આત્મા માને છે. તે પક્ષોનું નિરાકરણ કરી તે સઘળી માન્યતાથી ભીન્ન આત્મા છે તે જ્ઞાનાદિ ગુણવાળો છે એમ તાર્કિકો (ન્યાય, વૈશેષિક) એ સિદ્ધ કર્યું છે. ત્યારે આત્મા ગુણવાન નથી, પણ કૈવલ્ય ચૈતન્યરૂપ છે. એવો સાંખ્ય યોગ નિર્ણય કર્યો. અને પૂર્વમીમાંસાએ તેને જડ ચૈતન્યરૂપ કહ્યો છે. અને ઉત્તરમીમાંસા અદ્વીતિય સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપ આત્મા છે. એમ અંતિમ ધ્યેયે સિદ્ધ કર્યું છે. એ રીતે જેમ આત્માસ્વરૂપનો એ દર્શનોએ ઉત્તરોત્તર સૂક્ષ્મ

વિચાર કર્યો છે તેવો જ વિચાર આત્મસ્વરૂપને અવલંબીને ઇશ્વર, જગત, મોક્ષ, મોક્ષનાં સાધન સ્વરૂપનો સૂક્ષ્મ વિચાર આદર્શનોમાં કરાયલો છે. તેથીજ એ દર્શનો વેદાન્ત જ્ઞાન પ્રકાશક સોપાન પંક્તિરૂપ કહેવાયાં છે. તેમાં—

**શ્રી ભગવાન બાદરાયણકૃત-ઉત્તરમીમાંસા-** વેદાન્તના તત્ત્વજ્ઞાનને પૂર્ણ લક્ષ્યે પહોંચાડનારૂં અર્થાત વેદાન્તના પ્રતિપાદિત તત્ત્વોને એક લક્ષ્યે પહોંચાડનારૂં દર્શન હોવાથી એ દર્શનની મહત્તા શીષ્ટમાં ગવાય છે અને દર્શન સ્વરૂપ અવલોકનમાં પણ જણાય છે.

"જ્યારે—વેદાંત ( ઉપનિષદો ) માં દર્શાવેલા સિદ્ધાંતો ભિન્ન ભિન્ન સમયે ભિન્ન ભિન્ન મહાપુરૂષોથી શોધાયલા છે. તેથી ઉપનિષદોની રચના અમુક વ્યવસ્થિતરૂપમાં નહિં હોવાથી તેમાં ઉપર દૃષ્ટિએ જોનારને વિરોધરૂપ દેખાય છે. અને તેથીજ વેદાન્ત તત્ત્વસંબંધમાં મતભેદો ઉદ્ભવે છે. અને આત્મતત્ત્વ મોક્ષતત્ત્વને અવલંબીને ઉપરોક્ત રીતના દર્શનો પ્રવર્ત થયેલા છે. એમાં પૃથક પૃથક ઉચ્ચારેલા સિદ્ધાંતો હોવાથી સત્ય માર્ગના અભિલાષી મુમુક્ષુઓને વ્યામોહ ઉપજાવે છે. ઇત્યાદિ કારણોને લઇને ત્રિકાલજ્ઞાની પરમ ઉપકારી કૃપાળુ મહાન્ ઇશ્વર વિભૂતિ સ્વરૂપ શ્રી બાદરાયણાચાર્યે સત્ય માર્ગના દિગ્દર્શન માટે વેદાંત પ્રતિપાદ્ય સિદ્ધાંતને દર્શાવવા બ્રહ્મસૂત્ર દર્શન રચ્યું છે—

એ દર્શન બ્રહ્મમીમાંસા વેદાન્તસૂત્ર આદિ નામોથી સંબોધાય છે. અને ઉપરોક્ત છ દર્શનમાં ઉત્તરમીમાંસા દર્શન કહેવાય છે.

આ દર્શનમાં ઉપનિષદોમાં જીવાત્મા પરમાત્મા અને મોક્ષ સૃષ્ટિ સંબંધ માટેના પ્રશ્નોમાં આત્મરથ્ય ઔડુ લૌમિ કાશકૃત્સન, આત્રેય, કાષ્ર્ણાજની, જૈમિની, બાદરી, ઇત્યાદિ મહર્ષિ વચ્ચે મતભેદ છતાં ઉદારતાથી એક વાકયતા થયેલી છે. અને જે વિરોધ દેખાય છે તે વાસ્તવિક નથી. પણ વિરોધાભાસ છે જેથી શ્રુતિ માર્ગનું અવલંબન શ્રેષ્ટતમ છે. એમ દર્શાવ્યું છે. અને ઉપરોક્ત દર્શનોમાં ન્યાય વૈશેષિક સિદ્ધાંતમાં પ્રથમ યુકિતને અવકાશ આપી, પછી અનુભવ અને શ્રુતિને સ્વીકારનારી યુકિત, પ્રાધાન્ય શાસ્ત્રોના સિદ્ધાંતને ( કેવળયુકિત-તર્કને સ્વીકારવાથી કોઈ પણ વસ્તુનો યથાયોગ્ય નીશ્ચય થાય નહિં, જેની જેવી યુકિત, એ અન્યાયે કુતર્કિ થવાય છે એમ ) ગૌણ ઠરાવ્યો છે. તેમ સાંખ્ય ને યોગ અનુભવ સિદ્ધાંતને સ્વીકારનારા અનુભવ પ્રાધાન્ય શાસ્ત્રો છે. તે અનુભવ સિદ્ધાંતે અનુસરવાથી, અનુભવની મર્યાદા અલ્પ હોવાથી, નાસ્તિક થવાય, જેનો જેવો અનુભવ, એ ન્યાયે અનુભવ પણ ગૌણ છે.

એ રીતે યુકિત (તર્ક) અનુભવને ગૌણ ઠરાવી, શ્રુતિનું પ્રથમ પ્રાધાન્યપણું શ્રેષ્ટતમ આ દર્શને બતાવ્યું છે. અર્થાત્

પ્રથમ શ્રુતિ અને પછી યુક્તિ અનુભવ સ્વીકારવાં. એવું આ દર્શન સ્વીકારે છે.

અને કર્મ પ્રાધાન્ય પૂર્વમીમાંસાની ચિત્તશુદ્ધિ માટે ઘણી પ્રક્રિયાઓને તથા સાક્ષાત્ વા પરંપરા વડે ચિત્ત સ્થીરતાના ઉપાયો રૂપ ઉપાસના કાંડનું નિરૂપણ કરનાર યોગદર્શનને અને જ્ઞાન માટે મનના વિષયને દર્શાવનાર, ન્યાય, વૈશેષિક દર્શનોને, અને ત્વંપદ બોધક સાંખ્ય દર્શનને આ ઉત્તરમીમાંસા દર્શન વેદાંત માન્ય સિદ્ધાંતથી પોતાનામાં સમાવેશ કરે છે જેથી વેદ, વેદાંત, પ્રતિપાદ્ય, કર્મ ઉપાસના (યોગ) જ્ઞાન, એત્રય, કાંડનું પ્રતિપાદન વેદાન્તના સ્તંભરૂપ પ્રસ્થાન ત્રય ગ્રંથમાં દ્વિતિય પ્રસ્થાન ગ્રંથ મનાય છે.

એ રીતે ન્યાય, વૈશેષિક, યોગ, સાંખ્ય, પૂર્વમીમાંસા, એ વેદાન્ત દર્શનોના તત્ત્વજ્ઞાન બોધ સાથેની ઐક્ય વાકયતા કરનાર **ઉત્તરમીમાંસા** નીર્વિવાદ રીતે સર્વશીષ્ટ માન્ય ગણાતું આવ્યું છે. અને ગણાય છે, ને ગણાશે.

**પ્રસ્થાનત્રયમાં** પ્રથમ પ્રસ્થાન **ઉપનીષદ**, દ્વિતીય પ્રસ્થાન **ઉત્તરમીમાંસા (વેદાન્ત સૂત્ર)** છે અને તૃતિય પ્રસ્થાન **શ્રી ભગવદ્‌ગીતા** છે.

**ઉપનીષદ** અને **ઉત્તરમીમાંસા** એ ઉભય પ્રસ્થાનોમાં વેદ વેદાંતના પરમગુહ્ય, અત્યંત ગુઢ અને ઘણાંજ દૂર્વિજ્ઞેય

તત્ત્વજ્ઞાનનો ઉપદેશ છે. તેનો લાભ સમજવા ઉત્તમ અધિકારી સીવાયના, જનોની બુદ્ધિ સમર્થ થશે નહિં. ઇત્યાદિ કારણોને લઇ ત્રીકાળજ્ઞાની **શ્રી ભગવાન બાદરાયણાચાર્ય.** એ ઐહિક પારલૌકિક–પારમાર્થિક–ધર્માદિ–મોક્ષ–પુરૂષાર્થની પ્રાપ્તિ માર્ગને દર્શાવનાર અર્થાત્ ધર્મ–અર્થ, કામ, અને મોક્ષ સાધનને પ્રગટ કરનાર એક લાખ, શ્લોકની **મહાભારત** નામની સંહિતા રચી, એજ મહાભારત ઇતીહાસીક ગ્રંથ મનાય છે, પણ એની શ્રેષ્ટતા વેદાંન્તમાં ગવાય છે (વેદાનાં ભારત પંચમાનાં મિતિહાસ પુરાણં પંચમં વેદાનાં સા. છાંદોગ્ય ૫-૭ ખં. ૧ મંત્ર ૨ )

**મહાભારત** સંહિતામાં અવિદ્યાની નિવૃત્તિ દ્વારા મુમુક્ષુઓને પરમ પુરૂષાર્થ ( પરમ સુખ )ની પ્રાપ્તિ કરાવનારી અર્થાત્ અભયમાર્ગ દર્શાવનારી **શ્રી સચ્ચિદાનંદ પરબ્રહ્મ શ્રી કૃષ્ણપ્રભુના શ્રીમુખથી,** અદ્વૈતા મૃત-પાન કરાવનારી, અર્જુન–ષટશરણાગતી, સંપન્ન મુમુક્ષુના સંવાદરૂપ **શ્રી ગીતાઉપનિષદ્** નામની **બ્રહ્મવીદ્યા** દર્શાવી છે.

ॐ पार्थाय प्रतिबोधितां, भगवतानारायणे न स्वयं ।
व्यासेन ग्रथितां पुराण मुनिनामध्ये महाभारतं ॥
अद्वैता मृतवर्षिणीं भगवतो मष्टादशाध्यायिनी ।
अंबत्वांमनुसंदधामि, भगवद्गीते भवद्वेषिणीम् ।

सर्वोपनिषदो गावो, दोग्धा गोपाल नंदनः ।
पार्थोवत्सव सुधी भोक्ता, दुग्धंच गीतामृतं महत् ॥
वसुदेव सुतंदेवं, कंसचाणुर मर्दनम् ।
देवकी परमानंद, कृष्णं वंदे जगद्गुरुम् ॥

---

અજ્ઞાન સહિત સર્વ પ્રપંચના અભાવરૂપ. સત્, ચિત્ આનંદ, સ્વરૂપ, બ્રહ્મ, મોક્ષ, પદ. એજ ગીતારૂપ બ્રહ્મવિદ્યાનું પરમ પ્રયોજન દર્શાવ્યું છે, જેને પરમપદ પરમ સુખ શાસ્ત્ર કહે છે.

શ્રી ગીતા–નું સ્મૃતિ રૂપે પ્રમાણ મનાય છે. અર્થાત્ જેમ ધર્મ સંબંધમાં વિવાદ થતાં સ્મૃતિનું પ્રમાણ માન્ય ગણાય છે તેવીજ રીતે વેદાન્તમાં જીવ, ઇશ્વર, માયા, પ્રકૃતિ જ્ઞાન, વિજ્ઞાન, મોક્ષ, વિગેરેમાં વીવાદ થતાં, શ્રી ભગવદ્ગીતાનું પ્રમાણ માન્ય ગણાય છે.

સ્મૃતિ, શબ્દાર્થ–સ્મરણ, આપનું અમને, પરંપરાથી સ્મરણ છે. અમારા મનનું કહેતા નથી એવો સ્મૃતિ શબ્દનો ભાવ છે.

જેથી ગીતાનું જ્ઞાન શ્રી બાદરાયણાચાર્યે કે શ્રી પરબ્રહ્મ શ્રી કૃષ્ણપ્રભુએ અર્જુનને ઉદ્દેશીને નવું કલ્પ્યું નથી પણ કાળ બળથી–ઉપનિષદ્ અંતરગત હેતુ જ્ઞાન તિરો-

ભાવ પામેલું હતું-તેનોજ આવિર્ભાવ કર્યો છે એમજ કહેવામાં અડચણ નથી એટલે ઉપનિષદોમાં રહેલા જ્ઞાનનું જ વર્ણન ગીતામાં છે એજ ઉદ્દેશ સ્મૃતિ નામથી કહેવાય છે.

ગીતા-શબ્દાર્થ—ગાન એવો થાય છે અને તે શ્રી ભગવાનના શ્રીમુખથી ગાયેલી તેથી ભગવદ્ગીતા અને ઉપનીષદ્‌ના તત્ત્વજ્ઞાનથી ઉપનીષદ્ પદ અપાય છે ગીતાજીનો ઉપદેશ નિષ્પક્ષપાતરૂપ અને જીજ્ઞાસુઓને શાંતિ આપનારો હોવાથી સર્વ ધર્મમાં માન્યરૂપ થઇ છે. થાય છે અને થશે.

એ રીતે ગીતાજી આર્ય્ય સનાતન ધર્મમાં ઉપનિષદ્ પદ મેળવીને ત્રતિય પ્રસ્થાન કહેવાય છે.

ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, અને ભગવદ્ગીતા એ પ્રસ્થાનત્રય વેદ વેદાંત પ્રતિપાદિત પ્રવૃત્તિ, નિવૃત્તિ, માર્ગનું વીવેચન કરનારા આધારભૂત ગ્રંથો મનાય છે અને એની એક વાકયતા કરી તત્ત્વબોધ સ્થાપવામાં આવે છે. તેજ પ્રમાણે મનાય છે.

## વેદાંત, ધર્મ, સંપ્રદાયના માન્ય, સિદ્ધાંત.

વેદાંત, ધર્મ, સિદ્ધાંત—વેદ વેદાંત (ઉપનિષદો) વિશેષતારૂપ પરવિદ્યા તત્ત્વજ્ઞાનના ગ્રંથ હોવાથી તે સૌથી શ્રેષ્ઠ પ્રમાણરૂપ છે. અને બાકીના સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ, નિબંધ આદિ ગ્રંથ સમૂહ—અપરવિદ્યાના ઉપરોકત

તત્ત્વજ્ઞાને પ્રેરક હોવાથી ઉત્તરોત્તર સ્થુળ મનાય છે. મીમાંસા દૃષ્ટિથી પૂર્વ, પૂર્વ, ઉત્તર ઉત્તરથી ગરીયસ છે એ રીતના ક્રમથી સર્વની એક વાકયતા કરીને જે સિદ્ધાંત સ્થપાય છે તેજ સિદ્ધાંત સનાતન ધર્મની પ્રાચીનતા અને વિજયતા દર્શાવે છે.

આર્ય્ય ધર્મ ગ્રંથમાં જોતાં પરંપરાની કીંમત ગણુતાં પ્રાચીનમાં પ્રાચીન કાળની પ્રણાલી જોતાં પરમ ગણાતી આવી છે–વેદથી આરંભી પુરાણુ સુધી પરંપરાનું ગત જ્ઞાનને પ્રમાણુરૂપ માનવામાં આવ્યું છે અને એજ પરંપરાનુંગત, વિદ્યા–સદ્‌વિદ્યાથી ઉદ્‌ભવેલું જ્ઞાન, પરમ સુખ ઐહિક પારમાર્થિક કલ્યાણુને પ્રાપ્ત કરાવે છે અને એથી જે જ્ઞાન અનુષ્ઠેય નથી. પણુ જે જ્ઞાન પરંપરાનુગત અનાદિ વેદ સિદ્ધ હોય તેજ અનુષ્ઠેય છે. આવો આર્ય્ય પ્રજાનો રૂદયગત સિદ્ધાંત છે.

ઉપરોકત–પરંપરાની પ્રણાલીનું –ગ્રંથમાં થતું દિગ્દર્શન—વેદમાં ધાતાયથા, ઇત્યાદિ મંત્રથી–તેમ બ્રાહ્મણુ ગ્રંથોથી સિદ્ધ થાય છે—સ્મૃતિ–પુરાણુમાં પણુ અમુક પ્રસંગે–અમુક ઋષિ–મુનિ કે અમુક દેવ પાસેથી અમુક મળેલું છે. એમ જણુાવેલું દૃષ્ટિગોચર થાય છે.

શ્રી ગીતામાં ચતુર્થ અધ્યાયે–ઇમંવિવસ્વતે ઇત્યાદી મંત્રાદીથી પરંપરા દર્શાવેલી છે. અર્થાત્ પુરાતનત્વ–પરંપરા

પ્રામણ્ય-પ્રતિપાદન કરી-શ્રીકૃષ્ણ ભગવાને-વેદાનુકુળ-પરંપરાગત-ધર્મ-તત્ત્વજ્ઞાન પ્રતિપાદન કરેલું છે. એમ-સર્વે ધર્મગ્રંથોમાં પણ સ્પષ્ટ નિર્દેશ કરેલું દેખાય છે.

ઉપરોકત સિધ્ધાંત અનુસાર શ્રુતિ (ઉપનિષદ) સૂત્ર (વેદાંન્ત સૂત્ર) સ્મૃતિ (ગીતા) આ ત્રય પ્રસ્થાન ગ્રંથોનો આધાર ન હોય-અર્થાત્ જેનો એમાં સમાવેશ થઇ શકતો ન હોય તેને વૈદિક ધર્મને અનુસરનારા લોકો, ગૌણુ-અગ્રાહ્ય માનતા આવ્યા છે.

જેથી પ્રત્યેક સંપ્રદાય પ્રવર્ત્તક આચાર્ય-ગુરૂઓને ઉપરોકત ગ્રંથ ઉપર ભાષ્યો લખીને પોતાનો સિદ્ધાંત વૈદિક પરંપરાનુગત છે. એમ સિદ્ધ કરવું પડે છે.

---

# સનાતન, વૈદિક, ધર્મતત્ત્વ, પ્રતિપાદન કરનારા, ભારતવર્ષમાં દર્શાતા, ભાષ્યો અને, તેનાથી પ્રવર્ત, થયેલા સંપ્રદાયો

પરમહંસાદિ સંન્યાસિઓમાં-શ્રી શાંકરાચાર્યનું શારીરક ભાષ્ય.

શૈવ સંપ્રદાયના—પાશુપત, શૈવ, પ્રત્યભિજ્ઞ, રસેશ્વર આદિનાં ભાષ્યો.

**વૈષ્ણવ સંપ્રદાયના**—શ્રી રામાનુજાચાર્યનું શ્રીભાષ્ય, શ્રીમધ્વાચાર્યનું મધ્વભાષ્ય, શ્રી નીંબાર્કાચાર્યનુ વેદાંત પારિજાત, સૌરભ. શ્રી વલ્લભાચાર્યનું શ્રી અણુ ભાષ્ય.

**શાકત ધર્મ પ્રકાશક**—દક્ષિણાચારના તથા વામાચારના તંત્ર ગ્રંથો.

**પ્રચૂર્ણ, ધર્મ પ્રકાશક**—ગણપત્ય મત પ્રકાશક, સૌરપત્ય મત પ્રકાશક.

ઉપરોકત **સંપ્રદાયોના મૂળ તત્ત્વ સિદ્ધાંતોનું અવલોકન**—મૂળ-આદ્ય સંપ્રદાય પ્રવર્તક આચાર્યના વેદાંતના પ્રસ્થાનત્રય ઉપર રચેલા ભાષ્યોનું અવલોકન.

**સ્માર્ત સંપ્રદાય**—શ્રીમદ્ શાંકરાચાર્ય, આ સંપ્રદાયના પ્રવર્ત્તક છે. ( પ્રાકટય શાકે ૭૧૦ થી ૭૪૨ ) એમણે વેદાંત સૂત્રો પર શારીરક ભાષ્ય, તેમ ઉપનીષદો અને ગીતા, ઉપર પણ ભાષ્યો કરી, સ્વસિદ્ધાંત ને વેદ વેદાંત પ્રતિપાદિત દર્શાવેલો છે. એમાં સત્કાર્યવાદનો વિવર્ત્તવાદ સ્વીકારેલો છે. ( સત્કાર્યવાદ એટલે-ઉત્પત્તિ પૂર્વ, કાર્ય-સત્ વિદ્યમાન્ છે-કારણ સ્વરૂપે વિદ્યમાન છે. એવો જે સિદ્ધાંત તેને સત્કાર્યવાદ કહે છે. વિવર્ત્તવાદ-એટલે-કારણજ કાર્ય સ્વરૂપે ભાસે છે. આમાં કારણ સત્ય છે-કાર્ય નથી-એને વિવર્ત્તવાદ કહે છે. ब्रह्म सत्य जगन्मीथ्या આ ભાષ્યનો

સિદ્ધાંત-કેવલાદ્વૈત-અર્થાત્ અદ્વૈત-જ્ઞાનને પ્રાધાન્યતા આપનારો છે. તેનું અવલોકન.

## તત્ત્વ સંબંધનો સિદ્ધાંત.

એક શુદ્ધ, બુદ્ધ, નિત્ય ને મુક્ત, પરબ્રહ્મ સિવાય, બીજું કોઇ સ્વતંત્ર ને સત્ય વસ્તુ નથી. મનુષ્યનો આત્મા-મૂળમાં પરબ્રહ્મ સ્વરૂપી છે. ચક્ષુથી દેખાતું નાનત્વાદિ માનવ દૃષ્ટિનો ભ્રમ છે. માયાની ઉપાધિથી ઉદ્ભવેલો આભાસ છે માયા-એ બીજી ખરી, અને સ્વતંત્ર વસ્તુ નથી-મિથ્યા છે. અર્થાત્ હું-તું-અથવા આંખોથી દેખાનારૂં જગત ઈત્યાદિ ખરૂં ન હોઇને, તે સર્વમાં એકજ શુદ્ધ પરબ્રહ્મ ભરેલું છે. આત્મા-પરાત્માની ઐક્યતાનું અનુભવાત્મક જ્ઞાન-સાક્ષાત્કાર વીના મોક્ષ નથી, એવો તત્ત્વ સંબંધનો સિદ્ધાંત છે.

## તત્ત્વ પ્રાપ્તિ માટે આચરણનું નિરૂપણ.

ચિત્ત શુદ્ધિ માટે સ્મૃતિ, પ્રતિપાદીત નિષ્કામ કર્મો કરવાં. પછી તે છોડી છેવટ સંન્યાસ લેવો, તોજ મોક્ષ પ્રાપ્તિ, એ સિદ્ધાંતને નિવૃત્તિ માર્ગ અર્થાત્ સર્વ કર્મનો સંન્યાસ કરીને જ્ઞાનમાં ગુંથાવું, એને સંન્યાસ નીષ્ઠા-જ્ઞાન નિષ્ઠા કહે છે. એમાં ઉપાસના પણ અંતરગત છે.

ઈત્યાદિ શ્રી શાંકર સંપ્રદાયનો, સિદ્ધાંત વિવર્ત્ત-વાદ-માયાવાદ, અદ્વૈત, અને સંન્યાસ, અર્થાત્ કર્મ-

ઉપાસનાદીથી જ્ઞાન માર્ગમાં પ્રવેશી, જ્ઞાનથીજ મોક્ષ મેળવાય છે. એ સિધ્ધાંત છે.

કેટલાકો—એને શૈવ મત માને છે. પણ તે સત્ય નથી. કારણ એમનાં ભાષ્યમાં શૈવ, રૌદ્ર, ઉગ્ર, ભાકત, જંગમ, પાશુપાત્ર, પાંચરાત્રાદિ વૈષ્ણવ, બૌદ્ધ, જૈન આદિ વેદ વિરૂધ્ધ સિદ્ધાંતનું, તેવા ધર્મનું ખંડન કરેલું છે.

એ સંપ્રદાયમાં—પંચાયતન (શિવ, વિષ્ણુ, શક્તિ, ગણપતિ, સૂર્ય) દેવની, અને અગ્નિ સહિત છન્નુ ઉપાસનાઓ શુધ્ધ વૈદિક વિધાનથી દર્શાવેલી છે.

આ શાંકર સંપ્રદાયનો સિધ્ધાંત જોતાં-અર્થાત્ એ વાદમાં મત, વાડો, પંથ કે તેવાજ અર્થમાં રૂઢ થતો સંપ્રદાય, શબ્દનો અર્થ નથી. જેથી પ્રાજ્ઞ પુરૂષો એને વૈદિક દર્શન-સંપ્રદાય તરીકે માન્ય કરે છે.



# વૈદિક, પૌરાણિક, સંપ્રદાય તરીકે ગણાતાં દર્શનો.

| શૈવ | વૈષ્ણવ | શાકત | પ્રચુર્ણ |
|---|---|---|---|
| પાશુપત | **શ્રી સંપ્રદાય** | દક્ષિણાચાર | ગાણપત્ય |
| શૈવ | માધ્વી સંપ્રદાય | વામાચાર | સૌરપત્ય |
| પ્રત્યભિજ્ઞ | રૂદ્ર સંપ્રદાય | —— | —— |
| રસેશ્વર | સનકાદિ સંપ્રદાય | | |

શૈવ સંપ્રદાયમાં પાશુપત નામે મત છે. કુર્મ પુરાણના આધારે શિવે હિમાલય ઉપર મનુષ્યને યોગ શિખવ્યો છે. તેમાં તેમનાં ચાર શિષ્યો અને તેઓના અઠ્ઠાવીશ શિષ્યોનાં નામ છે. તેમાં આ મતના સ્થાપક નકુલીશ, છેલ્લા શિષ્ય છે. એણે પાશુપાત શાસ્ત્ર નામનો સૂત્ર ગ્રંથ લખેલો છે. તેમ પંચાર્થ નામે ભાષ્ય છે (એ મતમાં મત્સ્યેંદ્રનાથ યોગિઓ થયા છે. યોગીઓમાં નવ નાથ અને ચોર્યાશી સીદ્ધના, શીવ શકિતના પૃથક, પૃથક સ્વરૂપોની, ઉપાસના કરનારા વાદો છે.) એઓ યોગ શાસ્ત્ર માં હઠ પ્રદિપીકા, સાથે સંબંધ ધરાવનારા છે.

એ વાદનો સિધ્ધાંત—પશુપતિ-શિવ એ સ્વતંત્ર ઈશ્વર છે, અને પશ્વાદિ જીવ, તે નિત્ય અને કાર્ય છે. કાર્ય એ પરતંત્ર છે. પશુ-એ જીવાત્મા-તેના પતિ-તે પશુપતિ છે. એ કર્મ નિરપેક્ષ ઈશ્વર, જગતના કારણભૂત છે. તે બંધ મોક્ષનું કારણ છે. જેથી જીવાત્મા-અને પરમાત્માના સંબંધ (જોડાવા) ને યોગ કહે છે.

એની સિદ્ધી માટે આચરણ—સદ્‌ગુરૂ શરણ-સેવન બોધથી હઠ, યોગાદિ પ્રક્રિયાના સાધનો સાધવા એ યોગથી ધી ક્રિયા શકિતએ બે પ્રકારથી દુઃખનો ઉચ્છેદ અને ઐશ્વર્ય ( સિદ્ધી ) ની પ્રાપ્તિ પ્રાપ્ત થાય છે જે પરમ પુરૂષાર્થ ફળ છે. પુનરાવૃત્તિ રહિત સામીપ્યાદિ ફળવાળાં સ્વર્ગાદિને એમાં માનેલાં છે.

શૈવ વાદ—આ વાદ પુરાતન કાળથી ભારતવર્ષમાં પ્રચલિત થયેલો હોય એમ જણાય છે. विप्राणां दैवतं शंभु મનુ વાકયમાં અને વેદ બ્રાહ્મણ-ઉપનિષદોમાં પણ-શિવ-રૂપ આદિ નામથી સ્તવન દર્શાવનારા અનેક વાકયો છે. તેમ દ્વાદશ જયોતિર્લીંગ પણ પ્રાચીન છે. એ રીતે આ વાદ પ્રાચીન દર્શાય છે. આ વાદના દૈવત શિવને માનનારા બ્રાહ્મણ વર્ગનો મોટો સમુહ છે. દરેક ગામમાં પણ મહાદેવનું દેવળ હોવાથી એ વાદે લોકમાન્યતા મેળવેલી સ્પષ્ટ થાય છે. આદર્શન સેશ્વર સાંખ્યને ઘણો મળતો છે.

એ વાદનો સિદ્ધાંત—પશુ-પતિ-પાશ એ શબ્દથી જીવ-ઇશ્વર અને અચિતનાં સ્વરૂપો આપેલાં છે.

આત્મા—વિભુ, નિત્ય, અને અનેક છે. પાશ-કર્મ-બંધથી તે અણુ છે. પણ કર્મ બંધથી મુક્ત થતાં તે ઉપરોક્ત રીતે થાય છે.

ઇશ્વર—કારણ. સર્વ કર્મફળ પ્રદાતા. નિરાકાર છે. તેનાં મંત્રમય સ્વરૂપની મંત્રથી, ભિન્ન, ભિન્ન, અંગોની કલ્પના કરીને કરેલું ઇંદ્રિય ગોચર સ્વરૂપની ઉપાસનાથી તેની પ્રાપ્તિ થાય છે.

જગત—ઇશ્વર શિવનું કાર્ય છે. સૃષ્ટિ, સ્થિતિ, સંહાર, તિરોભાવ, અને અનુગ્રહ કરણ, એ પાંચ શીવ કૃત્ય છે શિવ-તત્ત્વની પ્રાપ્તિ એ પરમ પુરૂષાર્થ છે.

આચરણ—સર્વોત્તમ ઉપાય દીક્ષા છે. દીક્ષા, વીધી, ક્રિયા, યોગ અને ચર્યા છે. તેનાથી મળ, કર્મ, માયા, રોધ ચાર પ્રકારના પાશથી બદ્ધ થયેલો પશુ-જીવાત્મા પાશથી મુક્ત થતાં-અર્થાત્ પાશના ક્ષયથી, શીવ તત્ત્વની પ્રાપ્તિ કરે છે. ઇત્યાદિ સિદ્ધાંત છે. ૨૮ આગમ, પુરાણ તંત્ર ગ્રંથો છે.

પ્રત્યભિજ્ઞ વાદ—આ માયાવાદી છે. શ્રી શાંકર વેદાન્તને ઘણે અંશે મળતો છે.

સૂત્ર, વૃત્તિ, ઇત્યાદિ એનાં શાસ્ત્રો છે. એમાં અભિનવગુપ્તાચાર્ય, ઉત્પલ, સોમાનંદ, વસુગુપ્તાચાર્ય આદિ આચાર્યો થયા છે.

એ વાદનો સિદ્ધાંત—જીવ-શિવ-બ્રહ્મથી ભિન્ન નથી, પણ માયા છે. ત્યાં સુધી ભિન્ન ભાસે છે.

દૃશ્ય જગત્ શિવનો અવભાસ છે. શિવ સ્વ ઇચ્છાથી સ્વ ક્રિયાથી જગદ્રૂપે અવભાસે છે ઇશ્વરી ઇચ્છા એ જગતનું કારણ છે. ઇત્યાદિથી.

પ્રમેય-પ્રમાતા પરસ્પર ભિન્ન નથી. પણ અનાદિ અજ્ઞાન ( અવિદ્યા ) થી પ્રમાતા પ્રમેયથી ભિન્ન જુવે છે. જેથી અજ્ઞાન નિવૃત્તિનીજ કર્ત્તવ્યતા રહે છે. અર્થાત્ ભેદ બુદ્ધિ ગલિત થાય ત્યાં સુધી પ્રત્યભિજ્ઞાની આવશ્યકતા રહે છે.

પ્રત્યભિજ્ઞા-એટલે પ્રતિમાએ કરીને શિવને અભિમુખ કરી જ્ઞાન મેળવવું તે. એનો હેતુ સમસ્ત સંપત ( બાહ્યાભ્યન્તર નિત્ય સુખાદિ )ની પ્રાપ્તિ તેની સિદ્ધી એટલે તથાત્વ પ્રકાશ-અભિમુખ પદાર્થ વિષેનું પ્રતિસંધાન ( સ્મરણ ) કરીને જે ઓળખવારૂપ જ્ઞાન તે પ્રત્યભિજ્ઞાન કહ્યું છે.

જીવ ઇશ્વરનું એકત્વ છતાં મોહાંધથી સિદ્ધ નથી, તે સિદ્ધ કરવા માટે શક્તિના, વ્યાપારની આવશ્યકતા છે. તે વેપાર અર્થે ક્રિયા, અને સિદ્ધ કરવાની સ્વાભાવિક પ્રીતિ

સ્ફુટ થાય છે. તેનું પર્યવસાન પોતે ઈશ્વર છું એ પ્રમાતાના જ્ઞાનમાં છે, અર્થાત્ ઇશ્વર છું તે જાણ્યું પણ તે થયો નહિં. ત્યાં સુધી ઉપરોકત આનંદની પ્રાપ્તિ થતી નથી. જેથી દાસત્વ પામીને અર્થાત દાસત્વને સંપૂર્ણ અંશે અને નિર્વાધરૂપે પોતાના ભોગના વિષયરૂપે કર્મના ફળરૂપે સ્વીકારીને અથાત, શિવનો દાસ થવું. એ સર્વ કર્મનું અનન્ય ફળ છે. એ નિશ્ચય કરી પ્રાપ્તિના ઉપાયનું કર્માદિનું ફળ ( પ્રાપ્ત કરવાનો વિષય ) તે શિવનુ દાસત્વ છે. એ વાદના સૂત્રનો સિદ્ધાંત છે.

રસેશ્વરવાદ—શ્રી શંકર દિગ્વિજયમાં સિધ્ધોપાસકનું વર્ણન છે, આ રસેશ્વરવાદીના સંસ્કૃત ગ્રંથો અનેક છે. એમનો સિદ્ધાંત જીવ નિત્ય છે. પણ દેહ અનિત્ય છે. તેના અપમૃત્યુને દુર કરી પીંડનું અજર અમરતત્ત્વ મેળવી પરમ તત્ત્વ માટે કરેલો પ્રયાશ સત્ય શ્રેયદાયી બને છે. જેથી रसो वै ब्रह्म ઇત્યાદિ શ્રુતિ રસબ્રહ્મની પ્રશંસા કરે છે. રસ એ શિવ રૂપ છે. અને તે રસ પારદ છે. શીવાબીજ ગંધક છે. જેથી તેના દર્શન, પૂંજન, જ્ઞાન, ભક્ષણ, અને પારદશીવલીંગ ( સ્વરૂપ )ની પૂંજા ઇત્યાદિ પરમ ફળદાયી છે, માટે રસ ઉપાસના સર્વને આવશ્યક છે.

જીવત્વ, દેહત્વને આધારે દેહ અદૃષ્ટ (કર્મ)થી * દૃષ્ટ અનિત્ય છે. જેથી દેહનું, નિત્યત્વ માનવું એનિત્યત્વ માટેજ રસ

બ્રહ્મ શિવના સેવનથી પીંડની સ્થૈર્યંતા, પીંડનું અજર અમરત્વ પ્રાપ્તકરવું ( કારણ પીંડની સ્થૈર્યંતા વીના મોક્ષ, સુખ અનુભવવું અસંભવીત છે ) અને પછી યોગાદિથી–પરતત્વ દર્શન–પરમ પુરૂષાર્થ, મેળવવો. એ મુજબનો સિદ્ધાંત છે. આ- ધાતુવાદ, ધાતુ માટે નથી. પણ એનું પ્રયોજન પણ મોક્ષ માટેજ છે. જ્યોતિર્લીંગ કરતાં–પારદ શિવલીંગની પૂજાનું મહાત્મ ઘણું માનેલું છે.

વૈષ્ણવ સંપ્રદાય ( પદ્મ પુરાણમાં, કલિયુગમાં ચાર સંપ્રદાય થશે, એમ નિર્દેશ કરેલું છે.

આ ચાર વૈષ્ણવી સંપ્રદાયના, આચાર્યોના, ભાષ્યો ઉપરોકત, પ્રસ્થાનત્રયમાંથીજ ઉદ્‌ભવેલાં છે.

શ્રી સંપ્રદાય, તેમ, રામાનુજ, સંપ્રદાય નામથી પ્રસિદ્ધ છે.

આ વાદના પ્રવર્ત્તક, શ્રી રામાનુજાચાર્ય છે. ( પ્રાકટ્ય શ્રી શંકરાચાર્યના પછી અઢીસે વર્ષ શાકે ૯૩૮ માં છે. એમણે પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્યો લખ્યાં છે. વેદાન્ત દર્શન ઉપર રચેલું શ્રીભાષ્ય છે.

તેમાં વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંત પ્રતિપાદન કરેલો છે. એઓ સત્કાર્ય વાદમાં પરિણામ ( કારણજ કાર્ય રૂપે પરિણામ પામે છે ) વાદ સ્વીકારે છે.

વિશિષ્ટાદ્વૈત, જીવ ( ચિત્ ) અને જગત ( અચિત્ ) એ બંન્ને એકજ ઇશ્વરનુંજ શરીર હોવાથી; ચિદ્‌ચિદ્‌વિશિષ્ટ ઇશ્વર, એક છે અને ઇશ્વર શરીરમાંના-સૂક્ષ્મ ચિત્ અચિત્ તત્ત્વોમાંથી આ સ્થૂળચિત્ અને અચિત્ અર્થાત્ અનેક જીવો અને જગત નિર્માણ થયેલાં છે. એ રીતે તત્વદ્રષ્ટિએ વિશિષ્ટાદ્વૈત સિધ્ધાંત છે.

આચરણ-દ્રષ્ટિએ કર્મનિષ્ઠા એ જ્ઞાન નિષ્ઠાનું મૂળ છે. સ્વતંત્ર નથી જ્ઞાન પછી ભકિત એ આખરનું કર્તવ્ય છે. જેથી ચાતુર્વર્ણ્યના સ્વધર્મોકત કર્મ નિષ્કામપણે કરી ચિત્ત શુધ્ધિથી જ્ઞાન પ્રાપ્ત થયા પછી ચતુર્થાશ્રમ બ્રહ્મચિંતવનમાં બેશવું, અર્થાત પ્રેમથી નિસીમ થયેલી વાસુદેવ ભક્તિમાં રંગાઈ જવું. એથીજ પરમ પુરૂષાર્થની પ્રાપ્તિ ઇત્યાદિથી ભકિત એજ છેવટનું કર્તવ્ય હોવાથી ભકિત માર્ગ છે. એમાં પણ નિવૃત્તિ માર્ગનો સ્વીકાર છે.

આ સંપ્રદાયમાં શ્રી લક્ષ્મી અને વાસુદેવ વિષ્ણુ શ્રી રામાવતારાદિ અર્ચાદિ સ્વરૂપનું પુંજન કરાય છે. પંચ સંસ્કારાદિ શરણાગતિ આદિ સ્વીકારાય છે.

**સનકાદિ વૈષ્ણવ સંપ્રદાય, નીબાર્ક, સંપ્રદાય.**

ઇત્યાદિ નામથી પ્રસિદ્ધ છે.

આ વાદના પ્રવર્તક નીંબાર્કાચાર્ય એમનું મૂળ નામ

ભાસ્કરાચાર્ય છે. ( પ્રાકટ્ય શ્રીરામાનુજાચાર્ય પછી અને મધ્વાચાર્યની પૂર્વે શાકે ૧૦૮૪માં થયા હશે ( વેદાન્ત સૂત્ર ઉપર એક સ્વતંત્ર ભાષ્ય એમણે રચેલું છે. અન્ય પંડિતની ગીતા ઉપર કરેલી ટીકા છે. ભાષ્યનું નામ વેદાન્ત પારિજાત સૌરભ છે સિદ્ધાંત છે દ્વૈતાદ્વૈતી છે.

જીવ, જગત, અને ઇશ્વર, એ ત્રણે ભિન્ન નથી. તો પણ જીવને જગતનું અસ્તિત્વ અને તેમનો આધાર સ્વતંત્ર નથી. પણ ઇશ્વરેચ્છા ઉપર અવલંબી રહેલ છે. અર્થાત મૂળ પરમેશ્વરમાંજ જીવ અને જગતનાં મૂળતત્ત્વો સમાયલાં છે.

માયા મિથ્યાત્વ અને કર્મત્યાગની આવશ્યકતા એ શ્રીશાંકર સંપ્રદાયનો સિદ્ધાંત આ વાદને ગ્રાહ્ય છે. પણ બ્રહ્માત્મ્યૈકય રૂપ મોક્ષ માટે અનેક સાધનો છે પણ તેમાં ભક્તિ, માર્ગ, એક અત્યંત સુલભ સાધન છે. અર્થાત માયાવાદ, અને અદ્વૈતનો સ્વીકાર કરીને ભક્તિનું સમર્થન આ વાદમાં કરાયલું છે.

આ માર્ગના ઉપદેશકો પણ ભક્તિની સુલભતા દર્શાવતા આવ્યા છે. તુકારામનો ઉપદેશ શ્રીધરી ટીકાનું તાત્પર્ય જ્ઞાનેશ્વર મહારાજ, જ્ઞાનેશ્વરીની ગીતા ઇત્યાદિમાં ઉપરોક્ત ઉપદેશ છે. એજ માર્ગના એ તત્ત્વોપદેશ મુજબ શ્રેલી એની ટીકા છે.

એમાં અવતારાદિ માને છે. લાલજી, શ્રીરાધાકૃષ્ણ અર્થાત વિષ્ણુ સેવા ભક્તિ કીર્તનમાં આનંદ માને છે. નિષ્કામ જ્ઞાન અને ભક્તિ પાતંજલ યોગનું પણ આ માર્ગના ગ્રંથમાં પ્રતિપાદન કરાયલું છે.

માધ્વ વૈષ્ણવ સંપ્રદાય, એને દ્વૈતી સંપ્રદાય પૂર્ણ યજ્ઞ, ઇત્યાદિ નામથી પ્રસિદ્ધ છે.

આ વાદના પ્રવર્ત્તક મધ્વાચાર્ય ઉર્ફે શ્રીમદાનન્દ-તીર્થ છે. ( પ્રાકટય શાકે ૧૧૧૯ થી ૧૧૯૮ માં છે ) એમનાં પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્યો છે. એ સર્વ ભાષ્યોમાં દ્વૈતવાદનું પ્રતિપાદન કરેલું છે.

જીવ-પરબ્રહ્મ કાંઇ અંશે એક, અને કાંઇક અંશે ભિન્ન માનવાથી પરસ્પર વિરોધ આવે છે, તેથી તેનો સંબંધ સંભવતો નથી. એથીજ બંને સદૈવ ભિન્નજ છે. એમ માનવું જોઇએ. પૂર્ણ પણાથી અથવા અંશ માત્રમાં પણ એમનું ઐકય સંભવતું નથી.

નિષ્કામ કર્મની મહત્તા ગીતાદીમાં વર્ણવેલી છે. પણ તે નિષ્કામ કર્મ સાધનરૂપજ છે. અને ભક્તિ એ આખરની નીષ્ઠા છે. ભક્તિ સિદ્ધ થયા પછી-કર્મ કર્યાં અને ન કર્યાં એમાં કાંઇ વિશેષ નથી. ધ્યાન કરતાં અર્થાત ભક્તિ કરતાં કર્મ ફળનો ત્યાગ-અર્થાત્ નિષ્કામ કર્મ કરવાં એ શ્રેષ્ટ છે. પરમાત્માનું જ્ઞાન એજ મોક્ષ સાધન છે.

એમાં નારાયણ-વિષ્ણુ-પુજન સેવા સ્વીકારી તેના પ્રસાદથી સંસારથી મુકત થઇ વૈકુંઠમાં વિષ્ણુ સમીપ રહેવું એ મોક્ષ-પરમ પુરૂષાર્થ છે. એમાં શંકરની મૂર્તિની પણ-સેવા કરાય છે. જીવ ઉપાસક, ઇશ્વર ઉપાસ્ય માને છે.

**રૂદ્ર સંપ્રદાય, અથવા શુદ્ધાદ્વૈત સંપ્રદાય, પુષ્ટી સંપ્રદાય ઇત્યાદિ નામે પ્રસિદ્ધ છે.**

આ માર્ગના પ્રવર્તક વિષ્ણુસ્વામી છે. એમાં સાધુઓ છે. તે શાળીગ્રામ અને સર્વ, વિષ્ણુ અર્ચાનું પુજન, કીર્તન, અને ધામ રટણ કરે છે. પણ એમાં

શ્રી વલ્લભાચાર્ય ( પ્રાકટય શાકે ૧૪૦૧ ) માં પ્રકટ થઇ પ્રસ્થાનત્રયી પર ભાષ્ય રચી આ સંપ્રદાયને વિશેષ ઉજ્વળતા આપી છે. અર્થાત્ શુદ્ધ સાત્વિકી વૈદિક સિદ્ધાંત અનુસાર માર્ગને દર્શાવ્યો છે.

એમના ભાષ્યનું નામ અણુ ભાષ્ય છે. ગીતા ઉપર તત્વદીપીકા વીગેરે ગ્રંથ છે.

એમનો સિધ્ધાંત—શુદ્ધા દ્વૈત છે. શુદ્ધ એટલે માયા સંબંધ રહિત-શુદ્ધ કાર્ય ને કારણનું—જીવને બ્રહ્મનું અદ્વૈત ઐકય-( શુદ્ધ જીવ અને, પરબ્રહ્મ એ એકજ છે ) જેમાં છે. એથી શુદ્ધાદ્વૈતવાદ છે. એને બ્રહ્મવાદ પણ કહે છે. અગ્નિનો જેમ તણખો તેમ જીવ, એ ઇશ્વરનો અંશ છે.

જગત્-માયાત્મક જગત્ મિથ્યા નથી પણ-માયા એક પરમેશ્વરની ઇચ્છાથી તેનાથી છુટી પડેલી શકિત છે એ માયા છે. પરતંત્ર થયેલા જીવને મોક્ષ પ્રાપ્તિ માટે જોઇતું જ્ઞાન ઇશ્વરાનુગ્રહ વિના થવું અશકય છે. ઇશ્વર અનુગ્રહનું નામ પુષ્ટી છે, એથી એ સંપ્રદાયને પુષ્ટીમાર્ગ કહે છે

એ રીતે સર્વ બ્રહ્મ-બ્રહ્મજ લીલાર્થે-જડ-જીવ, ને અંતર્યામી રૂપ ધરે છે આ પ્રમાણે બ્રહ્મનો પરિણામ થાય છે, પણ તે જાતે અવિકૃત છે, તેથી એ વાદ અવિકૃત પરિણામવાદ છે.

બ્રહ્મ, સગુણ, ને નિર્ગુણ, સાકાર-નિરાકાર, કર્તા ને ભોક્તા છે, જીવ બ્રહ્મ વચ્ચે અંશાંશી ભાવ છે, જેથી સત્કાર્યવાદને પરિણામવાદી છે.

પ્રપંચને સંસાર, ઉભય પ્રકારની સૃષ્ટિ, પ્રપંચ ભગવત્કાર્ય હોવાથી સત્યને નિત્ય છે, સસાર માયાનું કાર્ય હોવાથી મિથ્યા છે. આ ભકિતને પ્રાધાન્યતા આપી છે. શ્રી બાળકૃષ્ણ પૂર્ણાવતારી ગણી તેના બાળ સ્વરૂપની સાત ઘરમાં, જૂદાં, જૂદાં નામરૂપથી ઉપાસના થાય છે. સેવા એજ જીવનું કર્તવ્ય-અને એનાથી નિત્ય સંનિદ્ધી મોક્ષ છે.

આત્મ નિવેદનને ભગવત્ પ્રપત્તિથી સેવા વડે, જીવ પરમ પુરૂષાર્થ (ગોલોક નિત્ય સેવા) પ્રાપ્ત કરે છે. મોક્ષ

દશામાં જીવને બ્રહ્મનું ઐકય થતું નથી, દુઃખ નિવૃત થતાં આનંદાંશ પ્રગટે છે, મૂળમાં જીવ અણુ છે, તે તે સમયે વિભુત્વ પ્રાપ્ત કરે છે. આચાર્ય, ગોસ્વામી કહેવાય છે.

शाक्त संप्रदाय वाद—

આમાં પરબ્રહ્મરૂપિણી, જગનિયંત્રી, ભગવતિ શકિતનું સેવન કરાય છે. શીવ શકિત તરીકે પાર્વતી, ઉમા, દુર્ગા, મહાકાળી, મહાલક્ષ્મી, ઈત્યાદિ નામોથી શકિતની ઉપાસના કરાય છે.

સિદ્ધાંત—શીવ શકિત ઉભય છતાં અભિન્ન છે. જગત તેના વિલાસરૂપ સ્થૂળ ભાવે રમનારા જીવો, તે બદ્ધ પશુરૂપ છે. શીવ પશુપતિ હોવાથી તે મુકત કરનારા છે. સ્થૂળ ભાવમય જીવો વીરભાવમાં, અને સૂક્ષ્મભાવથી પાર જીવો દૈવીભાવમાં ગયેલા છે. એ રીતે સિદ્ધાંત અદ્વૈત છે.

ભેદ શાખા—

ઉત્તર, તાંત્રિક મંત્રો-નવીન કૃતિમ મંત્ર ક્રિયા, તેમ મહાન્ ભ્રષ્ટરૂપ ક્રિયા આચાર છે, એને વામ માર્ગ કહે છે.

દક્ષિણ મિશ્ર—ક્રિયાઓ તાંત્રિકના જેવી દ્રવ્યોમાં સાત્વિક પદાર્થોની કલ્પના કરાય છે. કૃતિમ મંત્રો બદલે વેદાદિ મંત્રોની ક્રિયા એમાં છે. આ દક્ષિણાચારની ક્રિયાઓ ઘણે ભાગે વૈદિક ધર્મ, કર્મ ક્રિયામાં મિશ્રરૂપ થયેલી દર્શાય છે.

પ્રમાણુ ગ્રંથો, મહા નિર્વાણુ તંત્ર, શ્યામા રહસ્ય, મંત્ર મહોદધી, વીગેરે તંત્ર ગ્રંથો છે. ઉત્તર વામમાર્ગમાં બીજા ઘણાં તંત્રો છે. તેમ ઘણી શાખાઓ છે.

**પ્રચુર્ણુંવાદ**-આમાં ગણુપત્ય અને સૌરપત્ય, એમ બે વર્ગ શાખા છે.

ઉપરોકત-શૈવ, વૈષ્ણુવ, શાકત, પ્રચૂર્ણું, વાદો સંપ્રદાયોને દર્શાવનારા આસ્તિક (વેદને પ્રમાણુ માનનારા) ભાષ્યો છે.

આ ભાષ્યોમાં શ્રીમદ્ શાંકરાચાર્ય-અને તેમના પછીથી થનારા શ્રીમદ્ વૈષ્ણુવાચાર્યોના, ભાષ્યોમાં પ્રસ્થાન ત્રયની એક વાકયતા કરવાનો પ્રયત્ન કરેલો છે. બાકીના (શ્રીમદ્ શંકરાચાર્યની આગળના) વાદોમાં તેમ નથી, પણુ વેદાંતના પ્રમાણો આપવા પ્રયત્ન કરેલો છે.

---

# ભાષ્યોના પ્રતિપાદિત સિદ્ધાંતનો સાર
# શ્રીમદ્ શાંકરાચાર્ય.

શારીરક ભાષ્યનો સિદ્ધાંત, વિવર્તવાદ, માયા વાદાત્મક અદ્વૈત, અને કર્મસંન્યાસ-અર્થાત્ કર્મ ઉપાસનાથી જ્ઞાન, મોક્ષ, એ અદ્વૈત, કેવળાદ્વૈતવાદ કહેવાય છે.

( આ વાદને મત, વાડો, પંથ કે તેના અર્થમાં રૂઢ થતો સંપ્રદાય શબ્દનો અર્થ લાગુ પડતો નથી, કારણ એમાં શૈવ,, રૌદ્ર, ઉગ્ર, ભાક્ત, જંગમ, પાશુપત, પાંચરાત્રાદિ વૈષ્ણવ, બૌદ્ધ, જૈન આદિ ધર્મમાં, વેદ વિરૂદ્ધ દર્શાતા પાખંડ ધર્મનું ખંડન કરી, વેદ પ્રતિપાદ્ય પરંપરાનુગત અનાદિ સિદ્ધ, સિદ્ધાંત દર્શાવેલો છે તેમ વેદ વિરૂદ્ધ કર્મમાં સુધારો કરી પંચાયતન દેવ, અને અગ્નિ સહિત છનું ઉપાસકોને માટે શુદ્ધ વૈદિક ઉપાસના દર્શાવી છે એ રીતે શ્રૌત સ્માર્ત ધર્મનો પુનરોદ્ધાર કરેલો છે ઇત્યાદિ કારણોને લઇને આ દર્શનનો વેદાંત દર્શનમાં, પ્રાજ્ઞ પુરૂષો સમાવેશ કરે છે. કેટલાકો એને શાંકર સંપ્રદાય પણ કહે છે ) તેમ કેટલાક સ્માર્ત શૈવવાદ કહે છે.

वेद-पुराण-वाद-संप्रदाय.
शैव वादो (४)

(૧) પાશુપતવાદ છે. સિદ્ધાંત, દ્વૈતવાદ, પાતંજળયોગ, ( હઠપ્રદિપીકા ) યોગમાર્ગ

(૨) શૈવવાદ.—સિદ્ધાંત, દ્વૈતાદ્વૈતવાદ, શીવભક્તિમાર્ગ.

(૩ પ્રત્યભિજ્ઞવાદ—સિદ્ધાંત, અદ્વૈતવાદ, શીવ ભક્તિ જ્ઞાનમ

(૪) રસેશ્વરવાદ—સિદ્ધાંત, દ્વૈતવાદ, રસવાદી ભક્તિ માર્ગ । વિશિષ્ટાદ્વૈત ( દક્ષણ ) શુદ્ધાદ્વૈત ( કાશ્મીર ) ની શાખાઓ છે.

( ઉપરોક્તવાદો આધુનીક સમયમાં શ્રી શાંકર સિદ્ધાંત સાથે સેળભેળ થયેલા દર્શાય છે. )

**શ્રી વૈષ્ણવ સંપ્રદાયો ( ૪ )**

(૧) **શ્રી રામાનુજાચાર્ય**—શ્રી ભાષ્યનો સિદ્ધાંત માયા સત્યત્વ, વિશિષ્ટાદ્વૈત સિધ્ધાંત, વાસુદેવ ભકિત. શ્રી સંપ્રદાય.

(૨) શ્રી વલ્લભાચાર્ય—અણુભાષ્ય, શુદ્ધ દ્વૈતસિદ્ધાંત, પુષ્ટિભકિત, પુષ્ટિસંપ્રદાય.

(૩) શ્રી નીંબાર્કાચાર્ય—દ્વૈતાદ્વૈત સિદ્ધાંત, યોગભકિત, સનકાદિ સંપ્રદાય.

(૪) શ્રી મધ્વાચાર્ય—દ્વૈતસિદ્ધાંત, વિષ્ણુ, શીરભકિત, પૂર્ણપજ્ઞ સંપ્રદાય.

**શાક્ત સંપ્રદાય**

(૧) ઉત્તર વામમાર્ગ (૨) દક્ષિણ મિશ્રમાર્ગ શીર-શક્તીનું ભિન્ન ભિન્ન નામથી ઉપાસના પૂજન, સિદ્ધાંત અદ્વૈત જગત, શકિતના વિલાસરૂપ દક્ષિણમાર્ગ, આ ચાર તંત્ર શાસ્ત્ર વીધી વામમાર્ગમાં અનાચાર કલ્પીત મંત્રો છે.

**પ્રચુર્ણ સંપ્રદાય**

(૧) ગણપત્ય (૨) સૌરપત્ય

ઉપરોકત સંપ્રદાયો વેદને પ્રમાણભૂત માની તેના તત્ત્વોપદેશને પૃથક, પૃથક રીતે, દેશ, કાળ, જંન રૂચી,

અધિકારાનુસાર દર્શાવનારા છે. એમ આર્યતત્ત્વજ્ઞોની માન્યતા છે, એથી તે આસ્તિક દર્શનો મનાય છે.

( સાંપ્રત સમયમાં સંપ્રદાયોના પૃથક્, પૃથક્ તત્ત્વોપદેશથી અને અન્ય ધર્મ સંપ્રદાયોના પ્રચલિત બોધથી કાંઇક કલેશનું દર્શન થાય છે, અને અનુયાયીઓના ઝગડાથી આગળ જણાવેલા ધર્મ ઉપર પ્રહારો થાય છે, એ પ્રહારો દૂર થવા માટે અન્ય પ્રચલિત ધર્મ સંપ્રદાયોના તત્ત્વોપદેશનું નીરીક્ષણ કરાવી પ્રભુ!!! શરણુ કૃપા પ્રસાદે સત્ય-સુખપ્રદ માર્ગનું દર્શન કરાવે એજ સત્ય શ્રેયપદ જીજ્ઞાસા છે, તે પૂર્ણ હો!!!

**નાસ્તિક ધર્મવાદો**—અર્થાત્ વેદને પ્રમાણભૂત નહિં માનનારા ધર્મમાર્ગો.

**ચાર્વાક**—( અવૈદિક લોકાયત મત ) યુધિષ્ઠિર શાકે ૭૨૭ આ મત સાંખ્ય, બૌદ્ધ મતની પૂર્વે યુધિષ્ઠિરના શકમાં ઉદ્ભવેલો છે દૈત્યોને ધર્મભ્રષ્ટ કરી, શીવ શ્રાપથી સંહાર કરાવવાના હેતુથી પ્રગટ કરાયલો છે, એ મતની ઉત્પત્તિ બૃહસ્પતિએ કરેલી એવો નિર્દેશ એમાં કરાયલો છે એ મત ઉપાડી ચલાવનાર ચાર્વાક છે, એનો ઉપદેશ.

વેદ. ધુતારા અને દંભીએ કર્યો છે, તેમના કર્મો અગ્નિહોત્ર યજ્ઞ યાગાદી, દ્રવ્યહરણ કરનારા અને કષ્ટથી સિદ્ધ થનારાં છે, યજ્ઞમાં ભોગ અપાયલો પશુ સ્વર્ગે જતો

હોય તો યજમાન પોતાના બાપને મારીને સ્વર્ગે કેમ ન મોકલે ? શ્રાધપીંડથી પિતૃઓ તૃપ્ત થતા હોય તો પ્રવાસીને માટે ભથ્થું રાખવાની દરકાર કેમ કરે છે, ઘેરજ પીંડ મુકવાથી કેમ ન પહોંચે ? અન્ન, પૃથ્વી દાન, વીગેરે ભ્રમણા છે.

આત્મા—દેહથી જૂદો પરલોકમાં જતો હોય તો તે ફરીથી સ્નેહીને સ્નેહ માટે કેમ મળે નહિં ? જેથી પરલોક નથી. દેહ એજ આત્મા છે.

જગત—અનાદિ છે. સ્વાભાવિક રીતે ઉત્પન્ન થયેલું છે-જન્મ્યા પછી જગતમાં રહેવાનું છે, મુઆ પછી આવવાનું નથી. પૃથ્વી, જળ, વાયુ, અને અગ્નિ, એ ચાર ભૂતોથી આ દેહ અને વિશ્વ માત્રની ઉત્પત્તિ થઇ છે. એ તત્વો પોતાના સ્વભાવથીજ કાર્ય કરે છે. એ તત્વોના મિશ્રિણ પણાથી જીવ-ચૈતન્ય-કે શકિત ઉત્પન્ન થયેલ છે. જેથી જીવ કે ચૈતન્ય એવું જીવથી જુદું તત્વ નથી. તેમ આ જગતનો કર્ત્તા-ઈશ્વર, કે પ્રજાપતિ કોઇ નથી-જો હોય તો પ્રત્યક્ષ જણાય-પણ તે જણાતો નથી. માટે નથી, દેહ નાશ પામ્યા પછી પુનર્જન્મ જેવું પણ નથી.

દેહની ઉત્પત્તિમાં કર્મની અપેક્ષા નથી. કર્મ પ્રત્યક્ષ પ્રમાણ ન હોવાથી અનુમાન સાધ્ય છે. અનુમાન મિથ્યા છે. જગતની સ્વાભાવિક ઉત્પત્તિના વૈચિત્ર્યપણાથી-સુખી દુઃખી-રોગી, નિરોગી સ્થીતિ, જણાય છે. દેહ એજ આત્મા

હોવાથી તેને ફાવે તે ઉપાયે સુખથી આનંદિત રાખવો, એજ પરમ સુખ છે. એજ સ્વર્ગ છે. મહાન કષ્ટ સહ દુઃખ ભોગવવું તેજ નર્ક છે, જેથી જીવન ટકે ત્યાં સૂધી-કરજ કરીને પણ ઘી પીવું. પુનર્જન્મ નથી. લોક પ્રિય રાજા તે ઈશ્વર, તેની આજ્ઞા પાળવી તે ધર્મ, મરણ તેજ મોક્ષ, પ્રત્યક્ષ પ્રમાણ સત્ય હોવાથી પ્રત્યક્ષ થતા સિદ્ધાંતની વસ્તુઓ અસત્ય, એ રીતે આ મતમાં અર્થ ( દ્રવ્યાદિ વસ્તુઓ ) પ્રાપ્તિ અને, કામ ( સ્ત્રી આદિ આ લોકના સુખ ) એ બે પુરૂષાર્થ ગણે છે.

એમાં **ચાર, મત** છે. એ સર્વનો લોકાયતિક-નાસ્તિક મત છે.

(૧) દેહ એજ આત્મા માનનારા (૨) ઇંદ્રિયોનેજ આત્મા માનનારા (૩) પ્રાણ-વાયુને આત્મા માનનારા (૪) મનને આત્મા માનનારા.

( આ મતના પ્રતાપે-સ્ત્રી, પુરૂષો, સ્વેચ્છાચારી, કુકર્મ વૃતિવાળા, દુર્ગુણોના સંગ્રાહક બનતાં, અનાચાર, અન્યાય, અને અજ્ઞાન પ્રવેશી-જન સમાજ પશુવૃતિ રૂપ ધર્મ ધારી દુઃખી થયાં. સનાતન વેદ ધર્મના સિદ્ધાંન્તોમાં શંકાઓનો પ્રવેશ થયો. અને એ ધર્મે પોતાના સિદ્ધાંતે, પોતાનો નાશ કર્યો છે. પણ સાંપ્રત કાળમાં-એ ધર્મના આદેશોનું સ્મરણ કરનારા, ચાર્વાક પૂત્રોનું દર્શન કરાવવાનાં બીજો, તેણે મુકેલાં દ્રષ્ટિગોચર થાય છે. )

ક્ષપણુક—આ દેહાત્મવાદી ચાર્વાક જેવો નાસ્તિક
ાત પ્રવર્ત્તાવનાર હતો, દ્વાપર યુગને અંતે, ભારતી યુદ્ધ
ાછી-યુધિષ્ઠિર શકમાં એ પ્રગટ્યો હતો પરલોક,
ાનર્જન્મ, પાપ-પુણ્ય ઈત્યાદિ ભાવનાને નાશ કરી, ધર્મ-
ાધર્મ-દેહને સુખ આપવું. એજ એનો સિદ્ધાંત હતો.
ાનાથી ચાર્વાકના મતની માફક એણે પણ દુર્ગુણોના
ાગી લોકો બનાવ્યા છે.

( યુધિષ્ઠિરના શક ૬૬૧ સમયમાં એવા છ નાસ્તિકો
યા છે )

બૌદ્ધ ધર્મ—આ ધર્મના સંસ્થાપક સિદ્ધાર્થ બુદ્ધ
ાથવા બુદ્ધદેવ છે. એમના પિતા શુદ્ધોદન ઇક્ષ્વાકુથી ઉદ-
વેલા શાકયકુળનો સૂર્યવંશી કપિલવસ્તું ( નગરખાસ ) ના
ત્રિય રાજા હતો બુદ્ધે સાંખ્ય દર્શન તત્ત્વજ્ઞાન અને
ાદિ શાસ્ત્રનો અભ્યાસ કરી વેદાદિજ્ઞાન મેળવી. ચાર્વાકાદિના
ાચારોનું સંમેલન કરી, પોતાની બુધ્ધિથી પોતાનું શાસ્ત્ર
ાચ્યું હતું. આત્મસંયમ અને જીવપર દયા એ મુખ્ય સિદ્ધાંત
. એના શાસ્ત્રોને ત્રિપટક કહે છે. એ ધર્મમાં ભિક્ષુક સૌગત
ાક્ય, શુદ્ધોદત, ગત, અને શૂન્યવાદી, એવા નામથી યતિઓ
ાળખાય છે એમાં તમામવર્ણું, ને ધર્મનો ઉપદેશ કરાય છે.

ધર્મમાં આવેલા વિઘ્નોને નાશ કરનારી, તારાદેવીને
ા બુધ્ધદેવની મૂર્તપૂંજે છે. ધર્મના ગૃહસ્થો, યતિઓને

વંદન કરે છે. બુદ્ધદેવના સર્વજ્ઞ સુગત, ગત, એવા નામો છે. બુદ્ધ ધર્મમાં પુનર્જન્મને માને છે, એમાં પ્રત્યક્ષ અને અનુમાન, એ બે પ્રમાણો મનાય છે.

ધર્મના તત્ત્વો—ચાર તત્વ બુદ્ધે નિર્માણ કર્યા છે. (૧) દુઃખ, સમુદય, માર્ગ, વિરોધ, એ ચાર છે.

( દુઃખના ( વિજ્ઞાન. વેદના, સંજ્ઞા, સંસ્કાર અને રૂપ) પાંચ સુંધ ક્ષણિક કહ્યા છે. એ તત્ત્વનું કારણ સમુદયતત્ત્વ ( તૃષ્ણાથી પ્રાણીઓમાં રાગદ્વેષ આદિ ઉત્પન્ન થાય તેને ) કહે છે. એ ઉભય તત્વોથી સંસારમાં પ્રવૃત્તિ થાય છે, તેવો વિરોધી, તે વિરોધ તત્વને માર્ગ તત્ત્વ, સર્વ પદાર્થ ક્ષણિક છે. એવી જે વાસના તેને માર્ગ તત્ત્વ કહે છે ) એમાં આત્માને ક્ષણિકને પુદગલ ( જે વસ્તુ તરફથી પોષણ પામે ને બીજી તરફ ગળે, તે પુદગલ ) માને છે.

( વેદવાળા જૈન આત્માને નિત્ય કહે છે ) દીવાની જ્યોતિ સમાન સર્વ પદાર્થો એક તરફ જોડાઇ બીજી તરફથી નાશ રૂપ બને છે, આ માર્ગ તત્ત્વ, વિરોધ તત્ત્વનું કારણ છે, અર્થાત્ સર્વે ક્ષણિક છે, એવું જ્ઞાન થતાં વૈરાગ્ય ઉપજી ચિતનો વિરોધ થઇ શકે છે. વિરોધનું નામજ મોક્ષ છે.

બુદ્ધ ધર્મમાં મતભેદો—મત ભેદો ચાર છે. " વૈભાષિક સૌત્રાંતિક, યોગાચાર, માધ્યમિક.

(૧) વૈભાષિક ( સર્વાસ્તિત્વવાદી ) જાતિ, સ્થિતિ, જરા વિનાશ, એ ચાર ક્ષણિક છે. વસ્તુઓ એ ચાર ક્ષણમાં ઉત્પન્ન સ્થિતિ જર્જર વિનાશ, એ રૂપમાં થાય છે. માટે સર્વ વસ્તુઓ ચતુઃ ક્ષણિક છે. સર્વ પદાર્થો જેવી, આત્માની દશા હોવાથી તેને પુદગળ માને છે.

(૨) સૌત્રાંતિક ( સર્વાસ્તિત્વવાદી ) વિજ્ઞાન આદિ પાંચ સ્કંધ છે. આત્મા નથી. સર્વ પદાર્થ ક્ષણિક છે. પાંચ સ્કંધ પર લોકમાં જાય છે. ચાલતો પ્રવાહ ઉચ્છિન્ન થાય, તેને મોક્ષ માને છે.

(૩) યોગાચાર ( ક્ષણિક વિજ્ઞાનવાદી ) વિશ્વ વિજ્ઞાનરૂપ છે, તેનાથી બાહ્ય કાંઇ નથી. સર્વ વીભાગનું જે દર્શન થાય છે, તે વાસનાથી, સર્વ વાસનાનું આધાર ભૂત, તે વિજ્ઞાન છે. વિશુદ્ધ વિજ્ઞાન થાય તેને મોક્ષ માને છે.

(૪) માધ્યમિક-( શુન્યવાદી ) સર્વ જગત શુન્ય છે અર્થાત્ કાંઇ વસ્તુ નથી. પ્રમાણ પ્રમેયનો વિભાગ સ્વપ્નરૂપ છે. સર્વ શુન્ય એ દૃષ્ટિથી જોવું એવી ભાવના કરવી એજ મોક્ષ છે.

બુદ્ધદેવ પછી આ ધર્મમાં સાત બૌદ્ધ થયેલા છે, આ ધર્મમાં ઘણો શોધ થયેલો છે. આ ધર્મની પ્રવૃત્તિ આશરે ૪૦૦ વર્ષથી થયેલી મનાય છે. ભારતવર્ષમાં વેદ ધર્મના આદેશોને તજવાથી તેનું પ્રાબલ્ય નિર્મૂળ થઈ તે ટીબેટ,

ચીન, જાપાન, સીલોન, બ્રહ્મદેશ, તાર્તાર, લંકા આદિ દેશોમાં પ્રવર્ત્ત થયેલો છે.

**જૈનધર્મ**—અર્હંત (અરિહંત) આ જૈનધર્મ સ્થાપક આચાર્ય છે, બહાર પ્રાંતના પટના શહેરમાં યુધિષ્ઠિર શાકે ૧૫૪૫ એમનું પ્રાકટ્ય, જૈન ગ્રંથોથી જણાય છે સિદ્ધાંત–અનાદી સિદ્ધ દ્રવ્યશક્તિ, પદાર્થોનો સ્વભાવ જડ ચેતનાદિ બનાવે છે, કાલ, સ્વભાવ, નિયતિકર્મ, પુરૂષાકાર પાંચ ઉપાદાનના ઐક્યથી વસ્તુનો પ્રાદુર્ભાવ થાય છે.

ઇશ્વર જગતનો કર્તા છે, એવું સિદ્ધ થઈ શકતું નથી જેઓ મુક્ત થઇ ગયા છે, તે ૧૮ દૂષણ રહિત ઇશ્વર છે તેજ જીન અથવા અરિહંત, એવી સંજ્ઞા એ ધર્મમાં માને છે, બ્રહ્મરૂપ સત્તા સત્ય, માયા, મિથ્યા, એ સિદ્ધાંતને તેઓ માનતા નથી, બ્રહ્મ આત્માને સર્વવ્યાપી એકત્ત્વ માનતા નથી) ચૈતન્યમય, જ્ઞાનસ્વરૂપ, કર્મભોક્તા જન્મપ્રાપ્ત કરનાર મોક્ષાધીકારી નિત્યરૂપ જીવ પદાર્થ સ્વીકારે છે, અન્ય પદાર્થો જીવથી વીપરીત ધર્મવાળા જડરૂપ (અજીવ) માને છે. એ રીતે જીવ, અજીવ ઉભય અનંત છે. જીવ દરેક શરીરમાં ભિન્ન શરીર જેવડાજ પરિણામવાળો, જન્મ અવસ્થાને લઈ એક શરીરમાંથી બીજા શરીરમાં જઇને તે શરીર જેવડો થઇ શકવાને સમર્થ છે, તો પણ તે અવિકારી છે. એ રીતે બે (જીવ–અજીવ) મુખ્યતત્ત્વ માન્યા છે અને

એ બન્નેને સ્પષ્ટાર્થ કરવા-સાત-નવ તત્ત્વો માનેલા છે તેમાં જીવના બે પ્રકાર કહ્યા છે. નવ તત્ત્વોમાં જીવ અજીવ પુણ્ય, પાપ, આસ્રવ, સવર, નિર્જરા, બંધ, મોક્ષ, એ નવ છે. જીવના બે પ્રકારમાં સંસારીને મુક્ત જણાવી વિસ્તારપૂર્વક ૫૬૩ ભેદ દર્શાવેલા છે. જેમાં અખિલ વિશ્વના જડ ચૈતન્ય વસ્તુનો સમાવેશ કરી ધર્મથી મોક્ષ અને અધર્મથી જન્માદિ જણાવ્યા છે.

મોક્ષ સાધનો સમ્યકદર્શન ( અર્હંતના તત્ત્વસિદ્ધાંતોની દ્રઢ માન્યતા ) સમ્યકજ્ઞાન ( પાંચ પ્રકારનાં તે ) અને સમ્યક ચરિત્ર, પાપ, કર્મના ત્યાગ પૂર્વક વર્તન ) એ ત્રણ સાધનો મોક્ષનાં છે.

આંતરના રાગદ્વેષાદિને જીતી સંસાર સમુદ્રને પાર પામેલા તે જીન, કહેવાય છે. એવા જીન ભગવાને પ્રવર્તાવેલા માર્ગને જૈનધર્મ કહ્યો છે એવા જીન ભગવાનને તીર્થંકર કહે છે એવા ૨૪) તીર્થંકરો થઇ ગયેલા છે પહેલા તીર્થંકર ઋષભદેવ, અને છેલ્લા **મહાવીરસ્વામી છે.**

**ધર્મના મુખ્ય ભેદ-બે છે. શ્વેતાંબર, અને દીગંબર.**

શ્વેતાંબરમાં, મૂર્તિપૂજક-અને મૂર્તિના પૂંજનારા સ્થાનકવાસી-ઢુંઢીયા-(બીજા ઉપભેદો છે તે આગળ લખાશે) દીગંબરો પણ મૂર્તિ પૂંજે છે. શ્વેતાંબર મૂર્તિને આંગીથી

શણગારે છે. દીગંબરો તેમ કરતા નથી. એવોજ ભેદ સાધુમાં છે.

આ ધર્મમાં ભેદ-ઉપભેદો છતાં, મૂળ તત્ત્વોની માન્યતા એક છે. પણ મૂર્તિ પૂજા અને સાધુઓની ક્રિયા આદિમાં મતભેદ છે. શ્વેતાંબરો સ્ત્રીને દીક્ષા આપી મોક્ષનો અધિકાર માને છે. દિગંબરોની શાખામાં તેમ ગણતા નથી.

જૈનોમાં શ્રાવક-યતિ એવા બે ભાગ છે-યતિના નિયમો કષ્ટમય છે. શ્રાવકો ગૃહસ્થી-ધર્મમાં ચૂસ્ત છે. આ ધર્મના અનુયાયીઓ-ગુજરાત, રાજપૂતાના, માળવા, પંજાબ, સૌરાષ્ટ આદિમાં છે. વાણીયા, પાટીદાર, ભાવસાર, આદિ એમાં અનુયાયી છે.

એ ધર્મના યાત્રા સ્થળો-દેરાશરો-ઉત્તમ સ્થળે ઉન્નતિ રૂપે દર્શન આપે છે. શ્રાવકો-યતિઓની દ્રઢ ભાવનાથી-ધર્મ વૃતનું પાલન-ધર્મ સ્થળોનું સંરક્ષણ થાય છે. મૂખ્ય સિદ્ધાંત-અહિંસા છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રથી ઉત્તમ વર્તન કરનાર હરકોઇ વર્ણ કે આશ્રમનો મનુષ્ય, મોક્ષ મેળવી શકે છે. કર્મનો ક્ષય, એ મોક્ષ. સિદ્ધાલયમાં સ્થિત થવું એવી માન્યતા છે. જગત, અનાદિ છે. કર્મનું ફળ સ્વયં સિદ્ધ, ગ્રહણ કરાય છે. એવો સિદ્ધાંત છે. દયા એ ધર્મનું મૂળ માનીને જ્ઞાનને ઉત્તમ માનેલું છે.

---

# ઉપરોકત "આસ્તિક, નાસ્તિક, ધર્મ દર્શનોમાંથી ઉદ્ભવેલા શાખા ઉપ-શાખા રૂપ ધર્મ માર્ગો."

**સ્માર્ત્ત સંપ્રદાયમાં** શ્રી શાંકરાચાર્યથી (કેવલા-દ્વૈતવાદ) છે. અને એમાંથી

**દંડીન-સન્યાશી સંપ્રદાય**—(એમાં શાંકર સિદ્ધાંત, બ્રહ્મમુદ્રા, પરશુમુદ્રાની ભેદ છે)

**દશનામી સંપ્રદાય**—આ શ્રી શાંકરાચાર્યના શિષ્યોને અનુંસરનારા દશ શિષ્યોથી સાધુ-સંન્યાસીઓ દશનામી કહેવાય છે જેવાકે

(૧) પદમપાદાચાર્ય, વંન, અરણ્ય (૨) હસ્તામલકના સરસ્વતી, ભારતીપુરી (૩) સુરેશ્વરાચાર્યના તીર્થ, આશ્રમ (૪) તોટકાચાર્યના ગીરી, સાગર, પર્વત, એ શિષ્યો હતા.

(સરસ્વતિ, તીર્થ, આશ્રમમાં બ્રાહ્મણ થયા છે. અન્યમાં ત્રિવર્ણમાંથી સર્વ થયા છે.)

**શૈવ સંપ્રદાયમાં** પાશુપત શૈવો (દ્વૈત) શૈવાગમ શૈવો (દ્વૈતા દ્વૈત) પ્રત્યભિજ્ઞ શૈવો (અદ્વૈત) રસે રસેશ્વર

શૈવો (દ્વૈત) દક્ષિણમાં (વિશિષ્ટા દ્વૈત) અને કાશ્મીરમાં (શુદ્ધા દ્વૈત) છે.

ઉપરોકત સ્માર્ત અને શૈવ સંપ્રદાયોમાં ગૃહસ્થ સાધુઓ અનુયાયીઓ છે. તેમાં સાધુઓના નીચે મુજબના ભેદો છે.

(૧) **અવધુત સંપ્રદાય**—અત્રેય ઋષિના પુત્ર શ્રીગુરૂ દત્તાત્રેયના અનુયાયીઓ અવધૂત સંપ્રદાયી કહાવે છે. આત્મા સર્વજ્ઞ બ્રહ્મ પ્રાપ્તિ માટે અષ્ટાંગયોગ અહિંસા, સત્ય, શાસ્ત્ર અધ્યયન, ગુરૂઆજ્ઞાપાલન, ત્રયવર્ણાશ્રમ ધર્મ પાલન, ઇશ્વર નિરાકાર સૃષ્ટિભ્રાંતિથી, કલ્પિત પ્રવૃત્તિ ધર્મ ત્યાગી, નિવૃત્તિ પરાયણ થવું. મોક્ષ પ્રાપ્તિ કરવી. એવો સિદ્ધાંત છે.

એમાં એકનાથ, પંથ છે.

**નવનાથ કાનફટા સંપ્રદાય**—આ નાથ સંપ્રદાય ધર્મનાથ, નામના પરમહંસે ચલાવ્યો છે. એમાં મચ્છેંદ્રનાથ ગોરક્ષનાથ, આદિ મહાન્ યોગીઓ થયેલા છે. નવનાથ મહાન યોગીઓ અને તે સાથે બીજા એમાં નાથ ઘણાં છે. જાલંદરનાથ પણ પ્રખ્યાત છે. તેમ જ્ઞાનેશ્વવર પણ એજ સંપ્રદાયના હતા. એનાં સિદ્ધાંતો નિરંજન નિરાકાર જયોતિ સ્વરૂપ ઇશ્વર અલેક પુરૂષ એક છે. ખલકના તે રચનાર છે. તેણે ખપ્પર પ્રથમ બનાવ્યું. મૃત્યુ કાળ તેના શિષ્ય છે. માયા એજ કલ્પના છે, અષ્ટાંગયોગ હઠયોગથી શુદ્ધિ, અને સમાધિથી

યોગ શાસ્ત્રથી મોક્ષ માને છે. ભૈરવ, મહાવીર, દેવી, શીવ સૂર્ય મુખ્યદેવ છે. મંત્ર જંત્ર સાચા છે. દયા પુણ્ય છે પાપીનો નાશ કરવો એ દેવ પ્રસન્નતા છે.

જેલમ પ્રદેશમાં ગોરખ ટીલા નામનું બીજું; ગોરખ પુરમાં છે. તમામ જાતિના દાખલ થઇ શકે છે. એમાંના સાધુઓમાં પણ ભિન્ન ભિન્ન પ્રકારના આચાર ક્રિયાઓથી વર્ગો પડેલા છે. સંપ્રદાયના મૂળ સિદ્ધાંત ઘણે ભાગે ભુલાયા છે.

નાગડા, ખાખી, અવધુત, આ શિવમાર્ગી સાધુ-ઓના અખાડા છે. મહાનિર્વાણી, નિરંજની, કનખલમાં મહાનિર્વાણી, નામનો, અખાડો છે. નિરંજની અખાડો છે. એ સર્વેનું મુખ્ય સ્થાન વડોદરામાં છે. કુંભાદિ મેળા ચઢાઈમાં, એ લોકોની ધન સંપત્તિનું દર્શન થાય છે.

સિદ્ધાંત—

જંગમ સંપ્રદાય-લીંગાયત મત—આ મતના પ્રવ-ર્ત્તક તેલંગી બ્રાહ્મણ મહાદેવ ભટ્ટ બાગેવાડી ગામના રહીશને નંદીનાથના સેવને, પ્રાપ્ત થયેલા બસવ છે. આ ધર્મને વીરશૈવ ધર્મ પણ કહે છે. શ્રી શંકરાચાર્યના મતમાં ભિન્ન પ્રકાર દાખલ કરી, ધર્મ કાઢેલો હોવાથી તે મતના એક ભેદરૂપ છે.

એ ધર્મનો સિદ્ધાંત શિવ અને તેના વાહન, નંદીનું આરાધન કરવું. એ સિવાય કોઇને ભજવા નહિં. જાતિ ભેદ માનવો નહિં. ગળામાં શીવલીંગ બાંધવું, શીવલીંગ પુજવું, બસવ પુરાણને માનવું. શીવલીંગ પુંજન, ધારણથી એ લીંગાયતો કહેવાય છે. એને દક્ષિણમાં વીર શૈવ ધર્મ કહે છે. ઘણે ઠેકાણે જંગમ સંપ્રદાય કહેવાય છે. એમાં ત્યાગીને ગૃહસ્થ બંન્ને હોય છે. ગૃહસ્થો પણ લીંગપૂજા, ભસ્મ, રૂદ્રાક્ષ અને ત્રિપુંડ ધારણ કરે છે. જાતિભેદ જન્મ મરણ, રજસ્વલાદિ, શૌચ ક્રિયામાં મંદ છે. ભસ્મને પવિત્ર માની, ભૂંસી રાખ; ને થઇ પાક, એ મુજબ રજસ્વલાદી દોષ દુર કરે છે.

જંગમ સંપ્રદાય-બીજો ભેદ આ મત નિયત કરનાર કોઇ નથી, શ્રી શંકરાચાર્યના મતને લઇને નવિન આચાર, વિચાર, સંમેલન, અને ઉપરોકત ધર્મના સિદ્ધાંતની મિશ્રતા, આ ધર્મ સિધ્ધાંતમાં છે. આમાં સિદ્ધાંત શીવ શકિતની ઉપાસના, તેના નૈવેદનું ભક્ષણ-સ્મરણ કરવું. પોતાનાં સંપ્રદાયમાં લગ્ન કરવાં, મુચ્છ રાખે છે. મસ્તક પર ગેરૂ રંગનું વસ્ત્ર બાંધે છે. પહેરે છે. એઓના નામની પાછળ ગિરીપૂરી, ભારતી નામની ઉપાધી રહે છે. એમાં મૂખ્ય યાત્રા, હિંગલાજ દેવીની છે. રૂદ્રાક્ષ, ભસ્મ, સિંદુર ઘુઘુચીના ફલ જેવા, ફલની માળા પહેરે છે. માઇ પરસમે

ગયેથે. એમ યાત્રા જનાર કહે છે. ત્યાં ચોનીયંત્રથી પાર નીકળી, યાત્રા સફલ માને છે. સમાધીઓ છે. આ મતના ઘણું મઠો છે.

ભૈરવ સંપ્રદાય—

ઉન્મત ભૈરવમત—આ મત પ્રવર્ત્તક ઉજજનનો કૃકચ નામનો શુદ્ર છે. શ્રીશાંકરાચાર્યે ધર્મને નષ્ટ કર્યો પણ એનાં મૂળ નષ્ટ થયા નથી. પંચમકાર સેવન મનુષ્ય શિર, રક્ત સહિત ભૈરવને અર્પણ કરવું વર્ણાશ્રમાદિ નાશ મંત્ર, તંત્ર વામમાર્ગનું પાલન. એની શાખારૂપ ઔઘડ પંથ છે કુતરાની સાથે ખાવું. બીજા સિદ્ધાંત, ઉપર જેવા છે.

બીજી શાખા રૂપ અઘોરી પંથ. મનુષ્ય બીલાડીનું મનુષ્યની ખોપરીમાં ખાવું. મળ મૂત્રાદી ખાવાં, ભૂત ઉપાસના, ભુતનો વેષ, મસાણમાં વાસ ઇત્યાદિ. ભૈરવી, ચક્રી પાર્વતી અંબા, પૂજા પંચમકાર સેવન, આદિ (પંચમકારી પંથ કહેવાય છે.)

શ્રી વૈષ્ણવ સંપ્રદાયમાં

શ્રી સંપ્રદાય—શ્રી રામાનુજ સ્વામી (વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંત) પ્રવર્ત્તક છે, એમાં તિંગળ અને વડગળ, એ શાખા છે.

તિંગળ, શ્રી રામાનુજ સ્વામી અને વરવરમુની સ્વામીની વિશેષ, ઉપાસના કરે છે. એની આઠ ગાદી હોવાથી

અષ્ટાદિ ગજ—કહે છે. ત્રિદંડી સંન્યાસીની ગાદી છતાં તોતાદ્રિની ગાદીને મુખ્ય માને છે.

વડગલ, સાખાવાળા, વેદાન્તાચાર્ય સ્વામીની ઉપાસના કરે છે. કર્મકાન્ડ પ્રધાન માને છે. પ્રકાલ ગાદી ( મૈસુરમાં ) ત્રિવિલ્લુર ગાદી, અને મુનીયપગાદી પ્રધાન ગણાય છે.

તિલક કરવામાં ભેદ છે, તિંગલ નાસિકાના ત્રતિયાંશથી, વડગલ નાસિકાના મૂળથી, તીલક કરે છે.

**શ્રી સંપ્રદાયમાંથી**—( તેના અનુયાયીઓથી ) પ્રવર્ત્ત થયેલા અન્ય પંથ.

**આનંદ સંપ્રદાય**—( રામાનંદી સંપ્રદાય ) આ પંથના પ્રવર્ત્તક શ્રી રામાનંદ સ્વામી, શ્રી રામાનુજાચાર્યના શીષ્ય હતા. કર્મકાંડ અને જાતિભેદની ઉપેક્ષા કરી ભકિતમાં સર્વ વર્ણને અધિકાર જણાવી લોક ભાષામાં બોધ કર્યો. વિષ્ણુ, લક્ષ્મીને બદલે શ્રીરામ સીતાની, ભકિત ઉપાસના કરે છે. આ પંથના વૈરાગી સાધુઓ છે. સર્વ રીતે શ્રી સંપ્રદાયના સિદ્ધાંતતે માને છે.

મતભેદ—આ સંપ્રદાયમાં સંજોગી, અને નિહંગી એવા બે ભેદ વૈરાગીમાં છે

**શાખારૂપ કબીરપંથ**—શ્રી રામાનંદજીના શિષ્ય શ્રી કબીરજી, આ પંથના પ્રવર્ત્તક હોવાથી કબીરપંથ નામે ઓળખાય છે ( ૧૫૦૫ માં થયા છે ) આમાં ભકિત સાથે

જ્ઞાન વૈરાગ્ય ને મહતા આપી. અર્થાત્ જ્ઞાનથી પ્રકાશિત ભકિત વૈરાગ્ય ને પ્રાધાન્યતા અપાયલી છે. બાહ્ય ઉપચારે: કરતાં આંતર ભાવનું મહત્વ જણાવી હિંદુ, મુસલમાનમાં એકયતા કરવા સર્વ શકિતમાન એક સર્વ વ્યાપક ઇશ્વર તે અખંડ જ્યોતીરૂપે દેહમાં પ્રકાશનાર, તેનું જ્ઞાન મોક્ષ ગણ્યો છે જન્મ, પાપ, પુણ્ય, ધ્યાન, જ્ઞાન આદીની માન્યતા છે.

એમાં પેટા ભેદ, પંથ—સાડા બાર છે. તે કબીરપંથી મુખ્ય (૧) સુતર ગોપાલી, (૨) તકસરી (૩) મૂલપંથી (૪) યોગીપંથી (૫) જીવપંથી (૬) નામકબીર (૭) જ્ઞાનીપંથી (૮) દવનપંથી (૯) રામપંથી (૧૦) વંસધરાના (૧૧) નારાયણપંથી, કમાલપંથી અડધોપંથ કહેવાય છે એથી ૧૨ાા ભેદ છે.

આમાં અનેક ગ્રંથો છે. કાશીમાં કબીર ચોરો છે. ત્યાં કબીર ગાદી છે. ગાદી પાસે રામાનંદજીની તસ્વીર કબીરજી ટોપી તથા તસ્વીર છે. સાધુ અને બીજા અનુયાયીઓમાં જીવા હિંસા મદ્ય માંસાદી બંધ છે. વિવાહ કરવાનો નિષેધનથી સાધુઓ પ્રતિષ્ઠા વાસ્તે વિવાહ કરતા નથી. ગોરખપૂર જીલ્લામાં મગહમાં કબીરજીની સમાધી છે. અધિકારી મુસલમાન છે. ઇત્યાદિ.

બીજો શાખારૂપ પંથ, દાદુપંથ-આના પ્રવર્ત્તક

દાદુજી કબીરજી, અમદાવાદમાં થયા છે. એમના પિતા વિનોદીરામ નાગર બ્રાહ્મણ હતા દાદુજી બાર વર્ષની ઉમરમાં સંન્યસ્ત લઈ રાજપૂતાનામાં ગયા, અને મહત્તા મેળવી ઉપરોકત પંથ પ્રવર્ત્તક બન્યા છે. એમનો સિદ્ધાંત કબીર અને શ્રીશાંકરાચાર્યના સિધ્ધાંતના સંમેલનરૂપ અદ્વૈત છે. ગાદીનું પુંજન કરે છે. ગુરૂઓ શીર મૂચ્છમુંડન કરાવી લાલ વસ્ત્ર પહેરે છે. દાદુજી નામની માલા ફેરવે છે. એમાં ગૃહસ્થ પણ છે.

શ્રી સંપ્રદાયમાંથી પ્રવર્ત્ત થયેલો

**શ્રી રામચરણ સંપ્રદાય**—શ્રી રામાનુજ મતના ગળતાની ગાદીના આચાર્યમાં, રામચરણ નામના સાધુથી આ મત પ્રવર્ત્ત થયેલો છે. એણે મુર્તિંપૂજા ઉપાસનાદિ નિયમોમાં વિશેષ વધારો કરી રાજપૂત લોકોમાં ગાદી સ્થાપી છે. બીજા સિદ્ધાંત શ્રીરામાનુજ સંપ્રદાયના છે.

શાખારૂપ પેટાભેદ, નિરંજન અને રામસ્નેહી એ બે ઉપપંથો છે.

શ્રી સંપ્રદાયમાંથી પ્રવર્ત્ત થયેલો

**ઉદ્ધવ સંપ્રદાય** (શ્રી સ્વામી નારાયણપંથ

આ પંથના પ્રવર્ત્તક સહજાનંદ સ્વામી છે. એ અયોધ્ય સમીપ આવેલા છેપૈયા ગામમાં જન્મયા હતા. જન્મ નામ હરિકૃષ્ણ છે. ઓગણીશ વર્ષની ઉમરે કાઠીયાવાડમાં આવી

શ્રીરામાનંદ સ્વામી પાસે દીક્ષા લઇ. સહજાનંદ સ્વામી નામ ધારણ કર્યું.

સંપ્રદાયનો સિદ્ધાંત—વચનામૃત ગ્રંથમાં સ્પષ્ટ કરેલો છે. શ્રી રામાનુજ સ્વામીએ ક્ષર, અક્ષરથી પર જે પુરૂષોત્તમ ભગવાન, તેનું નીરૂપણ કરેલુ છે. તેના વિષે અમારી ઉપાસના છે. ગોપીઓના જેવી અમારે તેમાં ભક્તિ છે. શુકદેવ જડભરત જેવો વૈરાગ્ય, અને આત્મનિષ્ઠા અમારે છે. એ રીતે આ પંથનો સિદ્ધાંત, શ્રી સંપ્રદાયને અનુસરતો છે. મોક્ષ, સાધન. ભક્તિ અને તે માટે, જ્ઞાન અને ત્યાગ વૈરાગ્યની આવશ્યકતા સ્વીકારે છે. વિષ્ણુ ભગવાન તેજ પુરૂષોત્તમ ભગવાન માને છે, પણ તેમાં કોઇ પણ પંથની નિંદા દ્વેષ કરવા માટે સખત નિષેધ છે.

આચાર્ય ગહસ્થ હોય છે. બીજા સાધુ બ્રહ્મચારીપાળાઓ છે. અને અન્ય સર્વ વર્ણને ધર્મનો અધિકાર છે. મંદિરોમાં નરનારાયણની, લક્ષ્મીનારાયણની, સહજાનંદની મૂર્તિઓ રાખી તેનું પુંજન થાય છે. પ્રભુધામને અક્ષર ધામ કહે છે. આચાર વીચાર સંબંધમાં સખત નીયમો છે. ગઢડા, વડતાલ, અમદાવાદ, આદી મોટાં ધામો ગણાય છે.

શ્રી સંપ્રદાયના કાંઇક આદેશોને લઇને ઉદ્દભવેલા, વ્યક્તિગત પંથો.

ગોપીનાથ પંથ–ગોપીનાથ વીસ નગરાનાગર બ્રાહ્મણ આ પંથના પ્રવર્ત્તક છે. વડ નગરમાં એની ગાડી છે. શ્રી રામચંદ્રના પ્રત્યક્ષ દર્શન કરી. તેમની સાકાર ઉપાશના અને ઉત્તમ, ધર્મ નીતીબોધ આપ્યો છે. વીસનગર સિદ્ધપુર સ્થાનમાં ગાદી તથા મંદીર છે. શ્રીરામની મૂર્તિ તથા ગોપીનાથની મુર્તિની ઉપાસના થાય છે. શ્રીરામાનુજ સદ્રશ તિલક એના અનુયાયીઓ કરે છે.

ધનુ મહારાજ પંથ—ધનુમહારાજ સિદ્ધપુરના ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ છે. વિષ્ણુભકિત ઉપાસના, તત્ત્વ-જ્ઞાન, અને નિરંતર હરિભજન, સત્સંગ એ એમનો બોધ છે. ચંદનનું તિલક અનુયાયીઓ કરે છે.

રવિભાણુ પંથ—વડોદરા રાજ્યના શેરખી ગામના સ્વામી રવિજી અને પછીથી ભાણુ નામના તેમના શિષ્યથી ઉપરોકત પંથ પ્રવર્ત્ત થયેલો છે. ખંભાલિયા, અમદાવાદમાં મંદીર છે. એમાં પ્રથમ રવી સ્વામીની સમાધી પૂંજતા હતા, પણ હાલમાં શ્રી રાધિકાદાસ પંડિતે શ્રી રામચંદ્રજીની મૂર્તિ પધરાવી, તેનું પૂજન કરાય છે, એમાં લુહાણા ભાટિયા અનુયાયીઓ છે, મંદીરને દરબારને ગુરૂને મહંત કહે છે. હાલમાં મુની પ્રસાદની પદવી આપે છે. એમાં ગૃહસ્થ સંન્યાસી ચંદન કેશરાદી તિલક કરે છે. તુલસીમાળા પહેરે છે.

ગરૂડ પંથ—આ મતમાં અત્યંજ લોક સામિલ છે.

મંદિરમાં શ્રી રામચંદ્રજીની મૂર્તિ પધરાવી પૂંજન નિર્ગુણ ભજન ગાય છે, તુલશી વૃક્ષ રોપે છે. કપાળમાં ચંદન લગાવે છે.

વૈષ્ણવ સંપ્રદાયના શ્રી પુષ્ટિ સંપ્રદાય (શુદ્ધાદ્વૈત વાદ)ના સિદ્ધાંતને લઈને ઉદ્દ્ભવેલા પેટા ભેદ રૂપ શાખા પંથ.

શ્રી રાધાવલ્લભીય સંપ્રદાય—શ્રી વલ્લભાચાર્યજીના મતની અંતરગત આ એક શાખા રૂપ છે, એમ ઘણાં માને છે, ને કોઇ માનતા પણ નથી. તેને ભિન્ન કહે છે. પણ એમાં શ્રી વલ્લભ સંપ્રદાયના તિલક, કંઠી, છાપ, રીત, આચાર વ્યવહારનું દર્શન થાય છે. ભેદ માત્ર પુષ્ટિ સંપ્રદાયમાં પ્રથમ, શ્રીકૃષ્ણ પૂંજન, ભોગ શૃંગાર આદિ કરાય છે. તે રાધા વલ્લભી સંપ્રદાયમાં ન થતાં, પ્રથમ શ્રી રાધિકાનું પૂંજન કરી પછી શ્રીકૃષ્ણ પૂંજન આદી થાય છે. એથીજ એને રાધા વલ્લભી સંપ્રદાય કહે છે. આચાર્ય ગોસ્વામી કહેવાય છે, તે ગૃહસ્થ હોય છે. ગૌલોક આદિની માન્યતા પુષ્ટિમાર્ગ સદ્દશ છે. શ્રીકૃષ્ણાષ્ટમીએ આચાર્ય યશોદાનો વેષ લઇ પારણું ઝુલાવે છે. બાકી સર્વ સિદ્ધાંત પુષ્ટિ સંપ્રદાયને મળતા છે.

શ્રી વૈષ્ણવ સંપ્રદાય—સનક સંપ્રદાય (નિંબાર્ક

સંપ્રદાય ) દ્વૈતાદ્વૈતવાદના કાંઈક સિદ્ધાંતને લઈને પ્રવર્ત્ત થએલા શાખારૂપ, પેટા ભેદરૂપ પંથ માર્ગ.

હરિવ્યાસી પંથ, આ મત નિબાંર્ક સંપ્રદાય અંતરગત છે. એઓ પોતાની પરંપરા બ્રહ્માના પુત્ર સનકાદિથી બતાવે છે. એઓ સમશ્રુમાણાદની આદીને પ્રધાન માને છે. એમાં ગોપાળજીની ઉપાસના મુખ્ય છે. વંદ્રાવંનાદિ સ્થાનોમાં મંદિર છે. એમાંના સાધુઓ ગૌર સંપ્રદાય જેવું તીલક કરે છે. તુલશીની કંઠી બાંધે છે. બંગાળામાં એનો પ્રચાર છે

શ્રી વૈષ્ણુવ સંપ્રદાયના—મધ્વ સપ્રદાય ( દ્વૈતવાદ ) ના કાંઇક સિદ્ધાંતને લઇને ઉદ્દભવેલા શાખા ભેદ, પેટા ભેદ રૂપ પંથમાર્ગ.

શ્રી મધ્યાચાર્યે શ્રી શાંકરાચાર્યના અને શ્રી રામાનુજાચાર્યના મતનું ખંડન કરી દ્વૈતમતનું સ્થાપન કરેલું છે. વિષ્ણુ ઉપાસ્ય દેવ છે, પણ ઉપાસ્ય દેવ તરીકે શીવપૂંજન કરવામાં બાધ નથી, શીવ, વિષ્ણુ એકજ મંદીરમાં સ્થાપીને પૂંજન કરે છે.

શ્રી મધ્વ સંપ્રદાયને અનુસરતો

ચૈતન્ય સંપ્રદાય—આ વૈષ્ણુવ સંપ્રદાય છે. એના પ્રવર્ત્તક બંગાળામાં શ્રી ચૈતન્ય મહા પ્રભુ છે. જેથી એમણે પ્રવર્ત્ત કરેલા વાદને ચૈતન્ય સંપ્રદાય કહે છે. કેટલાક, બંગાળામાં ચાલતો હોવાથી ગૌડસંપ્રદાય કહે છે. ભક્તિમાં સર્વ

વર્ણને અધિકાર છે. સર્વ તેનાથી શુદ્ધ થઈ શકે છે. પુર્ણ નિઃસંશય આસ્થા અને નિરંતર ભજન એ દીક્ષા છે. મોક્ષ માર્ગ ક્રિયામાં નથી, પણ ધ્યાનમાં છે. ગુરૂ આજ્ઞા માનવી. દેવ તુલ્ય ગણવા પૂંજવા, આત્માની મુક્તિ, મુક્તિ એટલે નિર્વાણ. દેહના કલંક દોષથી છુટવું (આત્માના અસ્તિત્વને નાશ નહિં) શ્રીકૃષ્ણ પ્રભુ એજ પરમાત્મા. તેની ભક્તિથી અધિક જ્ઞાન કે કર્મ નથી. ભક્તિના પાંચ રસ એમાં માનેલા છે. કીર્તન મોટામાં મોટું સાધન છે. વ્રત કરવાં કામ ક્રોધાદિ જીતવા, ગુરૂપદનો આશ્રય, એમાં સર્વ કૃત્યનો સમાવેશ કરેલ છે. પ્રભુની સાથે વૈકુંઠમાં રહેવું તેનું નામ મુક્તિ છે. આ સંપ્રદાયના અનુયાયીઓ ગૃહસ્થ અને સાધુ છે. સાધુ પણ ગૃહસ્થ થઇ શકે છે. હિંદુ, મુસલમાન સર્વ એમાં ભળે છે. જાત્રાનું સ્થળ વૃંદાવન. તે સ્થળે ગોવિંદ દેવ. મદનમોહનનાં જુનાં મંદીર છે. આચાર્યને ગોસ્વામી કહે છે. ચૈતન્ય (ગૌરાંગ) દેવને શ્રીકૃષ્ણના અવતાર તરીકે ગણે છે.

એમાં ઉપપંથ—સ્ત્રીઓનો છે, તે આત્મજ્ઞાન વધારી શકે છે. તેમાં કુંવારા બાવા બાવીઓ છે. તે શ્રીકૃષ્ણ અને ચૈતન્યના ઉપાસક છે. કીર્તન કરે છે. સંસારમાં રહેલાને સ્ત્રીઓને, બાવાઓ વિદ્યાભ્યાસ કરાવે છે.

ચૈતન્ય સંપ્રદાયની—૬૪ શાખા છે તીલક દરેક શાખામાં જુદાં, જુદા છે.

બાઉલ પંથ—આ પંથના તિલક, ગૌડ ચૈતન્ય સંપ્રદાય જેવા છે. જેથી ગૌડ સંપ્રદાયના ૬૪ ભેદમાંના એક શાખારૂપ ઘણું કહે છે–આ પંથમાં કંઠી બાંધે છે. ભજન કરવું એ મુખ્ય સિદ્ધાંત છે. મૂર્તિપૂજાને બદલે ગાદી પુંજે છે. બંગાળામાં એનો પ્રચાર છે. ઘણું સભ્ય લોકો અનુયાયી છે. નિર્ગુણ ભજન ગાય છે.

અદ્વૈત સંપ્રદાયના—કાંઇક આદેશને લઇને ઉદ્‌ભવેલા ઉપ પંથો

ગુદડ પંથ—આ પંથની ગાદી અવધ પ્રદેશના બારાબંકી જીલ્લાના કોટવા ગામમાં છે. પ્રવર્ત્તક ક્ષત્રિયવંશી છે. આચાર્ય ગૃહસ્થ રહે છે. શિવની તથા શ્રીરામચંદ્રજીના અવતારોની ઉપાસના કરે છે કંઠી બદલે હાથમાં કાળો દોરો બાંધે છે. મહંતને સાહેબ કહે છે. કોટવામાં મૂખ્ય અને સવદલગંજ. ટકૈતનગર ધર્મ, ઇત્યાદિમાં શાખારૂપ ગાદીઓ છે.

એની ૫૨) ઉપશાખા છે ઇષ્ટ હનુમાનજી છે.

શાકત સંપ્રદાયના—આદેશોને લઇને ઉદ્‌ભવેલા પંથો, માર્ગો.

શાકત સંપ્રદાયમાં—ઉત્તર, તાંત્રિક અને દક્ષિણમિશ્ર બે વિભાગ છે. આ વિભાગમાં વામશાકત, સમયાચાર, કૌલ, મિશ્ર, તાંત્રિક ઇત્યાદિ વર્ગો છે. ( વિશેષ હકીકત ગુપ્ત હોવાથી લખાઇ નથી. )

વિશેષમાં—દક્ષિણ સંપ્રદાયમાં ક્રિયાઓ તાંત્રિક જવી દ્રવ્યોમાં, સાત્વિક, વૈદિક, ધર્મ, કર્મમંત્રો વડે મિશ્રણ આચારમાં ઘણે ભાગે પવિત્રતા છે.

વામ સંપ્રદાયમાં—પંચમકાર, આચરણ સદાચારથી સર્વથા વિરૂદ્ધ છે. ચંડિકા દેવીની (પંચમ કારાદીથી) કૃતિમ મંત્રવીધીથી પુંજા થાય છે. તંત્રો ગ્રંથો મુખ્ય મનાય છે.

શાકત—દેવી, ભૂત પ્રેતાદીની ઉપાસના કરે છે. પશુ હીંસા, ભોગ અપાય છે મંત્ર, તંત્ર, મારણ, મોહન, ઉચ્ચાટન મેળવવા પ્રયત્ન કરે છે. આ મતની પ્રધાનતા મૈથિલ ઉત્કલ, બંગાળા, આદિમાં છે.

શાકત સંપ્રદાયના વામ માર્ગના આદેશોવાળા.

શાખા પંથો—વામ માર્ગીની શાખા રૂપ–બીજ માર્ગી પંથ, ચોલી પંથ, આ પંથોનું સ્થિર સ્થાન નથી. રાત્રીમાં નિમાણ કરેલા સમયે સર્વ એકઠાં થાય છે.

બીજ માર્ગીયો, મૈથુન અંતે વીર્ય પાણીમાં નાંખી પીયે છે. ( ચોલી મતવાળા પીતા નથી ) પંચમ કારાદી સેવન છે. જૂના મતમાં હાલ કાંઇક સુધારો છે. કાઠિયાવાડમાં આ મતના લોક છે. એમાં બે ભેદ છે.

બીજ માર્ગીઓ, સ્ત્રી પુંજનમાં ( રજસ્વલા, ધોબી, નાઇ, ભંગીને, ઉત્તમોત્તમ ક્રમવાર ગણે છે. તેનું પુંજન

કરે છે તેમાં ) અભક્ષ્ય, ભક્ષ્યથી ઉન્મત બને છે. સ્ત્રીઓ પુરૂષનું, પુરૂષો સ્ત્રીનું (નગ્ના વસ્થામાં) પુંજન કરે છે સ્ત્રીઓની ચોલી, એક વાશણમાં ભરી પુરૂષો એક, એક લઇ લે છે. તે તેની તે રાત્રીની સ્ત્રી ગણાય છે. એમાં ફાવે તે સગું પણ સ્ત્રીરૂપ ગણે છે.

પ્રચુર્ણ સંપ્રદાયના-આદેશોને, લઇને ઉદ્દભવેલા માર્ગો—

ગણપત્ય.

સૌરપત્ય.

બૌદ્ધ ધર્મ. આમાં આગળ દર્શાવેલા ચાર ભેદ છે. વૈભાષિક, સૈત્રાંતિક, યોગાચાર. માધ્યમિક. ( આ ચાર શાખાનો સિદ્ધાંત આગળ લખાયો છે )

જૈન ધર્મ, શ્વેતાંમ્બર, સ્થાનકવાસી અને દિગમ્બર ત્રણ ભેદ છે. સ્થાનકવાસી કે ઢુંઢિયા એમ પેટા ભેદ છે ઢુંઢિયા પંથમાં તેરા, પંથી, વીસ પંથી, બે પંથ છે. શ્વેતાંમ્બરમાં પુનમીયા, છે.

ઉપરોકત રીતે પેટાભેદ છતાં, સર્વમાં ધર્મ સિદ્ધાંત આદિની માન્યતા એક છે. ભેદ માત્ર મૂર્તિપૂંજામાં અને સાધુઓની ક્રિયાઓની બાબતમાં છે.

વીવીધ આદેશો સ્વીકારનારા ધર્મમાર્ગો પંથો ધાસી પંથ, આ પંથનો પ્રચાર પ્રદેશમાં છે. એના

અનુયાયીઓ સફેદ તીલક, લાલશ્રી કરે છે. તીર્થમાં ફરે છે. એક ઇશ્વરની ઉપાસના કરે છે.

કુંભાપંથ—આ પંથમાં દેવતા, બ્રહ્મા, ઇંદ્ર રૂદ્ર છે તે એક ઇશ્વરના ( અલખ ) આજ્ઞાકારી છે. ઇશ્વરની ઉપાસના તેથી શ્રેષ્ટ છે. એમાં ગાદીનું પુજન કરાય છે ઇશ્વરના ભજન ગાય છે. આ પંથના પ્રવર્ત્તક ઓગીયા દેશના કુંભજી નામના સાધુ છે. કુંભજીને ઇશ્વર રૂપ માને છે.

મહાનુભાવપંથ—આ પંથમાં દત્તાત્રયની મૂર્તિ મઠોમાં રાખે છે. ભવદેવજીના ઉપાશક, તેઓ જણાવે છે. કાળાં વસ્ત્ર પહેરે છે એમાં ગૃહસ્થ, વિરક્ત બે રહે છે. વિરક્ત સન્યાશી સમ રહે, છતાં, વિવાહનો નિષેધ નથી. જીવ કદી મરતા નથી, તેમ શ્રવણ કે દર્શન સમયે ગામ છોડી ચાલ્યા જાય છે. આ ધર્મ પ્રવર્ત્તક-પૈષનના હેમાદ્રી પંતના પુત્ર શ્રીકૃષ્ણએ પ્રેત ઉપાશનાથી, મહત્તા મેળવી લોકોના હૃદયને જીત્યા છે. એમાં ગોપીવિલાસ, બાળલીલા શ્રીકૃષ્ણ ચરિતામૃત, આદિ પુસ્તકો માન્ય છે. આ પંથ માનભાવ પંથ પણ કહે છે.

નિરંજન મત પંથ મૂર્તિ પૂજા માને છે. એના અનુયાયી સાધુઓ તિલક કંઠી બાંધે છે આ મતના સાધુ મેવાડમાં છે.

**માર્ગી પંથ**—નિર્ગુણ ભજન ગાય છે. તંબુરા લઇ કાષ્ટમાળા, પીળુ ચંદન કરી ગાય છે. પૈસા માગે છે. એ માર્ગી સાધુ પંથ, કાઠિયાવાડમાં છે. મૂર્તિ પૂજા માટે એમાં મત ભેદ છે.

**નિરતી પંથ**—નિરાંત ભકત પાટીદાર જ્ઞાતિનાથી આ પંથ નિયત થયેલો છે. ગાદીનું પૂંજન કરે છે. નિરાંત ભક્તના પદ ગાયે છે. કંઠી બાંધે છે. નિરાંત ભકત દરપુનેમે ડાકોરજી જતા હતા. તેમાં કોઇક મુસલમાન ફકીરથી એક ઇશ્વરનો બોધ થયો. અને વેદાન્ત પર તેનું ચિત્ત લાગેલું છે. બાપુ સાહેબ ગાયકવાડ એમા હતા.

**ચરણદાશ પંથ**—ચરણદાશ નાંમના સાધુથી પવર્ત્ત થયેલો છે. તેઓ જ્ઞાની હતા. તેમના અનુયાયીઓ સાધુ છે. પ્રતિમા પૂંજન લાલ સફેદ વસ્ત્ર પહેરે છે. કંઠી રાખે છે.

**ગરીબદાશી પંથ**—આ પંથ સાધુનો છે.

**કુંડા પંથી**—આ મતના લોકો એક કુંડામાં ભોજન એકત્ર કરે છે. માટે કુંડા પંથી નામ છે. મૂર્તિ પુજા માને છે. દેવીની ઉપાસના વધારે કરે છે. રામાનંદી સમ તીલક કંઠી રાખે છે. સિંધ દેશમાં આ મતના લોક છે.

**કુબેર પંથ**—કુબેરદાસ નામના સાધુથી આ પંથ પ્રવર્ત્ત થયેલો છે. એની ગાદી વડોદરા પાસેના નાવલી નજીક સારસા ગામમાં છે. મંદીરમાં નારાયણદાસ (કુબેરની) મુર્તિ

છે. મહંત સાધુ રહે છે. મતવાળાઓ કંઠી, તીલક ધરે છે.

ઉદ્દા પંથ—કુબેર પંથની શાખા છે, ભજન ગાય છે. કબીર મત સમ, તીલક કરે છે.

શંતરામ પંથ—સંતરામ મતના સાધુ, તેના અનુયાયીઓ, સંતરામની માળા ફેરવે છે, કંઠી બાંધે છે. વિદેશીને આશ્રય અન્નદાન આપે છે. નડીયાદ કસ્બામાં પ્રધાન ગાદી છે.

સિંહ પંથ—નિવાર જીલ્લાના સિંહજી સાધુથી પ્રવર્ત્ત થયેલો છે. મૂર્તિ પૂંજા ત્યાગ, શાસ્ત્ર અમાન્ય, ભજન, સર્વદા કરવું. એજ ખરૂં એ સિદ્ધાંત છે. એમાં ગૃહસ્થ વિરકત સાધુ છે મંદીરોમાં, ચરણપાદુકા અને ગાદીનું પુંજન થાય છે. મંદિરમાં કોઇ મનુષ્ય જાતિને જવાનો નિષેધ નથી.

આપા પંથ—અચલદાસ એક સાધુથી, આ પંથ પ્રવર્ત્ત થયેલો છે. કંઠી બાંધવી, તીલક કરવું, સત્સંગ કરવો, દેશ પરદેશ રખડવું, મૂર્તિ પુંજા નિષેધ છે. બરેલી પ્રાંતમાં એ મત છે.

રાધાસ્વામી પંથ—આગરાના રાધાજીએ, આ પંથ પ્રવર્ત્ત કરેલો છે. જે ક્ષત્રી હતા. એમાં સુરત, શબ્દનો યોગ કરે છે. બ્રહ્માંડમાં જીવાત્માને લાવી અંતરનાદ માટે

યત્ન કરવો, સત્ય ગુરૂ, સત્ય નામ, સત્સંગ છે. તીર્થ ત પૂંજાથી શુદ્ધિ નહિં, પણ યોગથી છે. એ એનો સિદ્ધાંત છે.

પ્રણામી પંથ—આને મિહરાજ પંથ પણ કહે છે. અમરકોટના કાયસ્થના પુત્ર, મેહતાજી દેવચંદ, અને જામનગરના દીવાન, લુહાણા કેશવજીના પુત્ર, પ્રાણનાથથી આ પંથ પ્રવર્ત્ત થયેલો છે. કુરાન ને પુરાન, હિન્દુ અને મુસલમાન સર્વને સમાન માનવા, અને તેઓને ધર્મમાં દાખલ કરવા. એ એમનો સિદ્ધાંત છે. વિરક્ત અને ગૃહસ્થ, બંન્ને દાખલ થયેલા છે. તુલસીમાળા કંઠી બાંધે છે. મૂર્તિને બદલે ગાદી–પુસ્તક રાખે છે તેની પૂંજા શૃંગાર સ્તુતિ કરે છે. નાસિકાની ઉપરથી તિલક, વચમાં બિંદી કરે છે. અનુયાયીઓ એક બીજાને પ્રણામ કહે છે, તેથી પ્રણામી પંથ કહેવાય છે. એની ગાદી, સુરત, જામનગર, પન્ના, માં છે ( ઝરણા પટ્ટણમાં પણ છે ) પ્રાણનાથના કુલીયમ સ્વરૂપ નામના, ગ્રંથને માને છે યોગ આત્મજ્ઞાન પર સાધુઓનું લક્ષ્ય છે શ્રીકૃષ્ણના બાળસ્વરૂપની લીલાને માને છે. મુસલમાની ધર્મના અને વૈષ્ણવ ધર્મના, મૂળતત્ત્વોનું સંમેલન આમાં કરાયલું છે. પંથના અનુયાયીઓ, કાઠિયાવાડ, ગુજરાત અને ઉત્તરહિંદમાં છે. કાંઇક અદ્ભુતસહ, યોગાભ્યાસનું દર્શન થાય છે.

**ચકલાપંથ**—પ્રણામી પંથના પ્રવર્ત્તક, દેવચંદના પુત્ર વિહારીદાશ, આ પંથના નિયત કરનારા છે ચકલા ગામમાં એની ગાદી છે. ચકલા મંદીર કહે છે. શ્રીકૃષ્ણ ભગવાનના ૧૧ વર્ષ ૫૧ દિવસની મૂર્તિની ઉપાસના કરે છે પણ મૂર્તિની જગ્યાએ પ્રાણુનાથના ગ્રંથ તથા કલશ; પુસ્તક રાખે છે. પૂંજારીને ધામી કહે છે. બીજા સિદ્ધાંત કબીરને મળતા છે,

**ગહર ગંભીર પંથ**—એક પંજાબી, મહાત્માથી રોપડ ગામમાં, તેનો પ્રચાર છે, એના સિદ્ધાંત કબીર તથા નાનક સાથે મળતા છે.

**સત્નામી પંથ**—આ પંથ ઘાસીરામ નામના અભણુ મનુષ્યથી, પ્રવર્ત્ત થયેલો છે. આમાં વીશેષ, ચમત્કારો છે. (ચમારો છે) પ્રતિમાં પૂજા વેદાદિ શાસ્ત્ર વર્ણને કોઇ માનતા નથી સત્નામ નામ જપે છે. સૂર્યોદયાસ્ત સમયે, દંડવત કરી સતનામ કહી નમે છે મદ્ય માંસાદી, તજીને ધર્મ પાળે છે. રાયપૂર સમીપ ભંડાર ગામમાં, ગાદી છે. આ સુતોષ ગુરૂને માને છે. ચમારોમાં આ ધર્મથી, ધર્મમાં પ્રવૃત્તિ છે.

**બાબાદેવ પંથ**—આ પંથ ફિદિયા નામના જંગલીએ ચલાવ્યો છે. એમાં બાવાદેવની ઉપાસના કરે છે. કેટલાકો સૂર્ય, ઇંદ્રની પૂંજા કરતા હતા. હાલમાં તો સઘળા બાવાદેવ નામથી, ઉપાસના કરે છે. એઓનું મંદિર કે

ઉપદેશક કોઇ નથી કોઈ પત્ર વૃક્ષ, કે પર્વત પર હોળી દીવાળી સમયે યા કોઇ પ્રસંગે એકઠા થાય છે. અને માદક પદાર્થ અને નાળિયરથી પૂજે છે. એઓ પશુના આરોગ્ય માટે, માટીના હાથી, ઘોડા, ગાય બનાવી દેવને અર્પણ કરે છે. એમાં જંગલી કોળી, ભિલ્લ, નાયકા ચોધરા, ઇત્યાદી અનુયાયીઓ છે.

## માટિયા આઠિયા પંથ—

આ પંથની ગાદી, "પીરાના" માં છે. એમાં હિંદુ મુસલમાન બંને દાખલ થાય છે. પિરાનામાં દરગાહ છે, તેમાં ચાર કબર છે. ગુરૂવારે એ મતની કથા વંચાય છે. તેમાં અન્યને દાખલ કરતા નથી. એમાં મહંત, હોય છે તે, હિંદુ હોય છે. તેમ દરગાહ પૂંજનમાં મુસલમાન હોય છે, કચ્છ દેશના મેમન, આ મતથાં બહુ છે.

શાખારૂપ, બાબારામ પંથ—મટિયા અંતરગત આ પંથ છે. સાકાર ઉપાસના, અને ભજન મુખ્ય માને છે. વસોમાં તેમ ગુજરાતના કોઇ કોઇ ગામમાં. એના અનુયાયીઓ છે વસોમાં એનું મદીર છે. પાટીદાર આમાં બહુ છે.

નાયાકાકા પંથ—આ પિરાના,ની શાખા છે. સિનોર નજીક ફુકસમાં એની ગાદી છે. કબરની પૂંજા કરે છે. એના મહંત છે, સ્થાનને દરબાર કહે છે.

**મરૂવા પંથ**—આ મતમાં પત્થર પૂંજા કરે છે. નીલગીરી, ની આસપાસના જંગલીઓ, એમાં છે.

**ઇંદ્ર પંથ**—આ મતમાં ઇંદ્રાદી, આકાશ દેવની, નદીના દેવ વરૂણની, પૂંજા કરે છે. પ્રત્યક્ષ દેવ, રેલગાડીના ઇંજીનની પૂંજા કરે છે. મલબાર પ્રદેશના પહાડી જંગલીઓ એમાં છે.

**ફાંસી મત**—આનો પ્રવર્ત્તક જણાયો નથી. એમાં અમીરઅલી પ્રખ્યાત થયો છે. એમાં મુખી. સેંકડો મનુષ્ય સાથે, તંબુ, ડંકા, છરી આદિ રાજસી ઠાઠે ફરે છે. આખા હિંદમાં વન, જંગલમાં, મુકામ રાખે છે. રસ્તે લુટે છે, અને ગલામાં, તેઓ એના મુખી,એ મંત્રેલાં લુગડાં, દોરાની ફાંસી, લગાવી મારે છે તેને મહાકાળી પ્રસન્ન થાય છે, અને મોક્ષ આપે છે. મરનારના અડધ પૈસા મુખી લેય છે. એ મતે હજારો રંક મનુષ્યના, પ્રાણ લીધા હતા. હજારોને લુટ્યા હતા, અમીરઅલીને ઇંગ્રેજ સરકારે, પકડી કેદ કર્યો હતો. એમાં હિન્દુ, મુસલમાન ઘણાં હતાં.

**શીખ સંપ્રદાય**—આ સંપ્રદાયના સ્થાપનાર, ગુરૂ નાનક છે. જાતે ક્ષત્રિય છે. એમણે હિંદુ, મુસલમાન ધર્મનું જ્ઞાન સંપાદન કરી, વેદના જ્ઞાનકાંડને માન્ય કર્યો છે. ઇશ્વર સત્ય, નિર્ગુણ, નિરાકાર, અજન્મા, અને ત્રિકા-

બાબાધિત છે. ગુરૂકૃપાથી ઇશ્વરભજન, સંસારના બંધથી છોડાવે છે. આત્મા ઇશ્વરનો અંશ છે. આત્માજ ઇશ્વર, એનું નામ ગોવિંદ સેહં છે. તેની શુદ્ધ કરણુથી ઉપાસના કરવી આત્મજ્ઞાનથી ઇશ્વર તત્ત્મય થવાય છે.

યજ્ઞયાગ, બ્રહ્મભોજન નકામાં છે. ઇંદ્રિય મન વશ કરવા આત્મશુદ્ધી, એ, મૂળ નાનકનો મંત્ર છે.

મૂર્તિ પૂંજા અસત્ય, ઇશ્વરથી અવતારની માન્યતાનો ત્યાગ. સ્મૃતિ પુરાણુ ન માનતાં વેદગુરૂ, ગુરૂએ લખેલો ગ્રંથ માનવો શ્રેષ્ટ છે. સદાચાર રાખવો, અનીતિ તજવી. પરધર્મીનો નાશ કરવો. જીવહિંસા ન કરવી. મિતાહાર અને અપવાસ આદી શરીરના વિકારો દૂર કરે છે. ધ્યાનાદીથી, વિશ્વાસથી એકજ ઇશ્વરના જ્ઞાનથી સત્કાર્ય, સદાચારથી, સર્વ શકિતમાન જે એક પ્રભુ છે તેની કૃપા મેળવાય છે. જૂદી, જૂદી જ્ઞાતિ, જુદા, જુદા ધર્મ મત કલ્પિત છે, તે ન માનવાં. સાધુ, અને આત્મનિષ્ઠ ગૃહસ્થો, ઇશ્વર આગળ સમાન છે.

એ રીતે નાનકના સિદ્ધાંતવાળો. નાનકપંથ, શિખ ધર્મ કહેવાય છે. તે ધર્મના અનુયાયીઓ શિખ કહેવાય છે. એમાં જાતિ ભેદ ન હોવાથી, હિંદુ, મુસલમાન એ મતના અનુયાયીઓ છે. એ ધર્મમાં ગુરૂ ગોવિંદસિંહે

શિષ્યોને હથિયાર બંધાવી, પરધર્મના જુલ્મથી બચાવ્યા છે. અને ધર્મ સાથે, બહાદૂર પરાક્રમી, શિખ લોકોને કર્યા છે-એનું મુખ્ય ધામ અમૃતસરમાં છે. એમાં ગ્રંથ સાહેબનુ પુંજન થાય છે, અને તેનું શ્રવણ બહુ ભકિતથી કરાય છે.

નાનક શાહીની સાત, જમાતો છે.

૧ ઉદાશી-અને ૨ નિર્મળ—આ સાધુઓના અમૃતસર, અલહાબાદ, કનખલ, બનારસ વીગેરે સ્થળમાં મોટા અખાડા છે. એમાં સાધુઓની સંખ્યા વિશેષ છે.

બીજી જમાતો—સુથરેશાહી, નાગા, ગંજબખશી, રામરાઇ, અને ગોવિંદસિંહ આદી છે.

**પરધર્મ-અન્યદેશ પ્રજાના પ્રચલિત ધર્મો યાહુદી ધર્મ**—આ ધર્મના પ્રવર્ત્તક, મિશર દેશના મૂસા નામના પયેગંમ્બર છે. એ ધર્મમાં-જીહોવા-ઇશ્વર, જીવને તથા વિશ્વને ઉત્પન્ન કરે છે. નરકમાં જનારા, અને સ્વર્ગમાં જનારા જીવોને તે, પ્રથમથી નક્કી કરે છે. કયામતને દિવશે તેમનો ન્યાય ઇશ્વર કરે છે. પુણ્યવાનો સ્વર્ગમાં, અને પંપીઓને કાયમના નરકમાં મોકલે છે. એમાં પુનર્જન્મ નથી. નિમાજ, રોજા, સુન્નતને કર્તવ્યરૂપ ગણે છે.

આ ધર્મમાં—તોતેરેત, એનજીલ, જબ્બુર, આ મુખ્ય ધર્મ ગ્રંથ ગણાય છે. કેટલાક યાહુદી કેવળ ઇનજીલ, મૂસા પેગમ્બર કૃત માને છે. શનીવાર પવિત્ર ગણે છે.

ક્રિશ્ચિયન ધર્મ—આ ધર્મના પ્રવર્ત્તક જીસસ ક્રાઇસ્ટ ઇશુ ખ્રિસ્ત, નામના પયેગમ્બર છે. આ ધર્મમાં પિતા (પરમેશ્વર) પુત્ર (ઇશુ) અને પવિત્ર આત્મા. આ ત્રિપૂટીની માન્યતા છે. ગોડ, એક, તે નિરંજન નિરાકાર જ્યોતિરૂપ, હેવનમાં છે. ઇશુ તે ખુદાનો પુત્ર છે. ખુદાની આજ્ઞારૂપ બાઇબલને, સત્ય માનવું. મનુષ્ય આત્માથી બીજા પ્રાણીના આત્માઓ શ્રેષ્ટ નથી. મનુષ્યના સંરક્ષણ માટે હોવાથી તેને મારવામાં પાપ નથી–ઇશુ તથા ખુદા કયા મતને દિવસે દેખાશે. તેમાં ઇશુને માનનારાને ખુદા બચાવશે. બીજાને શિક્ષા થશે. અર્થાત્ પુણ્યાત્માને બચાવશે. પુનર્જન્મ, અન્ય ધર્મ માનનારા, મૂર્તિ માનનારા, નરકના અધિકારી થશે. સત્ય બોલવું ચોરી, કુકર્માદિ, અનાચારી કૃત્યો તજી નીતિ ધારણ કરવી. ક્રાઇસ્ટે, પરપ્રેમથી સત્ય પ્રકાશી આત્માઓને, સત્ય દર્શાવી તારવા, આત્માર્પણ કર્યો છે. તેમ ધર્મ માટે આત્માર્પણ કરવો. ધર્મ અનુયાયીને ભ્રાત રૂપ ગણવા, અને ઈશ્વરી કૃપા, મોક્ષ મેળવવો એવો આ ધર્મનો સિદ્ધાંત છે.

પેટા વિભાગરૂપ શાખા—૧ રોમન, કેથોલિક. ૨ પ્રોટેસ્ટંટ. ૩ ગ્રીક ધર્મ.

એ ત્રણ, ધર્મ વિભાગ પંથ છતાં, સર્વનો પયેગમ્બર એકજ જીજસ ક્રાઇસ્ટ ઇશુખ્રિસ્ત છે. પણ દરેકના ધર્મ

સિદ્ધાંતો, પૃથક, પૃથક છે. બાઇબલને એટલે, પુરાતન સ્થાપના, અને નવીન સ્થાપનાને પ્રમાણરૂપ ગણે છે.

રોમન કેથોલિક અને ગ્રીક ચર્ચવાળાઓ મરિયમ (ઇશુખ્રિસ્તની માતા) ને મધ્યસ્થ માને છે. તેની મૂર્તિઓ રાખે છે. પ્રોટેસ્ટંટ (માર્ટીન લ્યુથરથી પ્રવર્ત્તક થયેલો તેમાં) તેમ માનતા નથી. પુણ્ય પાપના ફળ રૂપે કાયમનું સ્વર્ગ, નર્ક મળે એમ માને છે. પુર્નજન્મ માનતા નથી. કયામત તે સર્વે મનુષ્યોનો ઈશ્વર ન્યાય કરશે, એમ માને છે, હોલીડે, રવીવાર પવિત્ર ગણી બંદગીમાં ગુજારે છે.

આ ધર્મમાં, જડવાદી, ચૈતન્યવાદીઓ છે. કેટલાક યોગ સાધનને માનનારા, કેટલાક, વેદાન્ત ધર્મના, આત્મજ્ઞાનને માનવા લાગ્યા છે. જીજસ ક્રાઇસ્ટને ઇશ્વરરૂપ માને છે. કેટલાક પ્રભુપણું, સ્વીકારતા નથી. કેટલાક ઇશ્વર, અને મનુષ્ય ઉભયની, વચ્ચેનો આત્મા ગણે છે, કેટલાક બાઇબલને ઇશ્વરકૃત અને કેટલાક મનુષ્યકૃત ગણે છે. ઉપરોક્ત ત્રય, શાખાઓમાંથી ઉદ્‌ભવેલા પંથો

તર્ક, વિતર્કથી આ ધર્મના, નિયમોમાં ઘણો ફેરફાર થઇ જૂદા જૂદા સિદ્ધાંતોને લઇને, આશરે ૨૫૦) થી અધિક પંથો નીકળેલા છે. (વિશ્વાસી, મુક્તીફોજ) ગ્રીક, યુનાન, ફ્રેંચ, ઇટાલી, જર્મન, ઇંગ્લાંડ આદિ દેશોમાં સ્વતંત્ર દર્શનકાર આશરે, ૭૫) નામાંકિત થયા છે.

**ઈસ્લામ ધર્મ**—આ ધર્મના પયેગમ્બર, હજરત મહંમદ સાહેબ છે, એ ધર્મનો સિદ્ધાંત ખુદા ઇશ્વર તે, એક છે. તે સર્વ વ્યાપક, અદ્વૈત જ્યોતિ સ્વરૂપ છે તે અવતાર હોતો નથી. સૃષ્ટિ ખુદાની જ્યોતિનાં કારણોથી ઉત્પન્ન થઇ છે. તે જ્યોતિ,મનુષ્યોના શરીરમાં વ્યાપેલી ચૈતન્ય જ્યોતિને મળતી છે. મનુષ્ય શરીરમાં પોતાના જ્યોતિના, સામર્થ્યથી તે બીરાજે છે. તેનાથી શરીરનો, વ્યવહાર ચાલે છે. મનુષ્યાદિ શરીરના આત્માને, ખુદાએ ઉત્પન્ન કર્યો છે, આત્માથી અંતઃકરણ, અને તેનાથી દેહ, અને દેહથી ખલક થઇ તેથી આ ખલક ખુદાનાં નુરથી તેજથી પેદા થઇ છે. આ તેજ સર્વત્ર ચમકયા કરે છે. એ ચમકારાથી સૂર્ય ચંદ્ર, તારા, વીજળી. અગ્નિ પ્રકાશે છે. તે સર્વવ્યાપક છે.

ખુદા, બંદગી કરવાથી, પવિત્રતા, સત્યતા, નેકી, ઇત્યાદિ રાખવાથી પ્રસન્ન થાય છે. તે એકજ છતાં સર્વની વાત જાણે છે. બંદગી કરવાની રીત, બતાવનાર, પયેગમ્બર છે. હજરત મહમદ પયેગમ્બર, છેલ્લા પેગંબર છે. તેની પહેલા થયેલા ચાર, ખલીફ, પેગમ્બરના મિત્ર છે.

સત્ય બોલવું, ચોરી, ખુન, વ્યભિચાર, અધર્મ, અન્યાય, નિશાવાળા પદાર્થો તજી દેવા, સર્વ જીવો પર દયા રાખવી, સ્નેહ રાખવો, વ્યાજ ન ખાવું, માંસ મદિરા તજવા, પાંચ વખત નિમાજ પઢવી, દાન કરવું, રોજા રાંખવા, કલમો

પઢવા, પવિત્રતા રાખવી, અપવિત્ર વિચારો દૂર કરવા ઇત્યાદિ ફરમાનો છે.

ધર્મ આસ્થા માટે—પીર, પેગમ્બર, ઓલીયા, ફકીરોના ચરિત્રો ચમત્કારોને, જણાવનારાં પુરાણ, જેવા ગ્રંથો છે. એમાં કબર, કે દરગાહ, ને પુષ્પ, ધૂપ, દીપ, નાળીયેરથી પૂજે છે. મંત્ર તંત્રને માને છે. મક્કાના કાબતુલ્લા મંદિર તરફ જોઇને, નિમાજ પઢે છે. (કાબતુલ્લા મંદિરમાં આગળ ૩૬૦ મૂર્તિ હતી, તેને મહમદ પયેગમ્બરે તોડી નંખાવી છે) કાબતુલ્લા મંદિરની યાત્રા કરવા જાય છે. ત્યાં, ઝમઝમ, નામના ઝરામાં યાત્રાળુ નાહીને પવિત્ર થાય છે. મંદિરની સાત પ્રદક્ષિણા કરી, કાળા પથ્થરને સાત વાર ચુંમે છે.

આ ધર્મમાં પુનર્જન્મને માનતા નથી. કયા મતે સર્વનો ઇન્સાફ થશે. સારા કર્મવાળા, આ ધર્મ પર ઇમાન રાખનારને, જીનતમાં; અને નઠારાં, પાપી, ધર્મ, કર્મ, માનનારાને દોજખમાં, સદાને માટે મોકલશે. બંદગી કરનારા ખુદાની પાશે રહેશે.

ધર્મ પુસ્તક, કુરાને શરીફ, કિતાબ મંજીદ, કલામુલ્લા ઇત્યાદિ નામે ઓળખાય છે. બીજાં પુસ્તક હદીસ છે. ધર્મમાં પડેલા બે વિભાગ, શાખા.

શીયા પંથી, અને શુન્ની પંથીની, છે. શીયા પંથી ખોજા વહોરા છે. તે પુનર્જન્મને, અને ઇશ્વર અવતાર હોય છે, એવું માને છે. ગુરૂને મુલ્લાં સાહેબ કહે છે. એની મસજીદ ભિન્ન છે. અલીને પહેલો, ઈમામ અને બીજા અગ્યાર મળી, બાર ઇમામ ગણે છે. બીજા આગળ જણાવ્યા મુજબના સિદ્ધાંતો છે.

શુન્ની પંથ—અબુ બેકર, ઉમ્મર, અને ઉસમાન, ને ઇમામ તરીકે માને છે. એ ભેદ સિવાય બીજા સિદ્ધાંત સર્વ માને છે. સર્વ ભેદ છતાં, હજરત મહમદ પયેગમ્બર સાહેબને, સર્વ માને છે.

ધર્મમાં શીયા, શુન્ની, બે મુખ્ય ભેદ છે. એ સિવાય વાહબી, સુફી ઇત્યાદિ મત, પંથો, ક્રિયા, કર્મ ભેદથી જુદા પડેલા દેખાય છે. એમાં ૬ મઝહબ અને ઉપશાખા, ૭૨ થી વધારે છે.

જરથોસ્ત ધર્મ—આ ધર્મના પ્રવર્ત્તક મહાત્મા જરથોસ્ત પયેગમ્બર છે. ધર્મનો સિદ્ધાંત. પરમેશ્વર એક ને અનાદ્યંત છે. તે આદિ તત્ત્વ છે.

હોરમજદ, સત્ય શુભ કર્મ અધિષ્ટાતા શકિત છે. અહેરીમંન, અસત્ય અશુભ મલીન, કર્મની અધિષ્ટાતા શકિત છે. ફરેસ્તાઓ તત્ત્વ, ઋતુઓ, અને મનુષ્ય જાતિની વ્યવસ્થાનો, નાશ કરવા પ્રયત્ન કરે છે, પણ તેનું ફાવવા

દેતા નથી. અંતે હોરમજદનો જય છે. જંદમાં ખુદા પરમેશ્વરને અહુરાજ કહ્યા છે પણ મોટા દેવ હોરમજદ ગણાય છે. તે બેહેસ્ત સ્વર્ગમાં રહે છે.

એમાં હોરમજદ પ્રથમ છે, દેવ ઉત્પન્ન કર્યા એમ માને છે. (૧) વહુમન, વમાસવું કહે છે. એ સખાવતના દેવ છે. (૨) અરદી બેહેસ્ત, અસ્વહિસ્ત, એ સચ્ચાઈના દેવ છે. (૩) શેહેરેવેર, ખરા થરવેરીઆ, એ બંદોબસ્તના દેવ છે. (૪) અરમાઇટી અસફ દારમત, એ ડહાપણના દેવ છે. (૫) હુરવદાદ અને અમ્મરદાદ, દોલતના દેવ છે. (૬) ખુરદાદ ને અમરદાદ, ખુબસુરતીના દેવ છે. આ દેવોથી સૃષ્ટિ પદાર્થોની વ્યવસ્થા થાય, એમ માને છે. એમાં હાલ મૂર્તિ બનાવતા નથી. આકાશને જ્યુપિટર દેવ માની ઉચ્ચ સ્થાનપર જઇને તેને ભોગ આપે છે.

પ્રકાશ, હોરમજદના યશના ચિન્હરૂપ ગણે છે. ખુદાના ખાકનુરથી ઉત્પન્ન થયેલ તે અગ્નિજ્યોતિ છે. તેથી આતસ અગ્નિ, તેનું ભાન કરાવનાર છે. સૂર્યને આફતાબ, મીથરાશ મેહેરયજદ, અને ચંદ્રને મહાતાબ એની ઇટીસ એના હિતા અને અરદુ ઇશુરખાક કહે છે. સૂર્ય, અથવા જગતમાં વ્યાપક થયેલા અગ્નિમાં ચંદન ગુગળ આદી સુગંધ વસ્તુઓ હોમી, હવન ક્રિયા વડે હોરમજદની સ્તુતી પ્રાર્થના કરવી, એવો સિદ્ધાંત છે. તેમ પવન, પાણી, પૃથ્વી આદિ તત્વને

માને છે ઇશ્વરને પ્રીતિવાળા કર્મ, તે પુણ્યરૂપ છે. પડતર ખેતર ખેડવું, સુકી જમીનમાં પાણી આણવું. ઇત્યાદિ મનુષ્ય જાતિને સુખ થાય એવાં જે જે કર્મ છે, તે તે કરવાં. તે ઇશ્વરને ગમે છે કારણ તે પૂર્ણ પીતા એ, અપૂર્ણ જીવોને-પૂર્ણતાએ લાવવા માટેજ આ લીલા રચી છે.

દયા રાખવી, સત્ય બોલવું, સ્નાન, શૌચ, પવિત્રતા, આર્જવ, ક્ષમા, સત્સંગ આદિ તેની આજ્ઞા, તેજ ધર્મ આજ્ઞા છે. એ આજ્ઞા, દ્રઢ વિશ્વાસથી જે પાળે છે. તેનો આત્મા હોરમજદના સ્વર્ગમાં, જઇ ઉત્તમ આત્માસહ ઐકય રૂપ થઇ જાય છે કુકર્મ કરનારા, જુઠા. જીવહિંસા કરનારા, આચાર, વિચાર, અને ધર્મથી હિન મનુષ્ય પાપી બને છે. અને સાદા દુઃખમાં પડે છે. એ રીતે પાપ, ને પુણ્યના કામ જે કરે છે, તેનો હિસાબ કરી ન્યાય આપનાર જગત્કર્ત્તા અહુરમજદ છે.

ધર્મ ગ્રંથો—અવસ્તા જંદ ધર્મનાં પવિત્ર ફરમાનો એ અવસ્તામાં છે ( બીજાં ઘણાં પુસ્તકોનો નાશ શત્રુએ કર્યો છે ) બીજા પ્રાચિન પુસ્તકો યશના ઇનશની ગાથા, વીશપરદ, વંદીદાદ, વિસ્તારપ, નોશક બાગ, હાદોશકનો ખત, ખોરદે અવસ્તા ઇત્યાદિ છે.

આ ધર્મનો વેદાંત ધર્મ સાથે સંબંધ હોય એવાં પ્રમાણો મળી આવે છે. અગ્નિનાં દેવાલયને અગીઆરી કહે

છે. ધર્મ ક્રિયામાં ગોસુત્રનો ઉપયોગ કરે છે ક્રિયા કર્મનું જ્ઞાન, બક્ષનાર વંદીદાદ ગ્રંથ છે. સંસ્કૃતને જંદ ભાષામાં થોડો તફાવત છે. ધર્મ ક્રિયાકર્મ ચલન, વારણુ, રૂઢી માર્ગ જોતાં, આર્ય પ્રજા સાથે આ ધર્મનું મળતાપણું જણાઈ આવે છે.

## ધર્મમાં, શાખા, ભેદ.

---

# સાંપ્રત સમયમાં દર્શન આપતા સમાજો.

બ્રહ્મસમાજ—આ બ્રહ્મોસમાજના સ્થાપક, રાજા રામમોહનરાય છે. બંગાળાના બર્દ્ધમાંત,નાં રાધા નગરમાં એઓ રહેતા હતા, એમનો સિદ્ધાંત-ઈશ્વરે જાતિ, પદવી, કે ધનાદિ સંપત્તિનો ભેદ રાંખેલો નથી. કારણુ આહાર નીંદ્રાદી મરણુ, સર્વને સરખાં છે-જેથી સર્વમાં સમાનતા રાખવી. મૂર્તિ પુંજા ન કરતાં, એકજ નિરાકાર ઇશ્વરને ભજવા, જાતિ ભેદ ન રાખવો. વેદાદિ ઉપનિષદો બ્રહ્મ ધર્મના, સત્યરૂપે સ્વીકારવા, ઉપનિષદોના ભાષાન્તર બંગાળી ભાષામાં કર્યાં હતાં. તેમ ખ્રિસ્તી ધર્મશાસ્ત્રના વાકયો ચુંટી, શાંત તાનો માર્ગ એ નામનું પુસ્તક રચ્યું હતું. સર્વ ધર્મના, જાતિના મનુષ્યો, તેમાં સામેલ થાય છે.

ધર્મોન્નતિ વીના નીતિ, રાજ્ય, વ્યવહારાદીમાં ઉન્નતિ

થનાર નથી. એજ સિદ્ધાંતે આ સમાજ સને ૧૮૨૮ મ
સ્થાપ્યો છે.

વિભાગો—મૂળ બ્રહ્મસમાજ, અને સાધારણ બ્રહ્મસમાજ, એવા વિભાગો, મતાંતરોથી એમાં પડયા છે. રાજા રામમોહનરાયના પુત્ર, રામપ્રસાદરાયે, બ્રહ્મસમાજના વેદાંતના વિચારોને તજી જીવ, અને ઇશ્વરમાં ભેદ માની, જીવે ઇશ્વરસ્તુતિ ભકિતથી કરવી. શુદ્ધ પ્રેમમય બનવું, મૂર્તિપૂંજા, જાતિભેદ ન માનવા, લગ્નાદિ વ્યવસ્થા, બ્રહ્મસમાજ મુજબ રાખવી. ઇત્યાદિ સિદ્ધાંતો દર્શાવ્યા છે. અને બ્રહ્મસમાજથી જૂદા પડી સાધારણ બ્રહ્મસમાજ કહેવાય છે.

દેવસમાજ—આ સમાજમાં સર્વ જાતિના મનુષ્યો દાખલ થાય છે. એક ઇશ્વર, ભજન, એમાં મુખ્ય સિદ્ધાંત છે. પંજાબમાં, ઘણાં ગૃહસ્થો એમાં દાખલ થયેલા છે; એ મતના નિયમ સારા છે.

પ્રાર્થના સમાજ—આ સમાજ બ્રહ્મસમાજના કોઇક નિયમોનો ફેરફાર કરી પ્રગટ થયેલો છે. એમાં નિયમિત દિવસે ઇશ્વરની પ્રાર્થના કરાય છે. અમદાવાદમાં, સમાજ મંદિરમાં પ્રાર્થના થાય છે.

થિઓસોફી— આ થીઓસોફીસ્ટ મત, ઇંગ્લાંડવાસી શ્રીમતી એનીબિશંટ અને અમેરિકાના, કરનલ હેનરી એસ ઓલ કાટ તે સંસ્થાપક છે. મુખ્ય, અધ્યાત્મક વિદ્યાશિક્ષણ

હેતુ છે. એમના સિદ્ધાંત, આર્ય્યદર્શન, સંપ્રદાઓમાંથી પૃથક, પૃથક જ્ઞાન લઇને સ્થપાયલા છે. એના અનુયાયીઓ હિન્દુ, મુસલમાન, પારસી સર્વ જાતિ છે. અને થાય છે.

**આર્યસમાજ**—આ સમાજના પ્રવર્ત્તક સ્વામી દયાનંદજી છે. સિદ્ધાંત વેદ એ પ્રમાણભૂત છે. અને તે ભણવાનો સર્વ વર્ણને અધિકાર છે, ઇશ્વર, જીવ, પ્રકૃતિ નિત્ય છે. મૂર્તિપૂજા, શ્રાદ્ધ, તીર્થ પુરાણ, વર્ણ. જાતિ કર્મથી, જન્મથી નહિ માનવાં, વિધવા વિવાહ, નિયોગ વીગેરેની આજ્ઞા એમાં છે. એ રીતે વેદના કાંઇક ભાગને પ્રમાણરૂપ; અને કાંઇક ભાગને અપ્રમાણરૂપ માની, વેદાંત ધર્મના લાક્ષણિક અંગોને તજેલાં છે.

શાખા ભેદ—ઘાસપાર્ટી, માંસપાર્ટી, એવા ભેદ પડયા છે.

**શ્રેયસ્સાધક સમાજ**—આધ્યાત્મિક વેદાંત જ્ઞાન, આ સમાજનો સિદ્ધાંત છે. પુનર્જન્મ, મૂર્તિપૂજા, શ્રાદ્ધ, તર્પણ, વર્ણાશ્રમ આદિ સનાતનધર્મના સિદ્ધાંતો. જ્ઞાન સાથે સ્વીકારે છે. આ સમાજના પ્રવર્ત્તક નાગર બ્રાહ્મણ શ્રી નૃસિંહરામ છે. યોગ વીદ્યામાં વીશેષ ધ્યાન હતું એમની ગાદી વડોદરામાં છે. એમના ધામમાં નૃસિંહરામ ચિત્ર, પ્રતિમા રૂપે રહે છે. સુરત, ભરૂચ, વીગેરે સ્થાનમાં ગાદીની શાખા, તેમ અનુયાયીઓ છે. ગાદી ઉપર તેમના પુત્ર છે. જ્ઞાનના

ફેલાવા અર્થે એમના સમાજ તરફથી, જ્ઞાનમય માશિકો પ્રગટ થાય છે. ઘણાં સભ્ય જનોએ સમાજના અનુયાયીઓ છે.

**ભારત ધર્મ મહામંડળ**—આ મંડળ સભાના સંસ્થાપક પંડિત, શ્રી દીનદયાળુ શર્મા છે. સનાતન ધર્મને કલુષિત કરનારૂં તિમિર દૂર થઇ, સનાતન વેદાંત ધર્મની જ્યોતિ જન સમાજમાં પ્રગટાવવી, એજ ઉદ્દેશ આ મંડળનો છે. આ મંડળના સંરક્ષક વિદ્વાનો અને મિથિલેશ જેવા મહારાજાઓ છે.

શાખારૂપ—સનાતન ધર્મ સભાઓ આશરે ૩૬૦ ઉપર સ્થપાઇ છે. અર્થાત ધર્મમંડળો પ્રચલિત થયેલા છે.

ઉપરોકત રીતે—આર્યવર્ત્ત-ભરતખંડમાં તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે, સનાતન ધર્મમાં, દર્શનો, સંપ્રદાયો, માર્ગો પંથો, મત, મતાંતરો અનેક ઉદ્ભવેલા છે. તેમાં અન્ય દેશસ્થ પ્રજાના ધર્મમાર્ગો, પંથો પણ દર્શન આપે છે. તેમાં ધર્મના અનેકત્વ અને તત્ત્વ સંબંધના મત ભેદથી ધર્મના સાક્ષાત્કાર જ્ઞાન વિના, ધર્મમાર્ગમાં, સાંપ્રદાયિકતા, પૃથકતા, અને પરસ્પર કલેશ, ઘૃણાનું દર્શન થાય છે. એનો લાભ લઇ, બીજી બાજુએથી ધર્મને નામે પ્રચલિત થતા સ્વાર્થીઓના વાડા, પંથો, ગુપ્ત મંડળો, કુસંસ્કાર અને વહેમના, જરજરીત ભુવનો દેખાવા લાગ્યા છે તેમાં જનસમાજને ભયંકર જડવાદનો પથારો ચગડી રહ્યો છે.

આવી સ્થિતિમાં ધર્મ ઉપર અનેક પ્રકારના પ્રહારો થાય છે. અને સત્ય ધર્મમાર્ગમાં વિચરવાની જીજ્ઞાસા ધરાવનારા જીજ્ઞાસુના મનને કલુષિત કરે છે. આ કલેશ દૂર થવા માટે સનાતન વેદાંત ધર્મનુ સ્વરૂપ, સંપ્રદાય, માર્ગ, પંથ, મત મતાતરોના સંબંધનું સ્વરૂપ તેમ અન્ય દેશ પ્રજાના ધર્મનું સ્વરૂપ, ઇત્યાદિનું તત્વદૃષ્ટિએ, દિગ્દર્શન કરી તેમાંથી સત્ય સુખપ્રદ સત્ય ધર્મમાર્ગ કયો છે? એ જાણવાની જરૂર છે.

---

૫૦૮ વિશ્રામ

# સનાતન વેદાંત ધર્મનું ધર્મ તત્વજ્ઞોના વિચારે દિગ્દર્શન.

આર્ય્ય ધર્મગ્રંથ સમુહ જોતાં—આર્ય્યધર્મ તત્વજ્ઞોએ સર્વ ધર્મોપરી ભવ્ય ઇમારત ચણેલી છે. એમ, નીર્વિવાદ રીતે કહેવું પડે છે.

ધર્મગ્રંથ સમુહનો આશય—વેદ, સત્યરૂપ દૈવી સંપતિ, વા ઈશ્વરીય જ્ઞાન, ઇશ્વરીય વાકયના આદેશો આલેખાયલા છે એથી.

વેદસ્વરૂપ—માટે આર્ય તત્વજ્ઞોની, નિર્વિવાદ રીતે દૃઢ માન્યતા છે કે—

વેદ સાક્ષાત સ્વયંભૂ–પરમાત્માના પ્રતિમૂર્તિ રૂપ છે. અર્થાત્ અપૌરૂષેય આદિ અંત રહિત સનાતન અને દિવ્ય છે. જેમાં સર્વસ્વનોગ્રહ છે. વેદનો કોઈ કર્ત્તા નથી પણ પ્રતિકલ્પ સર્ગારંભમાં આદિ દેવ, બ્રહ્મા (મહતત્વ) પૂર્વ કલ્પાનુભૂત વેદનું સ્મરણ કર્ત્તા બને છે–એથીજ વેદ સનાતન સાક્ષાત્ સ્વયંભૂ નાદાત્મક, પરમાત્માનું શબ્દ બ્રહ્મસ્વરૂપ છે.

વેદાંત—વેદનો અંત ભાગ, વેદનું અંતિમ ફળ, સાર, એજ વેદાંત છે. વેદના જ્ઞેય ( અર્થને ) પ્રતિપાદન કરનારા, તેમાં મંત્ર હોવાથી શ્રતિ નામથી પણ કહેવાય છે.

વેદાંતમાં પ્રાચિન કાળથી આરંભી, ભિન્ન, ભિન્ન સમયે ભિન્ન, ભિન્ન મહાન્ તત્ત્વજ્ઞ પુરૂષોએ. જે નિત્ય, દિવ્ય, અબાધિત, શાશ્વત, વિશ્વવ્યાપક સિધાતોનો સાક્ષાત્કાર કરેલો છે. તેનું દિગ્દર્શન એ વેદાંતમાં છે જેથીએ, વેદાંત, મનુષ્યના તત્ત્વચિંતવનના અંતિમ લક્ષ્યરૂપ જે પરમ પુરૂષાર્થ છે. તેની વિશ્વમાં વ્યાપી રહેલી ભવ્યતાના અલૌકિક ચિતારનું દર્શન કરાવનાર, સનાતન ધર્મનું, સર્વોત્તમ સાહિત્ય, વા સર્વોપરી તત્ત્વજ્ઞાન મનાય છે. આ તત્ત્વજ્ઞાનની સિદ્ધી માટે સંહિતા મંત્ર, અને બ્રાહ્મણ વિભાગ એ ગ્રંથો વેદ વેદાન્તના અંગરૂપ ગણાય છે. એ ગ્રંથોયજ્ઞાત્મક ધર્મવિધિના સ્વતઃ પ્રમાણોરૂપ છે. એ રીતે

द्वे ब्रह्मणी वेदितव्ये शब्द ब्रह्म परंचयत् ,
शब्द ब्रह्माणि निष्णांत. परंब्रह्माधि गच्छति ॥

જ્ઞાતવ્ય બ્રહ્મ, જેનું જ્ઞાન મેળવવાનું આવશ્યક છે. તે બે બ્રહ્મરૂપ છે. એક શબ્દ બ્રહ્મ, અને બીજું પરબ્રહ્મ. જે વેદ રૂપ બ્રહ્મને જાણે છે. તેજ પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. ) વેદના મુખ્ય બે વિભાગ ગણાય છે. જેવા કે પૂર્વકાંડ વેદ રૂપ સાક્ષાત્ પરબ્રહ્મની પ્રાપ્તિ કરાવનાર, ધર્મનું પ્રતિપાદન કરનાર અંગ છે. ઉત્તરકાંડ વેદ-વેદાંત જ્ઞાનકાંડ. વેદરૂપ પરબ્રહ્મના સ્વરૂપનું પ્રતિપાદન કરનાર છે. એ રીતે ( धर्मब्रह्मणी वेदैकयेद्य ) ધર્મ અને બ્રહ્મ ઉભય એકજ રૂપ એ વેદદ્વારા જે પ્રકારે યથાર્થ સ્વરૂપ સમજાય છે, તે પ્રકારે અન્ય કોઇ સાધન વડે સમજી શકાતાં નથી.

ધર્મથી બ્રહ્મને જાણવાથી મનુષ્યાત્મા સઘળા અનર્થ અનિષ્ઠોની નિવૃતિપૂર્વક, સર્વ વિધ પુરૂષાર્થની સિદ્ધિ પ્રાપ્ત કરે છે. અર્થાત્ ધર્મ, અર્થ, કામ, મોક્ષરૂપ પુરૂષાર્થ મેળવે છે.

વેદાન્ત ધર્મ તત્ત્વોપદેશનું નિરીક્ષણ કરતાં જણાશે કે એ તત્ત્વોપદેશમાં, અદભૂત સામર્થ્ય. ઉત્સાહ દ્રઢતા, શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક, સ્વાતંત્રતાની પ્રાપ્તિના મહામંત્રોનો ઉપદેશ છે, તેમ સામાજીક, આર્થિક, ઔદ્યોગિક પ્રવત્તિમાં, નીતિ, ઔદાર્ય, ઉત્સાહ આદિ સદ્ગુણોના

પ્રેરક, નીતિ મત્તા અને આત્મબળ પ્રેરક નીતિ નીયમો ધર્મ તત્ત્વોપદેશમાં અપાયલાં છે

**જ્ઞાનકાંડ, વેદાન્તની પૂર્ણતા**—પરબ્રહ્મ પરમાત્મ તત્વનું પ્રતિપાદન કરનાર, વેદાંતની આરેગો નિરીક્ષણ કરતાં, વા, વેદાન્ત, વિજ્ઞાન શાસ્ત્રની રચના જોતાં, આદૃશ્ય વિશ્વના બહુત્વની અંદર, એકત્વનું દર્શન, અર્થાત્ પરમ ઐકયતાનો આવિષ્કાર કરવો. એ અંતિમ લક્ષ્ય છે (एकमेवा द्वितीयं ब्रह्म) એ લક્ષ્યની પૂર્ણતા, આજે હજારો વર્ષોની અગાઉથી જાહેર થઈ ચૂકેલી છે. એમ વેદાન્તના વાકયથી સ્પષ્ટ નિર્દેશ થાય છે. (तत्त्वमसी अयमात्माब्रह्म, प्रज्ञानं ब्रह्म. ब्रह्मास्मी) અને તેથી, તત્ત્વજ્ઞ, માનવદૃષ્ટીથી કહેવાય છે કે—પરમ સત્ય તત્ત્વનો શોધ (નિર્ણય) પ્રાચિન કાળથી થઇ ચુકેલો છે. તેનુંજ દિગ્દર્શન, તેજ વેદાન્ત (જ્ઞાનનું અંતિમ ફળ, સાર અંત ભાગ). ફિલોસોફીમાં મનાય છે. અને જેટલા તત્ત્વવેત્તાંઓ (ફીલોસોફર) થયા છે, તેને વેદાન્તિ, તત્ત્વજ્ઞાનની પાર પહોંચેલા કહ્યા છે.

એ રીતે જ્ઞાનકંડરૂપ વેદાનન્તમાં, જીવાત્માના પૂર્ણત્તમ વિકાસ માટે, જેની જરૂર છે, તે સર્વ પ્રતિપાદન કરાયલું હોવાથી, એ સત્યજ્ઞાનના પરમ લક્ષ્ય; વા—અંતિમ પરિણામની આગળ કોઇપણ તત્ત્વચિંતકને વધાવવાનો અવકાશ

નથી. કારણ; આર્ય્યધર્મ, શાસ્ત્રકારોએ દર્શાવેલું જે મનુષ્યના તત્ત્વચિંતવનનું અંતિમ લક્ષ્ય, ધ્યેય (આત્મકલ્યાણ, આધ્યાત્મિક પૂર્ણતા, પરમ પુરૂષાર્થ મોક્ષ, જે પ્રત્યેક આત્માનું પ્રથમ, ને પરમ, સાધ્ય છે. તેની) પ્રાપ્તિની ભવ્યતાના અલૌકિક, ચિતારનું દર્શન એમાં કરાયલું છે.

જ્ઞાનકાંડ વેદાન્તની સિદ્ધી अपरोक्षानुभव—અર્થાત્ સત્યના સાક્ષાત્કારથીજ મનાય છે એ લક્ષ્યબિંદુએ પહોંચ્યા સિવાય, વેદાન્ત ધર્મ જ્ઞાનની સિદ્ધી, ઇતી, ગણાતી નથી ( भिद्यन्ते हृदय ग्रंथो ,-તેમ લક્ષ્યબિંદુએ પહોંચ્યા સિવાય, ધર્મ સંબંધમાં ઉચ્ચારેલા સિદ્ધાંતો, વિવાદો ચર્ચાઓ, ફોગટ ઠરી, ધર્મ પ્રચારનાં, ધર્મ જ્ઞાનનાં મિથ્યા આડંબરો, લવારાઓજ ઠરે છે. કારણ જ્ઞાનકાંડ, વેદાન્ત સાક્ષાત્કાર રૂપ છે.

વેદાન્તના સત્ય તત્ત્વોનો જેમણે સાક્ષાત્કાર કરેલો છે, તેને વેદાન્તમાં ઋષિ નામથી ઓળખાવ્યા છે. એ રૂષિ શબ્દાર્થ મંત્રદ્રષ્ટા, વેદાન્તના સત્ય તત્ત્વનો સાક્ષાત્કાર કરનાર એવો થાય છે.

આધુનિક સમયમાં જે દૃશ્ય સૃષ્ટિમાંનાં એકાદ ઐહિક કાર્યના પ્રેરકને, કર્તાને જેમ રૂષિ નામથી સંબોધાય છે. અને કાંઇક કારણની ન્યુનતા થતાં, પછી ઘૃણાની દૃષ્ટિથી જોવાય છે. તેવા વેદાન્તે દર્શાવેલા ઋષિ નહિં, પણ જેમણે

અબાધિત પારમાર્થિક દિવ્ય સત્ય તત્ત્વોનો સાક્ષાત્કાર કરવા સઘળી ભૌતિક આસકિતઓને દૂર કરી, ઉત્કૃષ્ટ અભ્યાશે, મન, ઇંદ્રિય, અને પ્રાણુથી પણુ આદિ એવા-પરમત-ત્ત્વનો સાક્ષાત્કાર કરી ચુકેલા છે. તેનેજ આર્ય્ય વેદાન્તે, વિજ્ઞાન શાસ્ત્રમાં રૂષિ કહ્યા છે. અને એજ રૂષિ મુનિ પ્રણિત ઉદાર અને વિશાળ ધર્મ, એજ આર્ય્ય સનાતન ધર્મ છે. અને એ ધર્મનું, અડગ, અનંત, વેદાન્ત, જ્ઞાનકાંડ એ મૂળ છે.

**જ્ઞાનકાંડ, વેદાન્તના પ્રકટિકરણુરૂપ છ દર્શનો**–ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા, ઉત્તરમીમાંસા, એ છ દર્શનો વેદાન્તના જ્ઞાનને ઉત્તરોત્તર, સૂક્ષ્મ વિચારથી દ્રઢાવનારા છે. (એનુ સ્પટીકરણ, છ દર્શનોમાં, સર્વ દર્શનોનું એકીકરણ) ઉત્તરમીમાંસામાં કરાયલું છે. અને તે છેવટનું દર્શન ગણુાઇને વેદાન્ત દર્શનોમાં તેની મહત્તા શીષ્ટમાન્ય થઇ છે. અને તેને વેદાન્ત સૂત્ર બ્રહ્મ સૂત્ર ઇત્યાદિ નામથી વેદાંતના, પ્રસ્થાન, સ્તંભરૂપ ગ્રંથમાં ગણુના થાય છે. (આ સ્પષ્ટતા આગળ અપાઈ છે) બીજું, પ્રસ્થાન, શ્રીમદ્ ભગવદ્ગીતા, વેદાંતના તત્વજ્ઞાનનું વિસ્મરણુ થતાં શ્રી પરબ્રહ્મ શ્રીકૃષ્ણુના શ્રીમુખથી ઉચ્ચારાયલી હોવાથી વેદાંતના પ્રસ્થાનમાં, સ્મૃતિ રૂપે તેની ગણુના શીષ્ટમાન્ય થઇ છે.

**એ રીતે શ્રુતિ, સૂત્ર, સ્મૃતિ, આ પ્રસ્થાનાત્રયનો** સમન્વય કરી જે સિદ્ધાંત પ્રગટ કરાય છે, તેનેજ વેદાંત

ધર્મવાદ, નામ પ્રાપ્ત થાય છે. આ પ્રણાલી શ્રીમદ્ શાંકરાચાર્યના ભાષ્યથી શરૂ થઇ, અદ્યાપી પર્યંત પ્રચલિત છે. ઉપરોકત ભાષ્ય દર્શનની આગળના ધર્મવાદોમાં પ્રસ્થાન ત્રયની પ્રણાલી નથી, પણ તેમાં ઉપનિષદોમાંથી સ્વસિદ્ધાંતને, પ્રતિપાદન કરનારા પ્રમાણો લીધેલાં માલમ પડે છે.

વેદાંતના, ઉત્તરકાંડ રૂપ, જ્ઞાનકાંડ ઉપરોકત પ્રસ્થાનત્રય આધારભૂત સ્તંભથી દર્શાતો, પરવિદ્યા ગ્રંથથી (બ્રહ્મ વિદાપ્નોતિ પરમ) અંતિમ લક્ષ્ય પ્રાપ્તિ રૂપ, નિવૃત્તિ લક્ષણધર્મ, સાધ્યધર્મ, પારમાર્થિકધર્મ, પરધર્મ, મોક્ષધર્મ, ઇત્યાદિ નામથી સંબોધાય છે.

પૂર્વકાંડ વેદાંત—ઉપરોકત ઉત્તરકાંડ (જ્ઞાનકાંડ) રૂપ નિવૃત્તિ લક્ષણ ધર્મની પ્રાપ્તિ માટે વા આલોક, પરલોકના શ્રેય કલ્યાણની સાથે પારમાર્થિક શ્રેય, મોક્ષની તૈયારી કરવા માટે, જે ધર્મ નીયમોની જરૂર છે, તે નીયમોને, વેદના પૂર્વકાંડમાં અપર વિદ્યાના ગ્રંથોને, ગુંથીને, વેદાંતધર્મના લક્ષ્યાનુસાર પોષક ગ્રંથ સમુહ, આર્ય્યધર્મ તત્વજ્ઞોએ દર્શાવેલો છે. તેને પ્રવૃત્તિ લક્ષણધર્મ, સાધનધર્મ, ઐહિકધર્મ, સાર્વદેશિકધર્મ, સર્વવ્યાપકધર્મ ઇત્યાદિ નામથી ઓળખાય છે.

પ્રવૃત્તિ લક્ષણધર્મ ગ્રંથોમાં—પૂર્વમીમાંસા, સ્મૂ-

તિને આદિ લઈને સર્વગ્રંથ (આગળ જણાવેલા ધર્મગ્રંથો છે તેમાંના) અપરવિદ્યા ગ્રંથો મનાય છે.

પ્રવૃત્તિ લક્ષણધર્મના બે વિભાગ—શ્રોત સ્માર્ત ધર્મ છે. શ્રોતધર્મ, વેદાદિ સત્યવિદ્યા અને સદ્ધર્મ સહુનીતિયુકત ગ્રંથોનું પઠન, પાઠન કરવું. ઉત્તમ કર્મો કરવાં, કરાવવાં. નિષિદ્ધ કર્મોનો ત્યાગ કરવો, શ્રુતિને ધારણ કરવી. વેદાનુયાયી રહેવું અગ્નિ હોત્રાદિ, યજ્ઞ કરવા તે શ્રોતધર્મ.

સ્માર્ત્ત—વેદાનુકુળ ગૃહ્ય સૂત્રો અનુસાર દરેક આર્ય્યએ પોતાની જાત, કુટુંબ, સમાજ, દેશ ઇત્યાદિના હિત માટેની ક્રિયા કર્મ કરવાં. ક્રિયાના બે પ્રકાર, પંચ મહાયજ્ઞાદી કર્મ, અને સંસ્કાર.

પંચ મહાયજ્ઞાદીમાં—વિદ્વાનોનો સત્કાર, શિલ્પ, રસાયણ પદાર્થ વિદ્યા વિગેરે ઉપયોગ, શુભગુણનું દાન, પર્જન્ય, વાયુ વિગેરેમાં લાભ અને સંસ્કારાદીથી, ઉછરતી પ્રજાને મદદ રૂપ ઉત્તમ સંસ્કારથી મન, આત્મબળ વધે. ઇત્યાદિ ઐહિક, સુખના સાધન રૂપ કર્તવ્ય ગણાય છે.

અપરવિદ્યા ગ્રંથ સમુહનો આશય—જોતાં ધર્મ સ્વરૂપના લક્ષણો—જન ધર્મ વર્ણ ધર્મ, આશ્રમ ધર્મ, તેમ કુળમિત્ર, જ્ઞાતિ, દેશ, રાજ્ય આદિ ધર્મ અને નીતિબંધનોને ધર્મરૂપ સાંકળમાં જોડેલા છે અર્થાત્ નિત્ય નૈમિત્તિક, કામ્ય અને નિષિદ્ધ ધર્મ, કર્મનું સ્વરૂપ પ્રતિ-

પાદન કરેલું છે એથીજ એ ગ્રંથ સમુહ, વેદ વેદાન્તના તત્વના જ્ઞાનકાંડના અર્થને પુષ્ટિ કરનારા પ્રમાણરૂપ, સાધન મનાય છે. તેમ, સનાતન વેદાંત ધર્મને દ્રઢનારા લાક્ષણીક અંગો, આર્યોના સાંસારિક આચરણો, રૂઢિઓ વિગેરે જીવન, વ્યવહારમાં ઓતપ્રોત ગુંથાઇ રહેલા છે.

યથા લાક્ષણિક અંગો વેદાદિ પ્રમાણોની માન્યતા, તેની પ્રાધાન્યતા, અવતારવાદ ( મનુષ્યમાં ઇશ્વરનું પુંજન, દર્શન, વા કુદરત દ્વારા કુદરતના નિયામકને પમાતું નથી, તેથી મનુષ્ય દ્વારા મનુષ્યના ઇશ્વર સમીપ જવાના હેતુ પૂર્વક પુજન, એ અવતારવાદનો ઉદ્દેશ છે ) મૂર્તિપુંજન ( નિરાકાર ઇશ્વરની ઉપાસના કરવા માટેની ભાવનાનું સ્વરૂપ, વા પોતાને પોતા તરફ વધાવાનું સાધન ) પિતૃ શ્રાધ ( ( અતિથિ સત્કાર ) ) આદિ સાધન ઉપાયો. ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા ( નાત જાત બંધારણ, રાષ્ટ્રના સંરક્ષણ, પોષણ, સંવર્ધન માટે પ્રકૃતિ ગુણાનુસાર શ્રમ વિભાગ યોજના ) કર્મફળની માન્યતા, પુનર્જન્મની માન્યતા, આ લોક કરતાં પરલોકની બાબતમાં વીશેષ કાળજી, ધર્મની ખાતર ધર્મમાં વળણ, ઇત્યાદિ લાક્ષણિક અંગોથી–આર્યોના હૃદયમાં દ્રઢાઇ તંન, મન, ધનની શુદ્ધિદ્વારા ધર્મના લક્ષ્યરૂપ સિદ્ધાંતે. પહોંચવાના માર્ગને દર્શાવનાર, વેદ વેદાંતનો પુર્વકાંડ છે.

અર્થાત્ મંનની શુદ્ધતા મનો નિગ્રહદ્વારા, પરમ તત્વજ્ઞાનના અંતિમ લક્ષ્યની પ્રાપ્તિ કરાવે છે. વા અભ્યુદય, આ લોક, પરલોકના શ્રેય સાથે, પારમાર્થિક સંપત્તિ આત્મ કલ્યાણ આધ્યાત્મિક પુર્ણાવસ્થા જે મનુષ્યનું પ્રથમ, ને પરમ સાધ્ય આર્ય્ય તત્વજ્ઞોએ ઠરાવેલું છે. તેની પ્રાપ્તિ ધર્મથી થાય છે.

એ રીતે આર્ય્ય ધર્મતત્ત્વજ્ઞોએ ચતુર્દશ વીદ્યા ગ્રંથોમાં પરવિદ્યા પરબ્રહ્મ સ્વરૂપ પ્રતિપાદન કરનાર, જ્ઞાનપ્રાધાન્ય બ્રહ્મવિદ્યા. નિવૃત્તિ લક્ષણ ધર્મ, અને અપર વિદ્યા ઉપરોકત પરવિદ્યાની પ્રાપ્તિ કરાવનાર ( વિધિ વાકયોથી સિદ્ધ થયેલું જે શુભ ધર્મ વ્યવસાય, કર્મ, તે ) ધર્મને દર્શાવનાર ક્રિયા, પ્રાધાન્ય સ્વરૂપ વિદ્યા, પ્રવૃત્તિ લક્ષણ ધર્મ એમ વેદના પૂર્વ, ઉત્તરકાંડ નામથી સનાતન ધર્મ સ્વરૂપ આલેખાયેલું છે.

**ધર્મ કલ્પવૃક્ષ રૂપ છે.**

જંન પ્રવત્તિ એ મૂળ. એ મૂળ ઉપર ધર્મ, અર્થ, અને કામ એ ત્રિવર્ગ, થડ, શાખા, અને પત્રો છે. અને તેને નિવૃત્તિ રૂપ પુષ્પ થઇ, તેમાંથી મોક્ષરૂપ ફળ આપનાર, ચાર પુરૂષાર્થ બક્ષનાર ધર્મરૂપ, કલ્પવૃક્ષ છે. અને તે ઉપરોકત સર્વ અવયવોથી પરિપૂર્ણ થતાં ફળની પ્રાપ્તિ કરાવે છે.

धर्म्मादर्थः प्रभवति, धर्मात् प्रभवति सुखम् ।
धर्मेण लभते सर्वं, धर्म कल्पतरु जगत ॥

ધર્મથી ખરૂં ધન, અને ધર્મથી સત્ય સુખ મળે છે. એ રીતે ધર્મ વડે સર્વ પ્રાપ્તિ થાય છે. જેથી વિશ્વમાં ધર્મ એ કલ્પતરૂ છે.

**વેદાંત ધર્મમાં શંકાને અવકાશ નથી**–સનાતન વેદાંત ધર્મનું સ્વરૂપ જોતાં, અબાધિત સત્ય દિવ્ય વિશ્વ-વ્યાપક, પારમાર્થિક તત્ત્વોનો સાક્ષાત્કાર તેમાં આલેખાયેલો છે. જીવાત્મા પૂર્ણત્તમ વિકાશના અંતિમ લક્ષ્યે પહોંચી, જેણે પરિપૂર્ણતાનો વિજયનાદ, વિશ્વમાં જાહેર કર્યો છે. આર્યોના જીવન વ્યવહાર, આચારમાં રૂઢિમાં, લાક્ષણિક, અંગોથી, ઓત પ્રોત ગુંથાઇ સુખમય જીવનના ઇતિહાસિક પ્રમાણો જણાવી, પોતાની દિવ્ય ભવ્યતા દર્શાવી રહ્યો છે. તો એજ ધર્મને વર્ત્તમાન કાળમાં–આગળ દર્શાવ્યા મુજબ–એ ધર્મને અપૂર્ણ કહેવો, તેમના અબાધિત દિવ્યતત્વ, સિદ્ધાંતોને–બાળકની લવારી જેવા, જંગલી મનુષ્યના લવારા જેવા, મૂર્ખના ગપોડા જેવા, નકામા કચરા જેવા–કહેવા ? અન્ય ધર્મની દૃશ્ય ફીલસુફીમાં અંધ બની, તેને મિશ્ર કરી, ધર્મને સુધારવા આડંબર કરવો, સત્ય તત્ત્વજ્ઞોની અવગણના કરવી, નવીન મત શોધક બની–નવા વાડા, મંડળ, સંસ્થા સ્થાપવી–ધર્મના લક્ષ્યરૂપ સિદ્ધાંતોને, તેમ ધર્મના લાક્ષણિક અંગોને મિથ્યા કહી, તેનાથી આર્ય્ય પ્રજાની અવનતિ થઇ માની, તેને દૂર કરવા પ્રયત્નો કરવા એ કેટલું ને કેવું સત્ય છે ?

વેદાંત ધર્મના આધ્યાત્મિક પ્રદેશની આકાશમાં ગાજતી " अपरोक्षानुभूति " એ દિવ્ય વાણીને તજીને-પરોક્ષ રીતે ધર્મજ્ઞ બની, જેઓ ઉપર દૃષ્ટિથી પારકે ભાણે લાડવો મોટો જોનારા, ટાપટીપ વાળી પારકી ફીલસુફીમાં ઉપર દૃષ્ટિથી અંધ બની, આચાર વિચારના વિરૂદ્ધ તરંગે વહેનારા, પૂર્વજોના ઉત્તમ સંસ્કારને અન્ય સંસ્કારથી જેના ઘશાયલા છે તેઓને-નહિં જાણતા, વા. જાણીને જેઓ લક્ષ્ય ચુકેલા છે, તેઓનેજ. વેદાંત ધર્મ સ્વરૂપમાં તેના લક્ષ્યરૂપ, સિદ્ધાંતમાં, તેના લાક્ષણિક અંગોમાં, આચાર, રૂઢિ આદિના અવિચ્છિન સંબંધમાં, અર્થાત્ વેદાંત ધર્મ સંબંધમાં 'શંકાનો અવકાશ છે-બાકી-અપરોક્ષાનુભાવે-કોઇ પણ સત્ય તત્ત્વશોધકને વેદાંત ધર્મ સંબંધમાં, લેશ પણ શંકાનો અવકાશ મળી શકયો નથી, મળી શકતો નથી, અને મળી શકશે નહિં. એજ સિદ્ધાંત, નિર્વિવાદ રીતે પ્રાચીન કાળમાં, થયેલા ધર્મ ઉપર પ્રહારોના, ઈતિહાસથી સ્પષ્ટ થાય છે.

પ્રાચિન કાળના-ધાર્મિક ઇતિહાસોનું અવલોકન કરનારને જણાશે કે ધર્મ એજ ધન, ધર્મ એજ જીવન, અને ધર્મ એજ પ્રાણ છે. એવા ધર્મ માટેના દ્રઢ નિશ્ચયને ધરાવનારા આર્યોએ, ધાર્મિક જીવનના પ્રભાવે, તંન, મંન ધન-સાથે રાષ્ટ્રની ઉન્નતિ કરી; વેદાંત ધર્મ રૂપ ભાસ્કરની

પૂર્ણ જળહળ જ્યોતિ, પ્રભા યા વિશ્વમાં ઝળકાવેલી દૃષ્ટિ ગોચર થશે—અને નીર્વિવાદે માનવું પડશે કે—સનાતન ધર્મ જેવા પિતા, અને કર્મભૂમિ જેવી ભારતભૂમી—જનનીના બાળકોને, દૈવી સંપત્તિરૂપ દ્રવ્યોને સર્વાંશે, મેળવવાને વાસ્તે સંપુર્ણ સાધનવાળો સનાતન ધર્મ છે. એજ ધર્મની આણમાં સુવ્યવસ્થાથી જીવન ગાળવાને, ખરા આર્ય્ય સંતાનને સદા બદ્ધ પરિકર રહેવું, એજ ઇશ્વરી શાસનનો આદેશ છે. એજ આદેશથી—ભારત પ્રજાની વર્ણ વ્યવસ્થાને પ્રતિપાદન કરેલી; ધર્મનીજ આજ્ઞાઓના સેવનથીજ—ઉન્નતિ—અને વિકાશ છે. તથાસ્તુ.

यतोऽभ्युदय निःश्रेयस सिद्धिः सःधर्म ॥ धारणात् श्रेयः आद्धातिइतिधर्मः। धर्मादर्थश्च कामश्च सकिमर्थनसेव्यते ॥ धर्माद्धि प्राप्यते ह्यर्थः कामो मोक्ष श्चसर्वदा ॥]

આર્ય્ય શાસ્ત્ર તત્વજ્ઞોના અનુભવાત્મક પ્રમાણો પુરઃસર ધર્મની ઉન્નતિ વીના ભારતવર્ષની, આર્યોની, સર્વ પ્રજાની ઉન્નતિનો વિચાર મૃગ તૃષ્ણોદક સમાન અસંભવ છે. એથીજ છેવટ—

ધર્મંચરઃ ધર્મ આચરો, ધર્મોન્નપ્રમદિતવ્યમ્

ધર્મમાં પ્રમાદ ન કરો, ગફલત ન કરો, ધર્મથી ન ડગો.

પ્રભુતાકો સબ ચહે, પ્રભુકો ચહે ન કોઇ;
તુલસી પ્રભુકો જો ચહે, આપ હી પ્રભુતા હોઇ.

સપ્તમ ——— વિશ્રામ

# ધર્મશબ્દ સ્વરૂપ.

ધર્મશબ્દ ધૃ ધારણે ધાતુને મન પ્રત્યય લાગી થયેલો છે. (ઉણાદિ કોષની વ્યુત્પત્તિ પરીણામે) જેનું ફળ, સુખ લાભ હોય તે ધર્મ. ધારણ કરનાર માટે ધર્મ એવો અર્થ થાય છે. એ યોગારૂઢ શબ્દ છે. યોગ અર્થ પડતા મનુષ્યોને આશ્રયભૂત થઈને તેમને ધારી કે ઝીલી રહે છે તે ધર્મ. રૂઢ શબ્દનો અર્થ, તેનું અનુષ્ઠાન કરેથી, આલોક ને પરલોકના અનિષ્ઠનો નાશ થઈ ઇષ્ટ પ્રાપ્તિ કરાવે, તેને ધર્મ કહ્યો છે.

ધર્મગ્રંથ સમુહમાં—વેદાંતના અંતિમ લક્ષ્યબિંદુને અવલંબિને, તેની પ્રાપ્તિને અનુકુળ કર્મ, તેને ધર્મ અથવા પુણ્ય અને એનાથી પ્રતિકૂળ કર્મ તેને પાપ અથવા અધર્મ કહ્યો છે. એવા પ્રકારની વિવેક દૃષ્ટિથી સાંસારિક, રૂઢિ વ્યવહાર કર્મ રીવાજો આદી નીતિ બંધનોને પણ ધર્મ અધર્મ શબ્દથી યોજેલા છે.

ઉપનિષદોમાં—પરમ તત્ત્વ સ્વરૂપ બોધ જેને નિવૃત્તિ લક્ષણ ધર્મ નામથી ઓળખે છે. સંહિતા બ્રાહ્મણ ગ્રંથોમાં, ઉપરોકત તત્વ પ્રાપ્તિના, યજ્ઞાદી ક્રિયા કર્મની કર્તવ્યાદીના ઇતીહાસ છે. મીમાંસામાં વૈદિક, શ્રૌત, સ્માર્ત, પૌરાણિક કર્મને પ્રાચિન ને મુખ્ય ધર્મ કહ્યો છે. શ્રી ગીતામાં

વ્યાપક દૃષ્ટિથી કાયિક, વાચિક, માનસિક કર્તવ્ય કર્મને અર્થાત્ સર્વ ચરાચર સૃષ્ટિના અચેત વસ્તુના વ્યાપારને પણ ધર્મ કહ્યો છે. મન્વાદિ સ્મૃતિઓમાં ઐહિક, પારલૌકિક, પારમાર્થિક ધર્મ પ્રાપ્તીના ધર્મ, આશ્રમ ધર્મ વર્ણ ધર્મ, વસ્તુ આદિના કર્મને ધર્મ શબ્દથી યોજ્યા છે. પુરાણોમાં, ઇતિહાસોમાં, સ્મૃતિ આદિ ગ્રંથોના ધર્મ કર્મોનું ઉદાહરણ સાથે સ્પષ્ટીકરણ કરાયલું છે. એ રીતે ઉપનિષદોને બાદ કરતાં બીજા સર્વ ગ્રંથોમાં વીવીધ પ્રકારનાં કર્મ, નીતિ નીયમોને ધર્મ નામ અપાયલું હોવાથી, એ સર્વ પ્રવૃત્તિ લક્ષણધર્મના ગ્રંથોના નામથી ઓળખાય છે.

ઉપરોકત ધર્મ શબ્દ વીવીધ પ્રકારે યોજાયેલો હોવાથી ધર્મ શબ્દને બદલે ઘણાં શબ્દો તે ધર્મનો આશય દર્શાવવા યોજાય છે. જેવા કે—

ગુણ, આચાર, ન્યાય, કર્તવ્ય, દાન, સ્વભાવ, યજ્ઞ, નીતિ, સ્થિતિ, યોગ, પુણ્ય, યમ, ધર્માધ્યક્ષ, પ્રીતિ, શ્રેય, પ્રમાદ, હર્ષ, સુકૃતાદિ.

ધર્મ શબ્દાર્થ—ઉપરોક્ત રીતે ધર્મને દર્શાવવા વીવીધ નામો યોજાયેલાં હોવાથી, ધર્મ શબ્દનો અર્થ પણ વીવીધ રીતે કરાય છે. યથા.

ધારણ પોષણ કરનાર, સુખ સ્વરૂપ શ્રેય કલ્યાણનું સાધન, મનુષ્યાદીનું કર્તવ્ય, પ્રાપ્તવ્ય, જ્ઞાતવ્ય, સદાચાર,

સ્વાત્મા, અને સૃષ્ટિ નિયમાનુસાર અવિરૂદ્ધ કૃતિ, સર્વમાન્ય વેદાદિ ગ્રંથાનુકૂળ વર્તન, પોતાની ફરજ, ચિત્ત સુખ પરિણામ, પરમાત્મ રૂપ અર્થ પ્રાપ્તિનું સાધન, ઉન્નતિ અને પારમાર્થિક કલ્યાણની સીઢી, આર્ય્ય પુરૂષોમાં વખણાતા આચરણ, ન્યાય નીતિવાળું કર્તવ્ય, ઇત્યાદિ

(ધર્મ શબ્દ સંસ્કૃત ભાષાનો શબ્દ છે. અન્ય ભાષાઓમાં તેવો અર્થ ન હોવાથી, ધર્મ શબ્દ માટે આર્ય્યવર્તવાશી–અને પરખંડવાસી, વિદ્વાનોએ અનેક નામો યોજેલા હોવાથી (રીલીજીયન, તરીકા, મજહબ ઇત્યાદિ પ્રકારના નામોથી ) તે વિવાદમય જેવાં દેખાય છે.

ધર્મસ્વરૂપ—માટે બાદરાયણાચાર્યનું કથન છે કે—

अहं वेद्मि शुकोवेति, संजयो वेत्तिवानवा, तर्कोऽप्रतिष्ठ श्रुतयोर्विभिन्नाः ॥ श्रुतिर्विभिन्नाः स्मृतयोर्विभिन्ना, नैको-मुनिर्यस्य वच प्रमाणम् ॥ धर्मस्य तत्व निहितं गुहायां महाजना येनगतः सपन्थाः ॥ ઉપરોક્ત વચનાનુસાર ધર્મ સ્વરૂપ માટે કહેવું પડે છે. ધર્મ તત્ત્વગુહ્ય ને અચિન્ત્ય છે. એમ માની શીષ્ટ જનો ( મહાજનો નહિં પણ આત્મજ્ઞાનીઓ )ઓના માર્ગે વહન કરવું, એજ શ્રેયસ્કર છે. ધર્મ શબ્દનો શષ્ટિમાન્ય થતો અર્થ—

यस्माद् रति भूतानि ध्रियतप्रुत मात्मसेः।
धारणात्सर्व लोकस्य, तस्माद्धर्म स उच्यते ॥

જે કારણ સર્વ પ્રાણિઓને ધારણ કરે છે. અને શુદ્ધ ચિત્તવાળાથી ધારણ કરાય છે. એ કારણ સર્વ લોકને ધારણ કરવાવાળુ હોવાથી, તે ધર્મ કહેવાય છે.

ઉપરોકત પ્રમાણોથી, ધર્મ શબ્દનો પ્રચાર, બે પ્રકારના વાચ્યાર્થથી કરેલો છે અર્થાત્ સનાતન વેદાંત તત્ત્વજ્ઞાનના પૂર્વકાંડ, અને ઉત્તરકાંડ, જે પ્રવૃતિ લક્ષણ ધર્મ અને નિવૃત્તિ લક્ષણ ધર્મ છે, તેનુંજ દિગ્દર્શન, ધર્મ શબ્દથી થાય છે. આમાં ધર્મનું મુખ્ય લક્ષણ, પ્રવૃત્તિ લક્ષણ ધર્મ. નેજ ઘટાવવું યોગ્ય ઠરે છે. કારણ સર્વ દેશના સર્વ ધર્મોમાં, એ કર્તવ્ય રૂપ સમજાય છે. તેમ વિશેષ રૂપથી બ્રાહ્મણાદિ ભિન્ન, ભિન્ન ધર્મમાં પણ એ સર્વ વ્યાપક રહે છે. તેમ એને છોડી વિશેષ ધર્મ ( નિવૃત્તિ લક્ષણ ધર્મ ) પણ કોઇને ફળદાયી થતો નથી પણ એ વિશેષ ધર્મની અપેક્ષા વીના સર્વને હીતકારી બને છે. એથી જે પ્રવૃત્તિ લક્ષણ ધર્મને સર્વ વ્યાપાક સ્વરૂપ સનાતન ધર્મ કહેવો યોગ્ય ઠરે છે.

ધર્મનું મૂળ પ્રવૃત્તિ છે. પ્રવૃત્તિ શાસ્ત્ર પૂર્વ મીમાંસા છે. એમાં ધર્મનું લક્ષણ. ચોદના લક્ષણોऽર્થો ધર્મ. ( અ. ૧ पा. १ सूत्र २१) જ્યાં વેદ પ્રણિત પ્રવર્ત્તક વચન હોય ત્યાં જે આજ્ઞાધારણ વા સહચારીત કર્ત્તવ્યતા પ્રાપ્ત થાય

છે. તેનું નામ ધર્મ, અથવા શ્રુતિ સ્મૃતિમાં જે કાંઇ કરવાની આજ્ઞા તે ધર્મ.

ઉપરોક્ત ધર્માર્થમાં, મનુષ્યનું ન્યાયને સદાચાર લક્ષણવાળું કર્ત્તવ્ય, તે ધર્મ કહ્યો છે એમાં સામાન્ય વિચારે જોતાં એ ધર્મના અર્થમાં ઘણા વિષયો સમાયલા છે. અર્થાત્ બહુ પ્રકારની કર્ત્તવ્યતાનો સમાવેશ થાય છે જેવાં કે મનુષ્યના જન્મથી બાળ યુવા અને વૃદ્ધાવસ્થા સુધીના અગત્યના કર્ત્તવ્યકર્મો તેમ મનુષ્યના દેવો પ્રતિના મનુષ્યનામનુષ્ય પ્રતિના ગૃહકુટંબ ગામ, દેશ, રાષ્ટ પ્રતિના, દરેક પ્રાણી પ્રતિના; કર્ત્તવ્ય કર્મોની એ અર્થમાં સમાવેશ થાય છે એથી જેના આશ્રયથી મનુષ્યો નીચ પશુતુલ્ય ન થઇ જતાં ઉચ્ચત્તર રહી સુખ પૂર્વક ભવસાગર તરી શકે છે. તેજ ન્યાય તે સદાચાર લક્ષણવાળો ધર્મ છે.

પ્રવૃત્તિ લક્ષણ ધર્મમાં—નિવૃત્તિ ધર્મનું દર્શન થાય છે. ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર, બેવિભાગ આ ધર્મમાં દર્શાય છે.

અર્થશાસ્ત્ર (જેમાં ગર્ભાધાન, જન્મ, નામ કરણ આદિ સંસ્કારો, વ્યવહારો, તંન, ધન પ્રાપ્તિના સાધનો વીગેરે છે. તે)ના નિયમો, દેશ કાળજન સ્થિતિ અનુસાર હોય છે. એથી એ નિયમો સર્વ ધર્મમાં પૃથકતા રૂપે દેખાય છે. પણ ધર્મશાસ્ત્ર (જેમાં સત્યવિદ્યા, ઇંદ્રિયોના સંયમ પરોપ-

કાર, પવિત્રતાદી સદ્દગુણો પ્રાપ્તિના નિયમો, ઈશ્વરનું આરાધન ઇત્યાદિ છે. તે)ના નિયમો ( ધૃતિક્ષમા ) લક્ષણો ન્યૂનાધિક રીતે વિશ્વના સર્વ ધર્મોમાં કર્ત્તવ્યરૂપ, મનાય છે.

એ રીતે ઉભય વિભાગ જોતાં, પ્રવૃત્તિ લક્ષણ ધર્મને સર્વ વ્યાપક ધર્મ એવું નામ યોગ્ય ઠરે છે.

જેથી પ્રવૃત્તિ લક્ષણ ધર્મ વિભાગ સાધનથી આ લોક, પરલોકના ધર્મને જાણી. ઇશ્વરી જ્ઞાનાનંદ સુખમાં મગ્ન થવા આકાંક્ષા રાખી તેની પ્રાપ્તિ માટે, તેમના શાસનને જાણી વિવિધ કામના, સુખ ભોગ, અર્થની પ્રવૃત્તિ કરવી અર્થાત્ કર્મ કરતાં રહેવું, એ પ્રવૃત્તિ લક્ષણ ધર્મ છે. એનાથી ફળરૂપ, વેદાન્તના અંતિમ લક્ષ્યની પ્રાપ્તિ કરાવનારો પરમ શીરોમણી ધર્મ, નિવૃત્તિ લક્ષણ ધર્મ પ્રાપ્ત થાય છે. અને તેથી અભ્યુદય નિશ્રેયસ્સની સિદ્ધી મળે છે એ રીતે આધ્યાત્મિક, આધિ દૈવિક, આધિભૌતિક ત્રણ પ્રકારે, વેદમાં નીરૂપણ કરાયલા ધર્મ, તન, મન, ધનની શ્રેય સંપતિ પ્રાપ્તિના, સાધન, સાધ્યરૂપ, બે વિભાગથી દર્શાવેલ છે. તે ધર્મરૂપ કલ્પવૃક્ષ એક છે. એવું ધર્મશબ્દ બે વાચ્યાર્થથી સૂચના કરી તેના એકત્વનો નિર્દેશ કરે છે.

ધર્મસ્વરૂપ કલ્પક્ષવૃના, પ્રવૃત્તિ, મૂળ ઉપર, ધર્મ થડ, અર્થ શાખા, અને કામરૂપ પત્રોનું દિગ્દર્શન થતાં,

તેના ઉપર નિવૃત્તિ રૂપ પુષ્પ, ખીલતાં, મોક્ષરૂપ ફળની પ્રાપ્તિ થાય છે.

શારાંશ—પ્રવૃત્તિ ધર્મમાં, પુષ્પ ફળ રૂપ નિવૃત્તિ ધર્મનો સમાવેશ થતો હોવાથી, ધર્મશબ્દથી, સર્વ વ્યાપક પ્રવૃત્તિ લક્ષણ ધર્મનો નિર્દેશ થાય છે. એમ કહેવું યોગ્ય ઠરે છે—

**સર્વ માન્ય ધર્મ સ્વરૂપ**—ધર્મનું અંતિમ લક્ષ્ય, અને જન પ્રવૃત્તિનું લક્ષ્યબિંદુ જોતાં એકજ છે—જે દુઃખ રહિત નિત્ય, સ્થાયિ સુખપ્રાપ્તિમાં સમાય છે. એ પ્રાપ્તિ કરાવનાર સાધન તે ધર્મ. અને એ માટેની પ્રવૃત્તિ ઇચ્છા કરનાર મનુષ્ય, જીવાત્માઓ છે.

ઉપરોક્ત સુખ પ્રાપ્તિની ઇચ્છા મનુષ્યથી આરંભી તે, પ્રાણી માત્રને હોય છે—કેટલાક અજ્ઞાને સ્ત્રી, ધન, પુત્ર, માન, કીર્તિ વીગેરે વિષયના સુખની, ઇચ્છા ધરાવે છે. પણ તે આખરે સ્થાયિ સુખરૂપ નથી, પરિણામે દુઃખદાયક છે. તેથી મનુષ્ય માત્રને કેવળ એજ ઇચ્છા છે. એમ કહી શકાય નહિં. પણ ઉપરોક્ત સ્થાયિ સુખ પ્રાપ્તિની ઇચ્છા છે, એમ કહેવું યોગ્ય છે. એ ઇચ્છા, સર્વને ફળે. ઇશ્વર-વાદી (ઉત્તર જન્મ અથવા ઇશ્વરના, આસ્તિત્વને માનના-રા)ને શાશ્વત, નિત્ય સ્થાયિ સુખ પ્રાપ્ત થાય, અને દુઃખ ન થાય એવી ઇચ્છા રહે છે. અને અનીશ્વરવાદી (જડવાદી,

પરલોક, પુનર્જન્મને નહિં માનનારા)ને પણ જીવન પર્યંત, શરીર, મન સુખી રહે, દુઃખી ન થવાય એવી ઇચ્છા હોય છે. એ રીતે પ્રાણિ માત્રને પણ તેની પાત્રતાનુસાર સુખેચ્છા રહે છે. એવી રીતે જાણે અજાણે, સર્વને એ લક્ષ્ય તરફ વહન કરતા જોઇએ છીએ.

એ સુખ પ્રાપ્તિના જે સાધન, તેને મનુષ્ય ધર્મ, કહેવો જોઇએ. ધર્મ એટલે-કુદરતી રીતે, સ્વાભાવિક રીતે પણ સર્વને કબુલ કરવો પડે, અને વિશેષ ટહીએ તો, એક ફરજીયાત તરીકે સ્વીકારવો પડે છે, તે ધર્મ, ઈશ્વરી શાસન છે.

પ્રવૃત્તિ લક્ષણ ધર્મના, ગ્રંથ સમુહમાંના, સ્મૃત્યાદિ ગ્રંથોમાં જણાવેલા ધર્મ લક્ષણો; જેવાં કે મનુસ્મૃત્તિમાં, ધૃતિ ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇંદ્રિયનીગ્રહ, ધી, વિદ્યા, સત્ય, અક્રોધ, એ દશ ધર્મના લક્ષણો છે. (અન્ય સ્મૃતિ ગ્રંથોમાં જોતાં, ત્રીશ લક્ષણધર્મના છે. તે) સંસારના સર્વ મનુષ્યોને, સ્વીકારવા યોગ્ય છે. (સર્વ ધર્મમાં પણ એ લક્ષણનો સ્વીકાર થયેલો છે) કહાય; એ લક્ષણો સ્થાયી નહિં રહે કે; તેનુ પાલન ન બની શકે; પણ પાંચ મનુષ્ય કે, સભામાં રાજદ્વારમાં અગર કોઇ પણ કાર્યના સમર્થનમાં સમર્થને કે, અસમર્થને આસ્તિક, નાસ્તિક, ભાવે કે

અભાવે, ખરી વખતે સ્વીકારવા પડે છે. એવું વિચાર દૃષ્ટિથી જોતાં સ્પષ્ટ રીતે દર્શાય છે.

ઉપરોક્ત લક્ષણો ધર્મરૂપ કર્તવ્ય કર્મ હોવાથી, જંન પ્રવૃતિના હેતુભૂત હોવાથી, સર્વને તે માન્યરૂપ બને છે. સત્કર્મ વિદ્યા, વિવેકાદી વીના શરીરાદિનું વ્યવહારિક સુખ, પ્રાપ્ત થતું નથી. પણ સત્કર્મ વિદ્યા બુદ્ધિદ્વારાજ મનુષ્યને સત્યાશ્રય અને સુખ મળે છે, એજ હેતુભૂત, ઉપરોક્ત લક્ષણો હોવાથી, અર્થ, કામ અને મોક્ષ પ્રાપ્તિના સાધન એ સત્કર્મો ઠરે છે. અને એથી એજ ખરેખરો ધર્મ છે, એમ કહેવું વીશેષ સત્યતા ભરેલું છે.

સારાંશ—ઉપરોક્ત આશયોથી ધર્મ એટલે જંન પ્રવૃત્તિને, તત્ત્વચિંતવનના અંતિમ લક્ષે પહોંચાડનારા અબાધિત સત્કર્મો, અથવા જીવાત્માને, કર્તવ્ય, પ્રાપ્તવ્ય, અને જ્ઞાતવ્ય હોય, તેજ ધર્મ છે.

એ રીતે સર્વને સંમત થતો, સર્વ વ્યાપક ધર્મના આદેશો ધરાવતો, પ્રવૃત્તિ લક્ષણ ધર્મ, ધર્મ નામની પાત્રતા ધરાવે છે.

**નિવૃત્તિ લક્ષણ, ધર્મ**—વર્તમાન કાળમાં નિવૃત્તિ લક્ષણ ધર્મના અંતિમ લક્ષ્યને લઇને, તે લક્ષ્યના નામાનુસાર, વા ધર્મપ્રવર્તક નામાનુસાર, પૃથક, પૃથક નામના ધર્મોપ્રચલિત થયેલા છે. અને પૃથકતાથી અનેક ધર્મોના

અસ્તિત્વથી, સત્ય ધર્મના જીજ્ઞાસુઓના મનને અનેક પ્રકારની શંકાઓને પ્રગટાવી, શ્રદ્ધાને છીન્ન ભિન્ન કરે છે.

ઉપર મુજબના ધર્મને જુદા દર્શાવનારા ઉત્તરોથી સત્ય શોધકને અનેક પ્રકારની શંકાઓ ઉદ્ભવે છે.

આ અખિલ વિશ્વનો નિયંતા, માલિક, ઈશ્વર, મૂળ કારણ તે એક છે. એમ દરેક ધર્મમાં સ્વીકારે છે. જ્યારે ઈશ્વર એક છે, તો તે વિષેના ધર્મ પૃથક પૃથક કેમ હોઇ શકે?

ધર્મ એ ઈશ્વરી શાસન કાયદો છે. વિશ્વના સર્વ જીવો એક ઇશ્વરની પ્રજા છે, તો તેની આજ્ઞા રૂપ ધર્મ તે જૂદા જૂદા કેમ? ઇશ્વરને સર્વ સમાન છે તો એક ધર્મ પોતાનો અને બીજો ધર્મ પારકો એવો ભેદ કેમ હોઈ શકે?

ધર્મપ્રશ્ન—યથા, પ્રચલિત થતા જુદા જુદા સંપ્રદાય, પંથ, મતવાળાને, તમારો ધર્મ શો છે? આવો પ્રશ્ન પૂછતાં તેઓ તરતજ ઉત્તર આપશે કે, ભારતવર્ષીય આર્ય્ય કહેશે કે, હમારો વેદ ધર્મ, હિંદુ ધર્મ, શૈવ ધર્મ, વૈષ્ણવ ધર્મ, સ્માર્ત ધર્મ, કે શાકત ધર્મ. યૂરોપિયનો કહેશે કે કહેશે કે હમારો ક્રિશ્ચિયન ધર્મ, મોહમેદનો કહેશે કે હમારો ઇસલામ ધર્મ, પારસીઓ કહેશે કે જરથોસ્ત ધર્મ, યાહુદીઓ યાહુદી, જૈન જૈન, બૌદ્ધો બુદ્ધ ધર્મ, ઈત્યાદિ

ઉત્તરો આપી, એક બીજાથી જુદા જુદા ધર્મના છીએ એમ બતાવે છે.

ઇશ્વર સર્વ શક્તિમાન છે, અખિલ વિશ્વના, તે માલિક સત્તાધારક છે. તો તેની સત્તાની બહાર કોણ હોઇ શકે ? પોતાના ધર્મમાં માનેલા ઇશ્વરની આજ્ઞા જો, અન્ય ધર્મી ઉપર ન ચાલે તો, તે સર્વેશ્વર સત્તાધારક કેમ કહેવાય ? તેને ખંડિયા રાજાની સમાન સત્તાવાળો કેમ ન કહેવો ? જો જુદા જુદા ધર્મ હોય, તો તેના જુદા જુદા ઇશ્વર તે કેટલા ? તેની સત્તા કયા દેશમાં ? કયી પ્રજામાં ? કેટલી હદમાં હોઈ શકે ? ઇત્યાદિ શંકાઓનો ઉત્તર શો ?

ઉપરોક્ત પ્રમાણે ધર્મ શબ્દના ઉતરોથી શંકાને અવકાશ મળતાં, તે યથાર્થ રીતે નથી, એમજ કહેવું પડે છે. કારણ ધર્મ તો કુદરતી રીતે સ્વાભાવિક રીતે મનુષ્ય માત્રને તો શું, પણ વિશ્વમાં ચેતન, અચેતન, વસ્તુ માત્રને, સાધારણ રીતે સ્વીકારવો પડે છે. અને વિશેષ કહેતાં તો, તે ફરજીયાત તરીકે સૌને સ્વીકારવો પડે છે. પણ ઉપરોક્ત, ધર્મ પ્રશ્નના આપેલા ઉત્તરોમાં, જણાવેલા, સંપ્રદાય, પંથ, મત, નો સ્વીકાર થતો નથી. અર્થાત્ કોઇ માને, ને કોઇ ન માને એવું પ્રત્યક્ષ થાય છે. અને તેથી તેને, અમુક અમુક ધર્મ નામ આપવું, યથાર્થ નથી એવું સ્પષ્ટ થાય છે.

**એ ધર્મ શબ્દનો ઉપયોગ શા હેતુથી કરે છે ?**

દરેક ધર્મના અનુયાયીઓ પોત પોતાનાં માર્ગ, ધર્મમાં, ઇશ્વરી આજ્ઞા, ઇશ્વરી વિદ્યા રૂપે, પ્રમાણભૂત મનાતાં ધર્મ પુસ્તકો ( આર્ય્યઓ, વેદ વેદાંત, ક્રિશ્ચિયનો, બાઇબલ મોહમેદનો, કુરાન એલ્મે ઈલાહી, પારશીઓ, ઝીંદ અવસ્તા, ક્ષુમ, યાહુદી, તોરત, ઇંજીલ, બૌધ્ધો, ત્રિપિટક, જૈનો આગમ ઈત્યાદિ )માં જે મતો દર્શાવેલા છે. તેમાં તેમને શ્રદ્ધા, આસ્થા, હોવાથી, તેને ધર્મ કહે છે. એ રીતે ઇશ્વરમાં શ્રદ્ધાપૂર્વક આસ્થા, પ્રિતી, એવો ધર્મનો સંકોચિત અર્થ કરે છે.

ધર્મ શબ્દના સંકોચિત અર્થ માટે ધર્મના મૂળ સ્વરૂપનો સંકોચિત અર્થ જાણવાથી વધારે સ્પષ્ટ થશે.

ધર્મની આવશ્યકતા જન્મથી મરણ પર્યંત, અને મરણ પછી પણ જીવની સાથે સંબંધ રાખી રહે છે. આવી માન્યતા સર્વ ધર્મ ગ્રંથોમાં સ્વીકારેલી છે. જેથી ધર્મ પરમશ્રેય આપનાર ઉત્તમ સાહિત્ય સંગી છે.

ધર્મનું મૂળ—મનુષ્ય પ્રવૃત્તિ, એથી ધર્મનું મૂળ અને મુખ પ્રવૃત્તિમય મનુષ્યનાં અંતઃકરણમાં છે.

ધર્મનો સંગમ—ધર્મનો મેળાપ, મનુષ્ય ઇશ્વર પરાયણ થાય ત્યાં આગળ છે.

ઈત્યાદિ અર્થ કરતાં, ધર્મનો સંકોચિત અર્થ, કોઇ એક પરમેશ્વર, ઇષ્ટ પરમ છે, એમ માની, તેની પ્રીતિ પ્રાપ્તિ માટે, કોઇ પણ પ્રકારનો પ્રયત્ન કરાય તે ધર્મનું મૂળ મૂખ છે. અને જે ઇશ્વર છે, પરમ કે ઇષ્ટ છે. એમ માનવામાં વા તેમનો ભય, કે પ્રીતિ ધરવામાં, ભક્તિ કરવામાં, અથવા ગમે તે રૂપે, તેના વિષેના અંતઃકરણમાં ઉદ્દભવેલા દૃશ્ય અદૃશ્ય, સંસ્કાર હોય તેનું નામ ધર્મ છે.

એ પ્રકારના વીવીધ ધર્મનું મૂળ સર્વ ધર્મના મનુષ્યોમાં (એક જંગલીથી તે મહાજ્ઞાની સુધીનામાં) છે. અને સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં જણાશે કે નિખીલ પ્રાણિ માત્રનું વહન જાણે અજાણે પણ એજ દીશામાં છે.

એ ધર્મ મૂળ સાથે વિવિધ ધર્મ માર્ગમાં, થતા શ્રદ્ધા રૂપ ધર્મ શબ્દાર્થનું સંમેલન થતાં **ધર્મનો સંકોચિત ( સર્વને સંમત એવો ) અર્થ** કરતાં.

વ્યાવર્તક ઉપલક્ષણવાળો, અર્થાત્ પશ્વાદિથી મનુષ્ય શ્રેષ્ટતર છે, એમ પૃથકતા બતાવનાર લક્ષણવાળા કર્તવ્યથી, મનુષ્યના અંતઃકરણમાં, ઇશ્વર ઉપર ઉદ્દભવતિ સ્વાભાવિક શ્રેષ્ટત્તમ ભાવના, અથવા શ્રદ્ધાનું બીજ તે ધર્મ છે.

ઉપરોક્ત અર્થના મૂળવાળો, ધર્મ સર્વ મનુષ્યોમાં છે. અને એટલે સુધીના અર્થમાં, સર્વ ધર્મની એક વાકયતા થઇ શકે છે.

ઇશ્વરી બક્ષીસ શકિત. સમાન રીતે સર્વને અપા- યલી છે. માનશાસ્ત્રમાં દૃશ્ય વિશ્વના વસ્તુ માત્રનું જ્ઞાન કેવી રીતે થાય છે. આ વિષયનુ નીરૂપણ કરાયલું છે. તેમાં દૃશ્ય વસ્તુજ્ઞાન, ઇંદ્રિય સાધને ઇશ્વર દત્ત ભાષતી શકતી દ્વારા પ્રાપ્ત થઇ, બુદ્ધિમાં ભાવના શકિત ઇશ્વરદત્ત છે તેમાં જોડાય છે. અને એ ઉભય શકિતના સંમેલનથી દૃશ્ય વસ્તુનું જ્ઞાન થાય છે. આ શકિત અદૃશ્ય વસ્તુજ્ઞાનમાં અશક્ત છે.

( યતોવાચો નિવતતે અપ્રાપ્ય મનસાસહ. )

ઇશ્વરીય અદૃશ્ય વસ્તુ જ્ઞાન માટે, ત્રીજી શકિતની જરૂર હોવાથી, તે શકિત અંતઃકરણમાં, ધર્મ વાસના શકિત વા શ્રદ્ધા બીજરૂપે રહેલી છે ( અહીં શ્રદ્ધા શબ્દથી હમારા ધર્મ ગ્રંથોમાં લખેલું છે, કે ગુરૂએ કહેલું છે, કે યથાર્થ સમજ્યા વિના અંધવત્ માનેલું એવો ભાવાર્થ નથી.

ઉપરોક્ત શકિત સાધનોમાં જેમ બુદ્ધિને ઇંદ્રિય સાધ- નની જરૂર છે. તેમ વાસના શકિતને, ભાસના અને ભાવના, ઉભય શકિત સાધનોની જરૂર છે.

એ રીતે એ ( ભાસના, ભાવના, વાસના ) ત્રણે શકિત ઇશ્વર તરફથી, સર્વ મનુષ્યોમાં સમાન રીતે અપાયલી છે. અર્થાત્ બીજરૂપે એ શકિતઓ જગતનાં સર્વ મનુષ્યોમાં છે.

શકિત દ્વારા લાભ મેળવેલો ઇશ્વરી આ દેશ છે.

વિવેક યુકત બની પોતાની, ભાસના, અને ભાવના

શકિતની સહાયથી વાસના શકિતને ફળદ્રુપ કરી, પુરૂષાર્થ સંપાદન કરવો, એજ મનુષ્યને ઇશ્વરી ધર્મ આદેશ છે.

(પશુઓ વસ્તુને જોઇ શકે છે. પણ વિચાર કરી શકતા નથી. એથી તેમાં ભાસના શકિત છે. પણ બીજી શકિત ખીલવવાનું સાધન નથી. એજ અંતર મનુષ્યને પશ્વાદીમાં છે. (આહાર નિંદ્રાભય મૈથુનંચ સામાન્ય મેતત્ પશુ ભિઃનરાણાં.

સારાંશ શબ્દાદિ વિષયો ગ્રહણ કરવાની, અંતઃકરણની અહંતા, મમતા, સ્મરણ, સંકલ્પ, વિકલ્પ, નિશ્ચય કરવાની શકિત, સર્વ દેશના સર્વ મનુષ્યોની જુદી, જુદી નથી, અર્થાત્ એકજ છે. એ રીતે ધર્મવાસના જુદી નથી, પણ સર્વમાં સમાન અને મૂળથી છે. (આટલે સુધી ધર્મ કહીયે તો સર્વનો એકજ છે. અને ધર્મના નામથી જે ભેદ દેખાય છે, તે ભેદ ધર્મ માર્ગમાં છે.

**ધર્મ માર્ગ કયારે કહેવાય?** ધર્મવાસના શકિત, અંકુરિત થઇ પ્રગટ થાય ત્યાંથી તેનું નામ માર્ગ કહેવો યોગ્ય ઠરે છે. અર્થાત્ ઇંદ્રિય સાધનથી (ભાસના શકિતથી) બુદ્ધિ (ભાવના શકિત)નો પ્રકાશ કોઈક પ્રસંગ અને સાધનથી થાય છે. તેમ (વાસનાશકિત) શ્રદ્ધાનો પ્રકાશ ઉભય શકિતથી થાય છે. બુદ્ધિ કુતર્કોથી બગડે, અને ઇંદ્રિયો વિષયોથી બગડે છે. જેથી ઇંદ્રિયોને વિષયથી, શાસ્ત્ર કથિત

ઉપાયો આજની બુદ્ધિ બીજને વધારવા સાવચેતી રાખવી, વાસનાશકિતને પ્રફૂલિત કરવી. એ ધર્મ બીજ અંકુરિત ન્યૂનાધીક પણે પ્રગટ થાય છે તે મુજબ, ઇશ્વરી આજ્ઞા રૂપ ધર્મનું દર્શન કરાવનારા, જન શ્રદ્ધા, રૂચી વૈચિત્રતાના ભેદે વીવીધ માર્ગ રૂપે દેખાય છે. અને તેમાં દેશ, જન સમાજની, શિક્ષિત, અશિક્ષિત, વિદ્યા અને અવિદ્યા રૂપ અવસ્થાથી; તે ધર્મ માર્ગ પણ ઉજવળ, અધિક ન્યૂનાંગ સંપન્ન દેખાય છે.—અને ધર્મ સંબંધમાં જે પૃથકતા ઉચ્ચાય છે, તે પૃથકતા ધર્મમાં નહિં પણ ધર્મમાર્ગમાં છે.

સારાંશ—અખિલ ભૂમંડળના જનસમાજનો અને ધર્મનો મોટો નિગુઢ સંબંધ છે. જયાં જયાં મનુષ્ય છે, ત્યાં ત્યાં તેનો કોઇને કોઈ પણ ધર્મ, અવશ્ય છે. એ ધર્મના સંવર્ધન માટે સર્વ વિશ્વના, સર્વ શકિતમાન પીતા તરફથી સર્વને સમાન રીતે, ભાસના, ભાવના, વાસનાશકિતઓ અપીયેલી છે એ શકિતઓ દ્વારા વાસનાશકિત, ધર્મબીજ વા, શ્રદ્ધા (જન્મ જન્માન્તરોના ધર્મો ધર્મ, કર્મ દ્વારા પ્રાપ્ત કરેલા સંસ્કારો, તેજ સ્વભાવ સહ ત્રિગુણાત્મક દેહ સંબંધે વૃત્તિ રચાઈ તેના અનુરોધથી મન, વાસના ધારે, તે પ્રમાણે ક્રિયા કર્મ કરાય એથી ત્રિગુણાત્મક શ્રદ્ધા કહેવાય છે. પણ તે શ્રદ્ધા મૂળ સ્વરૂપમાં તો શુદ્ધ છે તેને) પ્રફૂલિત કરવી એવો સર્વ મનુષ્યને ઇશ્વરી આદેશ, ધર્મ

છે. (અહીં સુધી સર્વ ધર્મની એક વાક્યતા છે. જેથી ધર્મ-વિવાદો તજી, ધર્મ પાલન માટે તત્પર થવું, એજ કર્તવ્ય છે.

ધર્મ બીજ પ્રફૂલિત થઇ અંકુરીત કરેલાં. તેની જેવી ન્યુનાધિકતા રહે છે, તેવા સ્વરૂપથી જનવૃંદ વહે છે. અને તેથી તેના માર્ગ પણ વિવિધ રૂપે દૃષ્ટિગોચર થાય છે. યથા એક જંગલીના ચીથરીયા દેવથી આરંભી, જ્ઞાનીના સચ્ચિદાનંદ સ્વરૂપ ઇશ્વર સુધી તે શિખર રૂપે, વીવીધ, ધર્મ-માર્ગ રૂપે દેખાય છે.

એ રીતે સર્વનો પિતા એક છે. અને તેની આજ્ઞા રૂપ ધર્મ પણ એક છે. જે ભેદ દેખાય છે, તે ( મનુષ્ય કર્તવ્યાનુસાર ધર્મનું પાલન, ધર્મ બીજ પ્રગટાવી જે રીતે મનુષ્યે કરેલું; તે રીતે તેવા માર્ગનું, ગૃહણ થયેલું હોવાથીજ છે. અર્થાત્ ) ભેદ માર્ગમાં છે, વર્તમાન કાળમાં, પણ ધર્મમાં નથી. નિવૃત્તિ લક્ષણ ધર્મના લક્ષ્યને લઇને, જેમ, પૃથક, પૃથક ધર્મના ઉ-તરોથી પૃથકતાનું દર્શન કરાવે છે. એ પૃથકતા ધર્મમાં નહિ, પણ માર્ગમાં છે, એમ કહેવું વિશેષ સત્ય છે. જેથી ધર્મ કલેશને તજી, પરમેશ્વરની અતકર્ય શકિતની અકલિત, અકથ લીલાના દર્શન કરી આનંદિત થવું, એજ ઇશ્વરી આદેશનું. મનુષ્ય દેહમાં સંભવતુ કર્તવ્ય છે. એમાં સર્વ ઉન્નતિ છે.

**ધર્મ દર્શાવવા માટે યોજાતા સામાન્ય શબ્દો,** ધર્મનું સ્વરૂપ દર્શાવવા વીવીધ પ્રકારના વિશેષણો સ્વધર્મ શબ્દ સાથે યોજે, તેના સામાન્ય અર્થ.

**ધર્મ**—સૃષ્ટિ નિયમ વા, આત્માને અનુકૂળ, પરિણામે સુખ પ્રદ જન કર્તવ્ય તે. બીજી રીતે કુદરતી રીતે, સ્વાભાવિક રીતે, સર્વને સાધારણ રીતે, વા ફરજીયાત તરીકે, સ્વીકારવા પડે તે વિશ્વવ્યાપક નીયમો વા ઇશ્વરી આદેશો.

**સંપ્રદાય**—મૂળ પુરૂષને આરંભી, તે પરંપરાથી, શીષ્ટ, શાસ્ત્ર સંમત, માન્ય થઇ ચાલતી આવેલી રૂઢી, વા મંત્ર બોધ. જેમાં અપાય છે તે.

**પંથ**—અન્યના કહેવાથી, કથનથી, કે લેખપર વિશ્વાસ લાવી તે મુજબ ચાલવું તે.

**માર્ગ**—જે ચાલ્યો આવે તે, ( પંથ શદ્રશ )

**મત**—સ્વબુદ્ધિથી માની ચાલવું તે.

**રીલીજીયન, મજહબ, તરીકા**—આ સર્વનો સમાવેશ ધર્મમાં નહિં. પણ, પંથ, માર્ગમાં થાય છે.

**સાયન્સ**—પદાર્થ વિજ્ઞાન, દર્શન શાસ્ત્ર, પ્રત્યક્ષ સિદ્ધ રૂપ ઉપયોગ કયા પ્રકારથી કરાય, જેનાથી પમાય તે. ( ફિજીકલ સાયન્સ, કે મિસ્ટરી ) હીંદિમાં વિજ્ઞાન શાસ્ત્ર કહે છે.

ફિલોસોફી—તત્ત્વવિદ્યા, ધર્મવિદ્યા, આત્મવિદ્યા, જ્ઞાનની ચાહના. હીંદિમાં, વા આર્ય્યંઓ વેદાન્ત વિદ્યા, બ્રહ્મ વિદ્યા કહે છે. ( એમાં વિધાન, નિષેધ. પોઝીટીવ, ધ્રુવ, વા સુસબિત એમાં વિવાદ જેવું છે. )

**વીવીધ ધર્મના કહેવાતા અનુયાયીઓના; નામના વિશેષણોમાં, દર્શાતી સમાનતા.**

આર્ય—જે ઉત્તમ, ધર્મ, ગુણ કર્મવાળા, વેદાંન્તિ-યથાર્થ સત્ય તત્ત્વજ્ઞાનના અનુયાયી સ્માર્ત્ત, શ્રૌત-વેદ, આત્મ વિદ્યા, સત્ય બ્રહ્મવિદ્યા દ્વારા, જ્ઞાન કર્મના અનુયાયી. શૈવ-કલ્યાણમય, મંગળ સ્વરૂપ જ્યોતિ સ્વરૂપના ઉપાસક. વૈષ્ણવ-વ્યાપક સ્વરૂપ બ્રહ્મ વાસુદેવ રૂપ સર્વને, ઉપાસનારા, માનનારા. શાકત—શકિત અધિષ્ટાત્રીથી સર્વ, શકિત સ્વરૂપ બ્રહ્મને માનનારા ઉપાસક. ગણપત્ય—સર્વ ગણાના ઈશ, ધર્મ રૂપ ઇશ્વરના ઉપાસકો, સૌર જ્ઞાન પ્રકાશ, તેજ સ્વરૂપ પરબ્રહ્મના ઉપાસકો. બુદ્ધ સત્ય જ્ઞાન વૈરાગ્યથી મુકત થનારા. જૈન—કામાદિ રાગાદિ દોષ નિવર્ત માર્ગે વહેનારા. જીન રાગાદિ કામાદિ દોષથી મુકત જીવ. યાહુદિ—ઇશ્વરને માની બંદગી કરનારા ક્રિશ્ચિયન ઇશ્વરની મદદથી ફતેહ મેળવવા, પ્રાર્થના કરનારા. મોહમેદન ઈમાન, નિશ્ચય દઢ, બંદગી કરનારા, પારસી-ઇશ્વરી શકિત સહાયથી મદદથી ઇશ્વરને મળનારા—

અષ્ટમ. — વિશ્રામ.

# વેદાન્ત ધર્મ અને અન્ય ધર્મ સ્વરૂપ નિરિક્ષણ.

વેદાન્ત ધર્મનો મૂળ પાયો—વેદ વિદ ધાત્વાર્થ જાણવું એવો થાય છે. એ ઉપરથી વેદ શબ્દ થયો છે. એ ઈશ્વર પ્રણિત, અનાદિ ને અનંત છે સ્વતઃ પ્રમાણુ રૂપ હોવાથી, એને પ્રમાણરૂપ ઠરાવનાર કોઇ બીજો પ્રમાતા નથી. ઇશ્વર પણ વેદોનું પ્રમાણુ નથી. ઉલટા વેદોજ ઇશ્વરના પ્રમાણુ સ્વરૂપ છે. કારણુ તે અનાદિ અને અનંત, ઇશ્વરના જ્ઞાન સ્વરૂપ છે. જે કદિ રચાયા નથી. અનાદિ કાળથી તેનું અસ્તિત્વ હોવાથી અનાદિ છે.

યથા જડ ચેનનાત્મક સૃષ્ટિ, અનાદિને અનંત છે. એવીજ રીતે ઇશ્વરનું જ્ઞાન પણ અનાદિને અનંત છે. એજ ઇશ્વરીય જ્ઞાન તેજ વેદ છે.

વેદાન્ત—વેદરૂપ ઇશ્વરીય જ્ઞાનથી, પ્રાચિન કાળમાં મહાન્ પુરૂષોએ, જે શાશ્વત તત્વોનો સાક્ષાત્કાર કર્યો છે. તેનો નિર્દેષ જેમાં કરાયલો છે તેજ વેદાંત છે.

ઇત્યાદિથી વેદ એ ઇશ્વરીય જ્ઞાનનું આદ્ય, સર્વથી પ્રાચિનત્તમ સાહિત્ય છે. એ વિસ્તૃત સાહિત્ય રૂપ વૃક્ષનું

મનોહર સર્વોત્તમ પુષ્પ વેદાન્ત છે. એમાંથી ઉદ્દભવેલ ફળ, તે વેદાન્ત ધર્મ છે.

**સારાંશ**—વેદાન્ત ધર્મ મૂળ અનાદિ, અનંત, અપૌરૂષેય, કોઈ પણ વિશિષ્ટ વ્યક્તિના વિચાર, વચન, કે જીવન સાથે સંબંધ રાખતો નથી. પણ વિશ્વ પ્રકૃતિના મહાન સત્યો જીવાત્માને, પરમ સ્વરૂપ દર્શક સનાતન તત્ત્વના દિવ્ય સિદ્ધાંતોના સમૂહ રૂપ છે.

**અન્ય ધર્મોના મૂળ**—વેદાન્ત ધર્મ સિવાયના જગતના બીજા સર્વ ધર્મો ( બૌધ ધર્મ, અને તે પછીના જે ધર્મો ઉત્પન્ન થયેલા છે તે ) જોતાં, તે પોતપોતાનાં માનેલા અવતારી, કે સાકાર ઇશ્વરના, દિવ્ય સાકાર પુરૂષોના, દેવ દૂતોના, કે ઇશ્વરે મોકલેલા પેગામ, ખાસ સંદેશા લાવનાર આત્મા (પેગમ્બર)ના વચનો રૂપે, પોતાને માટે થયેલી દેવ વાણી તરીકે, પોત પોતાનાં ધર્મ પુસ્તકોમાં છે, એમ મનાય છે.

તેમ પોતાનાં મુખ્ય ધર્મ પ્રવર્તક, વા ધર્મ સંસ્થાપકોના જીવન સાથે ગાઢ સંબંધ ધરાવે છે. અર્થાત્ એ ધર્મોના સિદ્ધાંતો,, શિક્ષણ, અનુષ્ઠાન પદ્ધતિ, આચાર, વિચારને તેનું નૈતિક ધોરણ, વાક્ય પ્રમાણરૂપ દેવ, ઇશ્વરવાણી વા માંત્રિક શક્તિ જેટલી મહત્તાવાળી છે. તે તે એ ધર્મના અનુયાયીઓમાં મનાય છે. એથી એ ધર્મ પ્રવર્ત્તકના જીવન

વૃત્ત અને ઐતિહાસીક પ્રમાણો ઉપર એ ધર્મના સઘળા સિદ્ધાંત સૂત્રો છે. અને તેના જીવન વૃત પ્રસંગના વચનો તે ધર્મના મૂખ્ય પાયા રૂપ છે.

**સારાંશ**—ઉપરોકત રીતે, હરેક ધર્મ, એક એક વ્યકિતથી; મહાત્માથી પ્રવર્ત્ત થયેલા છે. તેમના તરફનો પૂજયભાવ, તે મત પ્રતિ પૂજયભાવ એ ધર્મનો આત્મા છે એમ ઠરે છે. અને ઐતિહાસિકત્ત્વ વડે હમારા ધર્મના પાયા મજબુત છે, એમ એ હરેક ધર્મના અનુયાયીઓ સમજે છે. પણ આ સમજણ અમુક વિશિષ્ટ વ્યકિતના ઐતિહાસિકત્વ સાથે સંબંધવાળી ધર્મની ચણેલી ઇમારત, નીર્બળ અને ડગમગતી છે. એવું આ વર્તમાન કાળમાં, નિર્દેશ થયેલું છે. અર્થાત્ ધર્મના મૂળ પ્રવર્ત્તકનું ઐતિહાસિકત્વ સાબિત ન થાય, તો તે ઉપર ચણેલી ધર્મની ઇમારત જમીનદોસ્ત થતી જણાઇ છે.

આજ સુધીમાં ચાલી રહેલ ઇતિહાસ સંશોધન અને વિજ્ઞાન શાસ્ત્રના પરિણામે, ઘણા પ્રસંગો, અસંભવિત, વા મિથ્યા જણાયા છે. અને મૂળ પ્રવર્ત્તકના જીવનની અડધી ઘટનાને કલ્પીત સમજીને લોકો વિશ્વાસ રાખતા નથી. બાકીનાને વિદ્વાનો, સંદેહ ભરી નજરથી જુવે છે. એથીજ તેમવા કહેવાતા ઐતિહાસિક પરિણામો ઉપર ચણેલી ધર્મની ઇમારત, સંપૂર્ણ રીતે ઉન્મૂલન થવા લગડગી રહેલી છે.

એથી જે ધર્મોના સત્યોનો, એક માત્ર આધાર અમુક મહા-પુરૂષના મુખમાંથી, તે નીકળ્યા હતા એટલોજ છે. તે બધા નિરાધાર થઈ, ઉડયા છે. અને ઉડવા લાગ્યા છે. અને એથીજ સુધરેલા દેશ, સમાજમાં, અશ્રદ્ધા જડવાદ, અને નાસ્તિકતા ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી જણાય છે.

ઉપરોકત રીતે—અન્ય ધર્મના પાયા ડગડગતી સ્થીતિમાં દર્શન આપે છે. ત્યારે સનાતન વેદાંત ધર્મ સત્ય દિવ્ય અપૌરૂષેય સિદ્ધાંતોથી અડગ રહી વિશ્વમાં અનાદિ કાળથી પ્રકાશ આપી રહ્યો છે.

**વેદાંત ધર્મ સંરક્ષક દિવ્ય વિભુતિઓ**—ઇશ્વરી અવતારો, ઋષિ મુનિવરો, મહાન પુરૂષો, આચાર્ય ગુરૂઓ ઇત્યાદિ, દિવ્ય વિભુતિઓના અદભૂત ચરીત્રો બોધો ઇત્યાદિથી, સનાતન ધર્મનું સંરક્ષણ થાય છે.

વેદાંત ધર્મમાં ઇશ્વરીભાવનાને સાકાર રૂપે, તેમ નિરાકાર રૂપે સ્વીકારેલી છે. પણ તેમાં ધર્મનાં અંગો પ્રત્યાંગો પણ છેકજ નિર્ગુણ ત્રિકાલ બાધિત સત્ય સિદ્ધાંતોના સાહિત્યમાંથી યોજેલા હોવાથી, કોઇ પણ વ્યકિત વિશેષના, જીવન, કે વચન ઉપર લેશ પણ આધાર નથી. છતાં એ ધર્મ ક્ષેત્રમાં અનંત અવતારો, મહાપુરૂષો ઇત્યાદિ મહાન્ વિભુતિઓનું સ્થાન નજરે પડે છે. અને તેથી, સનાતન ધર્મ, એ દિવ્ય આત્માઓનું અદભૂત લીલાક્ષેત્ર

છે. એમ દૃષ્ટિગોચર થાય છે. અને ભવિષ્યમાં પણ એવી મહાન્ વિભુતિઓને સ્થાન મળવાનું સૂચન, મહાન્ ઇશ્વરી અવતારથી થયેલું છે. ( यदायदाहि धर्मस्यग्लानिर्भवति भारत ઇત્યાદિ ભ. ગીતા ) તેમ એવા અવતારો ( अवतारोह्य संख्यया શ્રી ભાગવત ) અસંખ્ય છે, એવો પણ નિર્દેશ કરાયલો છે.

**વિભુતિઓદ્વારા ધર્મ સંરક્ષણ**—જ્યારે જ્યારે ધર્મ સંરક્ષણની, ધર્મ વિસ્મરણ થતાં તેના સ્મરણ કરાવવાની આવશ્યકતા જણાય છે. ત્યારે ત્યારે, ઇશ્વરી મહાન્ અવતારો, મહાન વિભુતિ સ્વરૂપ આત્માઓ ઉદ્‌ભવે છે. આમાં આધ્યાત્મિક શકિતના પ્રકટીકરણ રૂપ વેદાન્તના નૈત્તક સિદ્ધાંન્તોને, સ્વ ચરિત્રથી દર્શાવનારા, અનુભવનારા, સમજી, સમજાવનારા, દિવ્ય પ્રકાશે પ્રજાના જીવનમાં વિકાસ કરી શકે એવા સર્વ ઇશ્વરી અવતારો સહ મહાન વિભુતિ સ્વરૂપો (ઋષિ, મુનિ, આચાર્ય ગુરૂ, ભકત, સંત આદી સર્વ) નો સમાવેશ એમાં થાય છે.

એ રીતે સર્વને ધર્મક્ષેત્રમાં સ્થાન અપાયલું છે. છતાં તેમના કોઇ પ્રસંગ, કે કાવ્ય ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ ન થાય, તો પણ ધર્મને કાંઇ હાનિ કે ન્યૂનતા થતી નથી. કારણ, ધર્મ સિદ્ધાંન્તો નિર્ગુણ ત્રિકાળાબાધિત સત્ય સાહિત્યમાંથી યોજાયલા છે. ફકત એ પવિત્ર મહાન આત્માના

ચારિત્ર્યો, સનાતન સત્યોના જીવંત ઉદાહરણ રૂપ, આધ્યાત્મિક શકિતના પ્રકટીકરણ રૂપ, તત્ત્વસિદ્ધાંતોના સાક્ષાત્પ્રતિમૂર્તિ રૂપ હોવાથીજ; વેદાન્ત ધર્મના ઉત્તેજક અને સંરક્ષક રૂપ મનાય છે. અર્થાત્ તત્ત્વનીજ મહત્તા સ્વીકારાય છે. જો એ તત્ત્વોના, શાશ્વત તત્વ સિદ્ધાંતોના ઉદાહરણ રૂપ હોય, ત્યાં સુધીજ હિત કર્તા લેખાય છે. અને હેતુથીજ મહાન વિભુતિ સ્વરૂપોની ઉપાસનાની છુટ ધર્મમાં અપાયલી છે. એ અવતારી વિભુતિ સ્વરૂપોની ઉપાસનાની છુટ, એવી વિશાળ છે કે, સનાતન વેદાન્ત ધર્માનુયાયીઓને કોઈ પણ દેશના અવતારી સ્વરૂપોને પૂજવાનાં દ્વાર ખુલ્લાં કરે છે યથા.

यद्यद्विभुति मत्सत्वं श्रीमदूर्जितत मेववा ।
तत्तदेवा व गच्छत्वं ममतेजोंऽशसंभवम् ॥

(શ્રી ભ ગીતા ૧૦–૪૧) જે જે સત્ય વિભૂતિવાળું, સૌંદર્યરૂપ, અને ઉત્કર્ષયુકત હોય તે, સઘળું, સત્ય મારા તેજના અંશથી ઉત્પન્ન થયેલું છે. આ શ્રીમુખ વાકય અર્જુનને કહેલું છે. જો એનો વિસ્તૃત અર્થ કરાય તો, એ વાકય, કોઇ પણ બાહ્યઆત્મા, કોઈ પણ અસાધારણ તેમ અલૌકિક આધ્યાત્મિક શકિતનું પ્રકટીકરણ કરતો હોય, તે પણ મારા અંશથીજ છે. એની ઉત્પત્તિનું સ્થાન હું છું. અર્થાત્ મારોજ નિવાસ છે. એ વિસ્તૃત પણે સર્વ

દેશના મહાપુરૂષોની ઉપાસનાની છુટ આપી સનાતન વેદાંતધર્મ વિશ્વવ્યાપક, સર્વનો સાધારણ ધર્મ છે. સર્વ ધર્મનો સંગ્રાહક છે, એમ સ્પષ્ટ કરે છે.

**અવતારી ઇશ્વરીસ્વરૂપોમાં ઇષ્ટ ભાવનાની છુટ**—વેદાંત ધર્મના નિત્ય શાશ્વત તત્વોને ઇષ્ટમાં આધાભૂત રાખીને, દરેક વ્યક્તિને, એ ઇશ્વરી અવતારોમાંથી કોઇપણ એકનો સ્વીકાર કરી, સ્વધર્મ માર્ગ દર્શક ઇષ્ટ માનવાની, તેને વિશેષ ઉપાસનાનો વિષય બનાવવાની; ઇષ્ટ સર્વથી મહાન છે, મુખ્ય અવતાર રૂપ છે, સર્વથી અગ્રેસર છે, ઇત્યાદિ માનવાની, સંપૂર્ણ સ્વતંત્રતા વેદાન્ત ધર્મમાં અપાયેલી છે.

એ રીતે **સારાંશ**.

વેદાંત ધર્મમાં નિત્ય શાશ્વત તત્ત્વોના ઉદાહરણ રૂપ ઇશ્વરી અવતારો, મહાન વીભુતિ સ્વરૂપ આત્માઓને ધર્મના સંરક્ષક, ધર્મ સંસ્થાપક, ઉપદેશક તરીકે સ્થાન આપેલું છે.

ઉપરોકત રીતે, વેદાન્ત ધર્મના સંરક્ષક તરીકે સ્થાન આપી તેમની ઉપાસનાની છૂટ આપી છે. તેવીજ રીતે સર્વ દેશના, આધ્યાત્મિક શકિતનું પ્રકટીકરણ કરનારા મહાન્ આત્માઓને માટે પણ સ્થાન અપાયલું છે.

તેમ એ પવિત્ર ઇશ્વરી અવતારોમાં, નિત્ય શાશ્વત તત્ત્વોનો આધાર રાખીને, દરેક વ્યકિતને સ્વમાર્ગના દર્શક

તરીકે, એકજ અવતારિક ઇષ્ટની મહત્તા સાથે ઉપાસનાની સ્વતંત્રતા વેદાન્ત ધર્મમાં અપાયલી છે.

અન્ય ધર્મ માર્ગોમાં—માર્ગ ધર્મ પ્રવર્ત્તક એક વ્યકિત, તરફનો પૂંજ્ય ભાવ, ધર્મનો આત્મા બની ઐતિહાસિકત્વથી ધર્મની ઇમારત ચણેલી છે. અને તે ધર્મ પ્રવર્ત્તકને મળેલ શાસ્ત્ર પ્રમાણુ રૂપ મનાય છે. જૂદા જૂદા પેગમ્બરો વિધિ નિષેધમાં પણ તફાવત, ખરૂં અને પુરૂં શાસ્ત્ર પોતાનું એવો સ્વમતાગ્રહ, એથી અન્ય બીજા, પરસ્પર સાથેના વર્તનમાં વિરોધનું દર્શન થાય છે.

ધર્મને દ્રઢાવવા, ફીરસ્તા, સેંટોના, સૂફી, ઓલિયા પીર ફકીરોના ચરિત્રોના ગ્રંથો છે. અવતારોની વાત નથી.

સારાંશ—વેદાંત ધર્મ વિશ્વના આધ્યાત્મિક શકિતના પ્રગટ કરનાર મહાન્ આત્માનો સંગ્રાહ્ય બને છે. ત્યારે અન્ય ધર્મ સ્વમતોગ્રાહી બને છે.

વેદાન્ત ધર્મમાં, મહાન આત્માઓના દિવ્યચારિત્રોનું દર્શન થાય છે. એટલા ચરીત્રો અન્ય ધર્મમાં નથી.

## "વેદાન્ત ધર્મ, માં રીલીજીયન, સાયન્સ, અને ફિલોસોફીનું સંમેલન."

આર્ય્ય ધર્મગ્રંથ સમુહમાં જોતાં, ભૂગોળ, ખગોળ, વસ્તુના ધર્માધર્મને દર્શાવનારી, જન દૃષ્ટિના મૂળથી અંતિમ લક્ષ્ય પહોંચતા સુધીમાં, સુખ, સ્મૃદ્ધિની પૂર્ણતા,ના વ્ય-

વહુારાદિ કર્મોના ભાનને આપનારી વીદ્યાઓનો સમાવેશ કરાયલો છે, તેમ, વર્તમાનકાળમાં દર્શન આપતી, રીલીજીયન સાયન્સ અને ફીલોસોફી વીદ્યાનો પણ તેમાં સમાવેશ થયેલો છે. વેદાન્ત ધર્મમાં, ધર્મ, અર્થ કામ, અને મોક્ષ એ પુરૂષાર્થ છે- એમાં રીલીજીયન, સાયન્સ, અને ફીલોસોફીનો સમાવેશ થાય છે. એમાં વિશેષ દૃષ્ટિ, ધર્મ અને પરમ પુરૂષાર્થ મોક્ષ પર. અધ્યાત્મક વિદ્યા પર, રાખી, એની પ્રાપ્તિની હદ સુધી સાયન્સપર દૃષ્ટિ રાખેલી જણાય છે. અર્થાત્ વિજ્ઞાન-અર્થશાસ્ત્ર સાયન્સપર વધારે દૃષ્ટિ રહેલી નથી. એ રીતે ત્રણેનું મૂળ આર્ય્યધર્મમાં છે.

ધર્મનો વિષય—રીલીજીયન-ભાવના છે જીવ, ચેતન શરીરથી ભિન્ન છે. એ ભાવનાને લઇ તે માટે તેના પૃથક કરણોમાં પ્રયત્ન થયો, અને શરીરની શોધ કરાઇ, તેમાંથી ભૌતિક રશાયણીય મિશ્રણ-(યંત્રકળા) મળી, જેનાથી તેના તત્ત્વોની શોધ દ્વારા, અનેક ઉપયોગ થવા શરૂ થયા.

સાયન્સનો વિષય—એલીમેટ, જેનો ઉપયોગ કરવો, તેના મૂળમાં શું છે? તેના ઉપર દૃષ્ટિ રાખી, તેનુંજ ધ્યાન વર્ણન કરવું, એ સાયન્સનો વિષય છે.

ફિલોસોફીનો વિષય—મૂળતત્ત્વને શોધી દરેક વસ્તુનાં મૂળમાં-ઉપદેશક. કોઇ સર્વજ્ઞ એક છે. એવું પતિપાદન કરવું. એ વિષય ફિલોસોફીનો છે.

**સાયન્સનો શોધ**—પહેલો ઉપયોગ, યૂરોપ, અમેરિકામાં વિશેષ થયેલો છે. એવો અન્ય પ્રજામાં નથી. ફિલોસોફી અધ્યાત્મિક વિદ્યા છે.

સાયન્સ અને ફિલોસોફીના સિદ્ધાંતોમાં સમાનતા છે. આર્ય્ય ધર્મગ્રંથોમાં, સાયન્સ પર વિશેષ દૃષ્ટિ રહેલી નથી. પણ વેદાન્ત ગ્રંથો એવા પ્રકારના છે કે, તેના યથાર્થ શિક્ષણ તેના ઉત્તમ ઉપદેશોની, ધર્મવિચારો અને તત્ત્વસિદ્ધાંતોની, આધુનીક સમયમાં થતી શાસ્ત્રીય શોધો અને વિજ્ઞાન (સાયન્સ)ના વિકાશથી, બાહ્યપ્રકૃતિના ગુણ, સ્વભાવ રૂપે જે જે પરિણામો પ્રાપ્ત થયાં છે, તેની સાથે સંપૂર્ણ સમાનતા દૃષ્ટિગોચર થાય છે. અર્થાત્ શાસ્ત્રીય શોધો, અને વિજ્ઞાનના નવીન નિયમ રૂપે જે જે પ્રાકૃતિક સિદ્ધાંતો છે, તે બરોબર બંધબેસ્તા થઇ પડે છે.

યથા—વર્તમાન કાળમાં, પ્રાશ્ચિમાત્ય વિજ્ઞાનશાસ્ત્રે પ્રગટ કર્યું છે કે-હું, તમે, સૂર્ય ચંદ્રાદિ દૃશ્ય વસ્તુ માત્ર, સમષ્ટિ રૂપી એકજ અપરિમિત સાગરનાં નાનાં મોટાં મોજાઓ છે.

ઉપરોકત સિદ્ધાંત, આર્ય્ય માનવશાસ્ત્રે હજારો વર્ષોની પૂર્વથી જાહેર કરેલો છે, તેવોજ છે. એનાથી પણ આગળ વધીને વેદાન્તે તો સ્પષ્ટ જાહેર કર્યું છે કે, દૃષ્યમાન થતા સર્વ જડ પદાર્થોની પાછળ સત્તા રૂપે જે રહેલું છે, તે

મહાન તત્ત્વ એકજ છે. અને તે પીંડે પણ છે ( પીંડે તે બ્રહ્માંડે ) આ શોધમાં સાયન્સ, ચેતન ભાગ પર હજુ પહોંચ્યું નથી.

એ રીતે ફિલોસોફી ( વેદાંત, અધ્યાત્મિક વિદ્યા ) અને સાયન્સ ( વિજ્ઞાન )ના સિદ્ધાંતોમાં અસમાનતા છે.

ઉભયમાં અસમાનતા—પણ છે તે એવી છે કે સાયન્સ–પોતાના સિદ્ધાંતોને જડતત્ત્વની શકિત રૂપે સ્વીકારે છે.

વેદાન્ત—સર્વના અધિષ્ઠાન રૂપે, એક માત્ર, આધ્યાત્મિક શકિત, તત્વને કારણરૂપે દર્શાવે છે.

ઉપરોકત રીતે તફાવત છે. એથી એવું સમજાય છે કે, આધુનિક જડવાદના શાસ્ત્રીય સિદ્ધાંતો, વેદાન્તના ધાર્મિક સિદ્ધાંતોની સાથે સંગતિ અને સમાનતાવાળા સિદ્ધાંતો તરીકે કહી શકે છે. તે ઉભય જો, પરસ્પરનાં સિદ્ધાંતોને સંગતિ, સમાનતાવાળા સ્વીકારે તો, આધ્યાત્મિક ક્ષેત્રમાં કાંઈપણ વીવાદ વીના, કાપકુપ વીના પ્રવેશ કરી શકે એવા છે. એ રીતે અસમાનતામાં પણ સમાનતાનું દર્શન થાય છે.

## વેદાંત ધર્મમાં વિવિધ લક્ષ્ય પ્રાપ્તિ માર્ગો અને તેમાં થતું વિવિધ ધર્મોનું દર્શન.

વેદાન્ત ગ્રંથોમાં कस्मिन्नु भगवो विज्ञातः सर्वमिदं

विज्ञातं भवति । એક એવો કયો પદાર્થ છે કે, જેને જા-
ણ્યાથી આ સર્વનું જ્ઞાન થાય છે. એ રીતે વિશ્વના બહુત્વની
અંદર એકત્વનું દર્શન કરવું. અર્થાત્ પરમ એકયતાનો
આવિષ્કાર કરવો, એવો મૂળ ઉદ્દેશ છે. આ લક્ષ્ય પ્રાપ્તિ
વા પરમ સત્યનો શોધ પ્રાચિન કાળથી થયેલો છે. એવા
સિદ્ધાંન્તો, એજ ગ્રંથોમાં પ્રત્યક્ષ છે. तत्त्वमसी, अयमात्मा
ब्रह्म, प्रज्ञानंद ब्रह्म, ब्रह्मास्मी. एक मेवाद्वितीयं ब्रह्म, सर्वं
खल्विदं ब्रह्म, ईशावास्य मिदः ઇત્યાદિ.

ઉપરોકત પ્રમાણોથી, મનુષ્યના તત્ત્વચિંતવનના અં-
તિમ લક્ષ્ય સુધીના પરીણામે પહોંચી, પૂર્ણ થયો છે.
જેથી એની આગળ કોઈપણ તત્ત્વચિંતકને આગળ વધવાનો,
બીલકુલ અવકાશ નથી; તો એ ધર્મને અપૂર્ણ કહી, પૂર્ણ
કરવા, નવીન તત્ત્વ શોધવાનો દાવો કરનાર, નવા પંથ,
માર્ગવાડા, કરનારા માટે શું સમજવું ?

વિવિધ લક્ષ્ય પ્રાપ્તિના માર્ગો ધર્મોનું દર્શન,
જીવાત્માના પૂર્ણત્તમ વિકાસ માટે, જીવાત્માની સર્વ અવ-
સ્થાઓમાં, વેદાન્ત ધર્મ ક્રમોન્નતિના ધર્મ, લક્ષ્યને સ્થાન
આપી, જીવન સ્વરૂપ બની, પૂર્ણતાનો દાવો કરે છે. તેમ
સર્વ ધર્મ માર્ગોના લક્ષ્ય સ્થાનથી સર્વ ધર્મ ધારણ કર-
નાર, અને પ્રાચિનતાથી સર્વ ધર્મનો મૂળરૂપ ઠરે છે.

યથા—જીવાત્માના પૂર્ણત્તમ વિકાસ માટે જીવાત્માની

નિતાન્ત માયાબદ્ધ જડ અવસ્થાથી આરંભી વિશુદ્ધ ચિન્મય અવસ્થાની પ્રાપ્તિ સુધીના સર્વ સોપાનોનો, ક્રમશઃ પ્રતિક્રમણ કરી, અર્થાત્ સર્વોચ્ચ અવસ્થા સુધી આરોહણ કરાવવાને. જીવાત્માના પ્રત્યેક અંશ સાથે મળીને, જીવાત્માના જીવનરૂપ બની, ક્રમોન્નતિ લાભ આપવાને જે ધર્મ તૈયાર છે; તેજ ધર્મ પૂર્ણ, શ્રેયદાયી કહી શકાય છે.

કારણ ધર્મ જ્યાં સૂધી જીવના જીવનરૂપ ન બને ત્યાં સુધી જીવન ધર્મમય, અને જીવ ધાર્મિક હોઈ શકતો નથી. પણ જો જીવની સર્વ અવસ્થાઓમાં જીવના પ્રત્યેક અંશ સાથે મળીને જે ધર્મ જીવનરૂપ બનતો હોય તો, તે દ્વારા, જીવનું કલ્યાણ થાય છે. અને તે ધર્મ, ખરો સંગી અને શ્રેયસ્કર પૂર્ણ કહી શકાય છે.

બાકી જે ધર્મ જીવનું જીવન રૂપ ન બનતાં, એકાદ લક્ષ્યને દર્શાવી દૂર થતો હોય, મુક બનતો હોય, તો તેને એક આગન્તુક આતિથ્ય સમાન નિવાસ કરનારોજ કહી શકાય અને એથી જીવનું, પૂર્ણ મંગળ કરી શકનારો પણ કહી શકાય નહિં. એથી તો, જડવાદી તે જડવાદી, કર્મી તે કર્મી, અને જ્ઞાની તે જ્ઞાનીજ રહે, અર્થાત્ તેના અનુયાયીઓ એકજ અવસ્થામાંજ રહે. અને ઉચ્ચ અવસ્થા જાણી શકે કે, પ્રાપ્ત કરી શકે નહિં. ઇત્યાદિથી તે ધર્મ માર્ગ પૂર્ણ પણ કહી શકાય નહિ.

**વિજ્ઞાન દ્રષ્ટિએ જોતાં,** જીવાત્માની પ્રથમ અવસ્થાથી આરંભી અંતિમ વિશુદ્ધ અવસ્થા સુધીના, મનુષ્ય સ્વભાવ, અને સુખેચ્છા અનુસાર ક્રમોન્નતિ કરવાના, **પાંચ, સોપાન,** વા ભેદ પડે છે.

આ લક્ષ્યરૂપ સોનાનો ભેદ, વૈજ્ઞાનિક ક્રમોન્નતિ પર સ્થાપિત કરેલા હોવાથી, આ વિશ્વમાં જેટલા પ્રચલિત થયેલા અને થનારા આસ્તિક તેમ નાસ્તિક ધર્મ માર્ગોના લક્ષ્યનો સમાવેશ થાય છે. એટલે સર્વ ધર્મ માર્ગો એમાં રહ્યા છે, અને રહેશે, એમ કહેવું પડે છે.

**એ લક્ષ્ય રૂપ સોપાનોનું દર્શન**—વિશ્વના પ્રચલિત, વેદાંત ધર્મ સિવાયના, ધર્મ માર્ગોમાં ન્યૂનાધિક રીતે, કોઇમાં એક, કોઇમાં બે, વા ત્રણ, એ રીતે દૃષ્ટિગોચર થાય છે. ત્યારે વેદાન્ત ધર્મમાં તો, તે સર્વનો સમાવેશ પ્રાચિન કાળથી થયેલો દૃષ્ટિગોચર થાય છે. એ રીતે સર્વથી પ્રાચિનત્તમ હોવાથી, સર્વના મૂળ રૂપ, અને સર્વ લક્ષ્ય ધર્મના સમાવેશથી જીવાત્માના જીવન રૂપ, સર્વ ધર્મનો ધારક, પૂર્ણ, વેદાન્ત ધર્મ છે. એમ નિર્વિવાદ પણે કોણ નહિં કહી શકશે ?

## પાંચ લક્ષ્ય સોપાનો-અંતરગત ધર્મ માર્ગોનું નીરીક્ષણ, જીવાત્માનું જડબલ વર્ધક લક્ષ્ય-ધર્મ.

આ ધર્મને દર્શાવનારા વેદાન્ત ધર્મ ગ્રંથોમાંના કાંઇક

પ્રમાણે—सूर्यः एकाकीचरति चंद्रमा जायते पुनः ॥ तदिदं तद्दृषिर्वामदेवः प्रति पेदे, अहं सूर्योभव, मनुरभवम् । अग्नि हिमस्य भेषजम् ॥ સૂર્ય દિવસમાં એકલો ગતિ કરે છે, તે સમય બીજા સર્વ ગ્રહો અદૃશ્ય હોય છે. ચંદ્ર પછી, સૂર્યના પ્રકાશથી રાત્રિમાં પ્રકાશિત હોય છે. આ વામદેવ ઋષિને જ્ઞાનદ્વારા પ્રાપ્ત થયું છે. હું સૂર્ય થયો હતો, હું મનુ થયો હતો. अग्निर्हिमस्य भेषजम् । અગ્નિ હિમનું ઔષધ છે.

ઇત્યાદિ સૂક્ષ્મ, શરીરનાં શકિતવર્ધક ઉદાહરણો વેદાંતમાં છે. તેમ જડ પદાર્થના સ્વરૂપનો નિર્ણય કરનારા વાકયો યજુર્વેદમાં છે. ધર્મનો આશય, આ ધર્મમાં, કોઈ માર્ગમાં, આ જડ શરીરની વૈજ્ઞાનિક શકિતને વધારવા માટે બળ આપે છે. અને કોઇ માર્ગમાં તો સ્થુળ શરીરથી અતિત; સૂક્ષ્મ દેહ, વા જ્યોતિમય વિધૂતીક શકિત, સમુદાયરૂપ દેહની ગુપ્ત શકિત સમુહને પ્રકાશ કરી વધારવાનો ઉપદેશ પ્રબોધે છે.

ધર્મ પ્રવૃત્તિ— વિવિધ દેશમાં, નાના પ્રકારના રૂપથી થયેલી દર્શાય છે. એ દેશમાં, અને બીજા દેશમાં, જેટલા પ્રકારના, તાંત્રિક, યાન્ત્રિક, મુદ્રાંકિન્ત યોગિક, ધર્મ મત પ્રચલિત છે, એ સર્વમાં આ ધર્મ અંતર્ગત થયેલો છે. ( થીઓસોફી, જીવના સુખ દુઃખ ધર્મ સાથે અધિક અંશે,

સ્વ અર્થ લે છે. એ સત્ય છે, પણ તેની ભૂમિકા આજ ધર્મમાં છે. )

**જીવાત્માનું સમસ્ત સુખ વર્દ્ધક લક્ષ્ય—ધર્મ**

(૨) આ ધર્મને દર્શાવનારા, વેદાન્ત ધર્મ ગ્રંથોમાનાં કાંઈક પ્રમાણો.

**मनोषिणः प्रभरद्धं मनीषांयथा यथा मत यासन्तिनृणां सत्यंवद, धर्मंचर, मातृदेवोभव, पितृदेवोभव, आचार्यदेवोभव यान्य स्माकंतुसुचरितानि तानि त्वयो पास्यानिनो इतराणि॥**

તમો બુદ્ધિમાન થઈ એવી બુદ્ધિ સંગ્રહ કરો કે, જેવી લોકોની પ્રકૃત્તિ હોય ઇત્યાદિ, જેમ પ્રકૃતિ સર્વને પ્રિય બનાવવાને, અને સર્વથી બુદ્ધિ વધારવાના પ્રમાણો છે. ( ઋગ્વેદ જુવો ) સત્ય બોલ, ધર્મ આદર, માતા દેવ હો. પીતાદેવ હો, આચાર્ય ગુરૂ દેવ હો, અર્થાત એઓાં દેવ સમાન ભકિત કરો. તેના સારા આચરણ ચરિત્રોનું આચરણ કરો. આ પ્રકારનાં નૈતિક બોધો તૈતરીયાદિ ઉપનિષદમાં છે.

આ નૌતક ધર્મ—જડ વિજ્ઞાનનો આશ્રય કરી, ઘણાંને પ્રિય થઇ પડયો છે.

આ ધર્મ અનિત્ય સુખ, નિત્ય સુખ. અને સુખદુઃખના શક લક્ષ્ય, ધર્મ, એ રીતે ત્રણેમાં સદભાવ રાખનારો છે. અને આ ધર્મ જયારે સ્વતંત્ર બને છે. ત્યારે એ—જડવાદ સ્થિરવાદ, સમાજવાદ, નામથી પણ ઓળખાય છે. તેમ આ

ધર્મની જીવની દરેક અવસ્થામાં, અનિત્ય સુખોદ્દેશક ધર્મને આશ્રે રહે છે. જેથી એ અનિત્ય સુખોદ્દેશક ધર્મરૂપ હોવાથી કોઇ, કોઇ અવસ્થામાં સમસ્ત સુખ વર્ધક હોઇ શકતો નથી. પણ સર્વ અવસ્થામાં, અનિત્ય સુખ વર્ધક ધર્મ તરીકે રહે છે.

કર્મકાંડ—અધિકાંશ રૂપથી, વા સમસ્ત સુખ વર્દ્ધક નૈતિક ધર્મમા આત્માની નિત્યતા નથી. જો કોઈ જીવાત્મા કાંઇ કર્મ કરે છે, તેનું ફળ સમસ્ત જીવ ભોગવે છે.

કોઇ કહે છે કે—શકિત આ ફળને પરિચાલિત કરે છે, કોઈ કહે છે કે—અદ્રષ્ટજ આ ફળને આપે છે,—કોઇ કહે છે કે—અપૂર્વ નામનું એક તત્ત્વ, આ ફળને જીવથી સંન્નિધ કરે છે.

આ ધર્મમા, જડવાદ, સ્થિરવાદ, સમાજવાદ, પ્રભૃતિ નાસ્તિક ધર્મ, સર્વનો સમાવેશ થાય છે. અર્થાત્ આ ધર્મ સર્વમાં અન્તર્ગત રહેલો છે.

(૩) જીવાત્માનું અનિત્ય સુખે દ્દેશક લક્ષ્ય પ્રાપ્તિ ધર્મ વેદાન્ત ધર્મ ગ્રંથોમાં, આ ધર્મના દર્શાતા કાંઈક પ્રમાણો.

अग्निष्टोमेन यजेत स्वर्गकाम ॥ या वज्जीव अग्निहोत्रं जुहुयात्, तद् एतत्सत्यं मन्त्रेषु कर्माणि कवयोयान्य पश्यन्, तानि त्रेतायां बहुधा सन्ततानि ॥ तान्या च रथनियतं सत्यकामः एषवः पन्थाः सुकृतस्य लोके: ॥ સ્વર્ગની કામના

કરનારા અગ્નિષ્ટોમ યજ્ઞ કરે, જ્યાં સુધી જીવીત રહે ત્યાં સુધી અગ્નિહોત્ર કરે. ઇત્યાદિ. બ્રાહ્મણાદી ઉપનિષદોમાં યજ્ઞ, યાગ ફળ, સ્વર્ગ પ્રાપ્તિનું વિધાન કરવાનું કહેલું છે.

કવિઓ, ઋષિઓ, એ જે વેદ મંત્રોમાં સર્વ કર્મ દેખાય છે, તેને સત્ય કહ્યાં છે. એ કર્મો ત્રેતાયુગમાં બહુધા વિસ્તારમય હતાં. તમે નીયમીત સત્ય કામ હોઇને તે કર્મોનું આચરણ કરો. એ સુકૃત પુણ્ય લોકનો પંથ છે. ઇત્યાદિ કર્મોની પ્રશંસાના વચનો, મૂણ્ડુકોપ નિષદાદિમાં છે. આ ધર્મ અનેક રૂપકોથી આ જગતમાં દૃષ્ટિગોચર થાય છે, આ કર્મ માર્ગ, પ્રાધાન્ય ધર્મમાં, કોઇ કોઇ જગ્યાએ ઇશ્વરનું પ્રણિધાન પણ છે. અને કોઇક જગ્યાએ નથી.

ધર્મનું લક્ષ્ય—આ લોકમાં દેહગત સુખ, દેહ પડયા પછી પરલોકમાં બીજો દેહ પ્રાપ્ત કરીને, ઇંદ્રિયનું વિષય સુખ પ્રાપ્ત થાય, એવું લક્ષ્યબિંદુ આ ધર્મનું છે.

દ્રવ્યોનું સંઘટન વિશેષ; બીજા વિશેષ કાર્ય કલાપ-દ્વારા આ સુખ પ્રાપ્ત હોય છે.

આ ધર્મ પ્રવૃત્તિ-નિત્ય સુખોદ્દેશક ધર્મમાં પણ ગુપ્ત રીતે દાખલ થયેલ જણાય છે.

યથા, જરથોસ્ત ધર્મ માર્ગમાં-નિત્ય સુખોદ્દેશક ધર્મ લક્ષ્ય છતાં ઇશ્વર પ્રણિધાન, કર્મ પ્રાધાન્યતા ( બહેસ્ત પ્રાપ્તી ) રૂપે દાખલ થયેલ છે.

ઇસલામ ધર્મ માર્ગમાં—નિત્ય સુખોદ્દેશક ધર્મ છે. તથાપિ આ ધર્મના સ્વર્ગ સુખની ઇંદ્રિયમતાનું લક્ષ્યથી સ્પષ્ટ થાય છે કે, આ ધર્મ ગુપ્ત રીતે પ્રવિષ્ટ થયેલો છે.

ક્રિશ્ચિયન ધર્મ માર્ગમાં, જીવના અનિત્ય સુખોદ્દેશક ધર્મનું પ્રાબાલ્ય નથી. તેમ એ ધર્મથી રહિત થયેલ છે. ( પુનરૂત્થાનના વ્યાપારથી કાંઇક શંકા દ્રઢ થાય છે તેમાં, જૉર્ડન ઓફ ઇડનના ભાવોને વિચારવાથી સંદેહ સત્ય ઠરે છે.

(૪) જીવાત્માનું નિત્ય સુખોદ્દેશક-લક્ષ્ય ધર્મ વેદાંત ધર્મના ગ્રંથોમાંના કાંઇક પ્રમાણો—

नित्यो नित्यानां चेतन चेतनानाम्, मेको बहुनायोविद्धाति कामन् ॥ तमात्मस्थं येनु षश्यन्ति धीरा, स्तेषां शांन्ति शाश्वती नेतरेषाम् ॥ नायमात्मा प्रवचनेन लभ्यो, नमेधयात्, बहुनश्रुतेन यम वैष वृणुते ते न लभ्य ॥ तस्यैष आत्मा विवृणुतेनतु स्वम्ः ॥ જે નિત્ય, જીવોના નિત્ય છે. ચૈતન્ય જીવોના ચૈતન્ય છે. બહુ જીવોના એક નિયંતા છે. જે સમસ્ત કર્મોના વિધાન કરતા છે. તે આત્માધાર છે, તેને જે જુવે છે. તેઓને શાશ્વતી, અર્થાત્ નિત્ય શાંન્તિ મળે છે. બીજાને નહિ. ઇત્યાદિ કઠોપનિષદાદિમાં ભગવદ ભક્તિ દ્વારા નિત્ય સુખ મળવાનું વિધાન કરાયલું છે.

નાયમાત્મા—આ આત્મા મોટા મોટા પ્રવચનથી કે બુદ્ધિથી કે બહુ જાણવાથી મળતો નથી. પણ એ જેનું વરણ કરે છે. કૃપા કરે છે તેને મળે છે. તેની આગળ, તે પોતાની તનુમૂર્તિ સ્વરૂપ પ્રકાશ કરે છે ઇત્યાદિ મૂણ્ડકોપનિષદ, ગીતાદિમાં, ભગવદ ભકિત એજ કૃપાસાધ્ય કહી છે.

આ ધર્મમાં જીવને નિત્ય કહ્યો છે. નિત્ય આનંદભોગ એજ જીવનું કર્તવ્ય ફળ, ભગવત્ તત્વની નિત્યતા પ્રીતિ-તત્વ જીવના જડ સંબંધની અનિત્યત્વ પરલોક પ્રભૃતિતત્વ પ્રમાણિત એમાં કરેલું છે. શારીરિક અને માનશિક વૃત્તિ-ઓની પરિચાલનાને, ભગવદ્ભકિત આ ધર્મના સમષ્ટિને કહેલી છે વૈષ્ણવ ધર્મો-શૈવવાદ ધર્મોમાં, વા જે સમસ્ત ધર્મોમાં—આ સર્વ મૂળ વિષયોનો વિચાર કરાઇને, એ તત્ત્વોની સમાલોચના કરી છે. તે સર્વ ધર્મ માર્ગ અવશ્ય આ નિત્ય સુખોદ્દેશક ધર્મમાં અવહિત છે. કદાચ તેમાં કાંઇક ભેદો પણ પ્રતિત થતા હોય છે.

જો વિજ્ઞાન દૃષ્ટિએ જોવાય તો અવશ્ય સ્વીકારવું પડે છે કે—ક્રિશ્ચિયન—ઇસલામ—જરથોસ્ત, પ્રભૃતિ સર્વ ધર્મ માર્ગો આ ધર્મના નિત્ય સુખના બોધક છે. એમાં ભલે જેટલો અવાન્તર ભેદ હોય, તો પણ મૂળમાં તે સર્વ એક જાતિય છે. ભેદ કેવળ પ્રકૃત અને વિકૃતનો છે.

## (૫) જીવાત્માનું સુખદુખ નાશક લક્ષ્ય ધર્મ

**ब्रह्मविद्‌ब्रह्मै भवति तरति शोकमात्मवित्‌ द्वितीयाद्वैभयं भवति अयमात्माब्रह्म ब्रह्माहमी तत्वमसी**

બ્રહ્મને જાણનાર બ્રહ્મજ થાય છે. આત્મવેત્તા શોકને તરે છે. દ્વિતીયથી નિશ્ચય ભય થાય છે. આ આત્મા બ્રહ્મ છે તું બ્રહ્મ છું તે તું છે. ઇત્યાદિ પ્રમાણો ઉપનિષદો આદી ગ્રંથોમાં વિશેષે છે.

ધર્મનો સિદ્ધાંત—એક મેવાદ્વિતીયં બ્રહ્મ એક વસ્તુનો સાક્ષાત્કાર-જીવની સત્તાજ અમંગળમય જીવભાવ સત્તાનાશનું નામ-પરમ પુરૂષાર્થ છે સત્તાનાશ બે પ્રકારથી છે એક માત્રે વસ્તુ છે તે નિત્ય નિર્ગુણ અને વિચારશૂન્ય છે જીવની સત્તા સમુદાય-વિકાર અને ભેદમય હોવાથી તે મિથ્યા કલેશમય છે. જે અવસ્થામાં આ સર્વ વ્યાવહારિક ભેદ અંતમાં અભેદ તત્ત્વમાં પર્યવસ્થિત હોય તે અવસ્થાનું નામ મુકિત-નિર્વાણ-એ ભેદજનિત સુખદુઃખ વિનાશક એક માત્ર નિર્વાણ છે. જે ધર્મમાં આચરણથી અભેદમય થવાય અને આત્યંતિક નિવૃત્તિ અને પરમ સુખની અવિચળ પ્રાપ્તિ પરમ પ્રાપ્તવ્ય થાય, એજ દર્શાવનાર સુખદુઃખ નાશક ધર્મ કહેવાય છે.

આ ધર્મમાં—જ્ઞાનવાદ, અદ્વૈતવાદ, જૈન ધર્મ, બૌદ્ધ ધર્મ, માર્ગ—આ ધર્મ લક્ષ્ય કાંઈક ફેરફારથી અનુગત છે

તેમ પ્રકાશાન્તરથી ગુરૂ નાનક, શિખ, નારાયણ, ગોરખનાથ, આઉલચંદ, પ્રભૃતિ એ સંપ્રદાયમાં પ્રવિષ્ટ થયેલા છે.

યૂરોપમાં કાંઇક ભિન્ન રૂપથી સ્પિનજા, સેલિંગ, હેજેલ, પંડિતોદ્વારા પ્રચલિત થયેલા છે. ચેસોમિજર નામથી પ્રચલિત કરાયો છે એ બીજા પરિવર્ત્તન રૂપ છે.

આ ધર્મ—જગતમાં અનેક પ્રકારથી દેખાય છે. આ ધર્મ, જ્ઞાન પ્રાધાન્ય, અદ્વૈતવાદ રૂપ છે. આ ધર્મ સમયે સમયે ઉત્થિત થઇને જગતના અનેક સ્થાનમાં પ્રાપ્ત થયો છે. એના સ્વરૂપો પૃથક પૃથક પ્રકારના છતા, પરમ સિદ્ધાંત સર્વનો એકજ દેખાય છે.

**સારાંશ** જીવસ્વભાવ, સુખેચ્છાનુસાર; જીવાત્માની અવસ્થાઓમાં "વેદાંન્ત ધર્મ" જીવન સ્વરૂપ બની પરમ કલ્યાણ પ્રદ ઠરે છે. અન્ય ધર્મ માર્ગઓ ઉપરના લક્ષ્યો-માંથી, એક, બે, વા ત્રણ અને બહુધા એક પૂર્ણ, અને બીજાના કાંઇક અંશનું સંમેલન કરે છે. અને અન્ય સોપાનો તેમાં નથી, એટલે જે સોપાનો જેમાં નથી, તો તે સોપાનો જીવાત્મા કેવી રીતે અતિ ક્રમણ કરી શકે? અર્થાત્ પોતાના માર્ગમા જે સોપાનો, લક્ષ્ય છે. તે ઉપર શું છે? તે કેવી રીતે જાણી શકે? ઉપર કાંઇ છે કે નહિં? ઇત્યાદિ ભ્રમ રહે. અર્થાત્ તેનું જ્ઞાન ન થાય. અને એનુ ફળ ધર્મ એક સ્વતંત્ર જડ પદાર્થ બની જાય, અને તે ધર્મ માર્ગ જીવન

સ્વરૂપ પણ ન કહેવાય! તેમ પૂર્ણ પણ ન કહેવાય? એ રીતે અન્ય ધર્મનું સ્વરૂપ છે, વેદાંત ધર્મમાં, જીવાત્માની સર્વ અવસ્થાઓનું પ્રતિપાદન હોવાથી, તે જીવન સ્વરૂપ કરે છે. આસ્તિક, નાસ્તિક, વિશ્વના સર્વ ધર્મના લક્ષ્યને પોતાનામાં દર્શાવે છે. એ રીતે, અધિકાંગવાળો, પ્રાચિનત્તમ હોવાથી સર્વ ધર્મ માર્ગના મૂળરૂપ પૂર્ણત્તમ છે.

આવા ધર્મના આશ્રયી બની, જે જીવાત્માને વિશુદ્ધ કર્મ, ઉપાસના, યોગ, જ્ઞાનાદીથી ઉચ્ચગતિ ન મળે વા મેળવવાને મનુષ્ય પ્રયત્ન શીલ ન થાય, તો તેના જેવો હીન ભાગી, કોણ હોઈ શકે?

**વેદાંત ધર્મ અને બીજા ધર્મ માર્ગોના આદેશોની સમતોલના,**

સાર્વભૌમિકત્વ સાર્વજનિક થવાનો દાવો, કયો ધર્મ કરી શકે?

(૧) જે ધર્મના સિદ્ધાંત, વિશ્વ વ્યાપક અને શાશ્વત સત્યમય છે. અર્થાત કાળ, સ્થળ કે અમુક વ્યક્તિ સાથે જેના સિદ્ધાંતો સંકળાયલા ન હોય તે.

(૧) વેદાન્ત ધર્મના સિદ્ધાંત—આદેશો—વિશ્વવ્યાપક નૈતિક શાશ્વત, સત્યમય છે એથીજ સ્વતઃ પ્રમાણ રૂપ છે એથી તેનો કોઇ પ્રમાતા નથી. અર્થાત્ એ કોઇ વ્યક્તિ, કાળ, કે સ્થળ સાથે બંધાયલા નથી ત્યારે;

**(૧) બાધ ધર્મ અને તે પછીના ધર્મો,** સંપ્રદાયો; માર્ગો, મતો, પંથો અમુક વિશિષ્ટ વ્યક્તિ સાથે સંકળાયલા હોઇને, તે ધર્મ પ્રવર્તકના જીવન વૃત, ઐતિહાસિક પ્રમાણો તેના વચનો ઉપર તે ધર્મના સિદ્ધાંત સૂત્રો છે. તેના જીવન વૃત પ્રસંગના વચનો તે ધર્મના મુખ્ય પાયા રૂપ મનાય છે.

**(૨) જે ધર્મમાં સર્વ,** વિશ્વના ધર્મનુ સ્વરૂપ આત્યંતિક ઐકયથી જોઇ શકાતું હોય એવું વ્યાપક સ્વરૂપ હોય તો, તે ધર્મ સાર્વ ભૌમિકત્વ, સાર્વજનિક ધર્મ થવાને દાવો કરી શકે છે.

**(૧) વેદાંન્ત ધર્મ**—જગતના આસ્તિક, નાસ્તિક ધર્મોમાં જીવાત્માના સ્વભાવ, અધિકારાનુસાર મુખેચ્છાના જે જે લક્ષ્ય પ્રાપ્તિના માર્ગો દર્શાવેલા છે. તેનું દિગ્દર્શન, ક્રમોન્નતિ રૂપે કરાવી, જીવાત્માના પરમ સત્ય સ્વરૂપ અંતિમ લક્ષ્યનું ભાન કરાવી, એક વાકયતા કરે છે. અને જીવાત્માની સર્વ અવસ્થાઓમાં, તે જીવન સ્વરૂપ બને છે, તેમ.

(૨) સર્વ ધર્મો એકજ સત્યનાં ભિન્ન ભિન્ન પરિસ્ફોટ છે. સર્વ ધર્મમાં કાંઇક ન્યુનાધિક પણ સત્યાંશ રહેલ છે. કનિષ્ઠમાં કનિષ્ઠ ધર્મ પણ એકજ સત્યના ભ્રષ્ટ સ્વરૂપો છે. તે પણ ક્રમે ક્રમે, સત્યએ જનારા છે—અસત્યમાંથી સત્યમાં જવાતું નથી, પણ સ્વલ્પ સત્યાશ્રયથી સર્વોત્કૃષ્ટ

સત્ય પ્રતિ જવાય છે. એથીજ સર્વ ધર્મો એકજ સત્યવર્તુળની વિવિધ ત્રિજ્યા રૂપ, અથવા રૂચી વૈચિત્ર્યતાના કારણથી એકજ સત્યનાં ભિન્ન સ્વરૂપો છે.

## અન્યધર્મ, માર્ગો, પંથે, મતોમાં

(૧) ન્યુનાધિક પણ, એક, બે લક્ષ્યો સ્વીકારી તેમાંજ પૂર્ણતા માની મૂક રહે છે.

(૨) સ્વધર્મમાર્ગ, મતને સત્ય માની, અન્ય ધર્મ માર્ગને બ્રાન્તિ રૂપ કેટલાક ગણે છે. તેના અનુયાયીઓને ધર્મના સિદ્ધાંતોને અનુસરવાની ફરજ પાડે છે. તેમ સ્વધર્મ મતાગ્રહી, રાજ્યસત્તાબળે, વા લોભ લાલચના આશ્રયબળે ધર્મનો વધારો ચાહે છે. ધર્મને માટે ઝનુન, શિરજોરી, યુદ્ધ, મારામારી થવાના પણ ઈતિહાસીક પુરાવાઓ છે.

(જયાં સર્વની બુદ્ધિમાં ઉતરી શકે, એવા વિશ્વવ્યાપક નૈતિક સિદ્ધાંતો, સત્યોને; સર્વને સ્વીકાર કરવાનું, સર્વ ઉપર તેનો પ્રભાવ પાડવાનું કામ, અતિ કઠિણ અને અસાધ્ય જેવું છે. તો એક અમુક વ્યકિતના, વિચાર કે વચનને અનુસરવાની સર્વને ફરજ પાડવી? અમુક શરીરધારીને માનીને મનાવવાને સર્વ ઉપર શિરજોરી? ભય, લાલચથી ભમાવી ધર્મ પળાવવો? એ શું વ્યાજબી, ઈશ્વરી આદેશ, ફરમાન છે? એવું કયો તત્ત્વજ્ઞ કહી શકશે?)

(૩) વેદાંત ધર્મ-વિશ્વના—સર્વ ધર્મોના અનુયાયિઓ પ્રતિ સહાનભૂતિ ધરાવી, વિશ્વબંધુત્વના આદેશોમય છે.

આ કથનની સત્યતા ઇતિહાસોમાં પ્રસિદ્ધ છે.

હિબ્રુપ્રજા—( જેના વંશજો મલબારકાંઠે વસે છે ) સ્વદેશ બહિષ્કાર પામીને, આ દેશમાં સ્વધર્મનું પાલન કરી આર્ય પ્રજાસહ વસે છે.

જરથોસ્ત ધર્મના અનુયાયીઓ પણ સ્વદેશને ત્યાગી આ દેશમાં સ્વધર્મનુ પાલન કરી રહ્યા છે.

સેંટ ટોમ્સ સાથે આવેલા ક્રિશ્ચિયન ધર્મના અનુયાયીઓને પણ આશ્રય આપેલો પ્રસિદ્ધ છે. તેમ સ્વધર્મના દેવાલયોમાં તો શું, પણ પરધર્મના, દેવાલયો ધર્માલયોમાં પણ હિંદુધર્મીઓ ભાગ આપીને, તેને પૂંજ્યભાવથી નીહાળે છે.

(૩) અન્ય, ધર્મ, માર્ગ, મતો, પંથોમાં—આધુનિક સમયમાં કાંઇક વ્યકિતને બાદ કરતાં, વિશેષે સ્વધર્મ અનુયાયીઓને, સ્વધર્મ આલયોનેજ આશ્રેય આપવો, એવા મતાગ્રહી વીશેષે છે.

(૪) વેદાન્ત ધર્મમાં—ધર્મ સંરક્ષક રૂપ, ઇશ્વરી અવતારો, મહાન વિભુતિ સ્વરૂપ મહાપુરૂષો આદી જે માન્યતા છે. તે ઇષ્ટનિષ્ઠારૂપ અપૂર્વ મત મનાય છે. એમાં સ્વઇચ્છાનુસાર, ઇષ્ટ પસંદ કરવાની, વેદાંત ધર્મ સિદ્ધાંતો

સહુ સર્વને સંપૂર્ણ છુટ અપાયલી છે. અર્થાત્ વેદાંતના તત્વ સિદ્ધાંતની માન્યતા પૂર્વક, ધર્મ સિદ્ધાંતની પ્રતિ મૂર્તિરૂપ, ધર્મ સંરક્ષણ, ઇશ્વરી અવતારો, મહા પુરૂષોમાંથી ભાવાનુસાર તેને, ઉપાસ્ય, ગુરૂ માનવાને ધર્મ અટકાવ કરી શકતો નથી. તેમ અન્ય ધર્મમાં પણ, વેદાંત તત્ત્વ સિદ્ધાંતની ઝાંખી કરાવનારા, ધર્મના પવિત્ર આદર્શોને પ્રચલિત કરનારા, છે. તે એકજ ઇશ્વરને ન્યૂનાધિક રીતે પૂંજન કરનારા માની, તેમના ઉપર પણ પૂજ્યભાવ રાખવો. એવી છુટ પણ અપાયલી છે. અર્થાત્ ક્રૉસના ઉપાસક, મસજીદમાં નિમાજ પઢનારા, દેવળમાં બંદગી કરનારા, અગ્નીના ઉપાસક, એ સર્વ સરખી રીતે ધાર્મિક છે. એવી વેદાંન્ત ધર્મની માન્યતા છે.

(૪) અન્ય ધર્મ, માર્ગો, પંથો, મતોમાં આધુનીક સમયમાં કોઇક વ્યક્તિને બાદ કરતાં, સ્વધર્મ પ્રવર્તક વ્યકિત ઉપર, તેમ સ્વધર્મના ઉપાસક મહાન્ પુરૂષો પર, પૂજ્યભાવ રાખી, સ્વમતાગ્રહી વીશેષે દૃષ્ટિગોચર થાય છે. અન્ય ધર્મ પર ઘૃણાં તિરસ્કાર, અપૂર્ણતાદી પ્રહારો કરાય છે.

ઉપરોકત,

**વેદાંત ધર્મના ઉત્તમ આદેશોને દર્શાવનારા કાંઈક પ્રમાણો—**

मयि सर्व मिदं प्रोक्तं सूत्रे मणिगणाइव ॥ आकाशात् पतितंतोयं यथा गच्छति सागरम्। सर्व देवं नमस्कारं केशवं प्रतिगच्छति ॥ योयो यांयां तनुभक्त श्रद्धयार्चितु मिच्छति तस्य तस्या चलांश्रद्धां तामेव विदधाम्यहम्॥ येऽप्यन्य देवता भक्त्या यजंते श्रद्धान्विता, तेऽपिमामेव कौंतेय यजंत्य विधिपूर्वकम्॥ अघद्विभूतिमत्सत्वं श्रीमदूर्जित मेववा तत्तदेवावगच्छत्वं ममतेजोंशसंभवम्॥ एकं सद्विप्रा बहुधावदन्ति ॥ समोहं सर्वभूतेषु न मेद्वेष्योऽस्तिन प्रियः॥ अद्वेष्टा सर्वभुतानां समःशत्रौ च मित्रे च समपश्यन्हि सर्वत्र समवस्थित मीश्वरम्। नहिस्त्यात्यन्मात्मानं ततो याति परांगतिम्॥

ઉપરોકત પ્રમાણોનુસાર, ઘણાં પ્રમાણો વેદાંત ધર્મ ગ્રંથોમાં છે. એ પ્રમાણોથી, વિશ્વબંધુત્વ, સર્વ ધર્મ સંગ્રાહક, સમાનતાદી આદેશોવાળો, સામાજીક, આર્થિક ઔદ્યોગિક પ્રવૃત્તિમાં નીતિ, ઉદાર્થ ઉત્સાહાદી ગુણોનો પ્રેરક, શારીરિક, માનસિક, આધ્યાત્મિક સ્વાતંત્ર્યતાની પ્રાપ્તિના મહા મંત્રોવળો, અદ્ભુત, સામર્થ્ય દ્રઢતા વધારનાર, નીતિ મત્તા અને અને આત્મબળનો પ્રેરક વેદાંત ધર્મ છે—જગતમાં સર્વ સર્વવ્યાપક, સાર્વભૌમિકત્વથી સંપૂર્ણ યોગ્યતાવાળો, વિશાળ ને ઉદાર એ સનાતન ધર્મ છે. એના સર્વ વ્યાપી સિંહાસનથી પાડનાર કોઇ પણ, અનુદાર કે સંકીર્ણ, ધર્મ, માર્ગ પંથ, કે મત નથી. એમ સ્પષ્ટ થાય છે.

**વેદાંન્તધર્મ-વિશ્વમાં વિજયકર પ્રવાહ**—અર્થાત્ પૃથક, પૃથક સમયે વેદાંતનાં પ્રવાહે, પૃથ્વીના જુદા જુદા દેશમાં વહન કરી, તે તે દેશના જનોને પોતાના સિદ્ધાંતોથી આકર્ષ્યો છે. તે-વા-વેદાંત ધર્મતત્ત્વોની અન્ય દેશના જનો પર થયેલી અસર.

ઇસલામરાજ્ય—સમયે શાહજહાન બાદશાહનો પાટવી શાહજાદો, દારાશુકોહે, ઉપનિષદોનો, હિંન્દી, ફારસી ભાષામાં અનુવાદ કરાવ્યો હતો. આ અનુવાદ યુરોપમાં દાખલ થઇ, ઇંગ્લીશ આદી ભાષામાં તરજુમા થઇ ફેલાવો થયો છે.—ઇસલામ પ્રજામાં-સુફીમત નામથી વેદાંતધર્મનું રૂપાન્તર દાખલ થયેલ છે.

પારસી ધર્મ પુસ્તકમાં એવો લેખ છે કે, ઇરાન દેશના રાજા ગુસ્તાશયે, બલખ શહેરમાં, વેદમ વ્યાસને (નવીન મત ત્યાં ઉદ્ભવેલો હતો તેથી) શાસ્ત્રાર્થ કરવા બોલાવ્યા હતા, અને ત્યાં પણ વેદાન્ત ધર્મનો જય થયો. હતો.

**યૂરોપ દેશના તત્ત્વજ્ઞોના—વેદાંત ધર્મ સંબંધના ઉદ્ગારો.**

જર્મન તત્ત્વ ચિંતક, શોપનહૉર ઉપનિષદોના થયેલા લેટિન અનુવાદથી આકર્ષાયો છે, તેના દર્શનમાં, તેની અસર દૃષ્ટિ ગોચર થાય છે. સમગ્ર વિશ્વમાં ઉપનિષદોના જેવી કલ્યાણ કારક, શ્રેયસ્સકર બીજી વિદ્યા નથી, તે મારા

જીવનની દોરી છે. એજ મારા મૃત્યુની અવલંબન કવાની વિદ્યા છે.

**પ્રોફેસર મેકસમૂલર ભટ્ટ** ફીલોસોફીનો ઉદ્દેશ. શાન્ત રીતે મરણુ પામવાની તૈયારી કરવાની હોય, તો તે તૈયારી (વેદાંત) ફિલોસોફી કરતાં, વધારે સારો વિષય એક પણ જાણુતો નથી.

કૅન્ટના દર્શનમાં—પણ એવાજ ઉદ્દેશ છે.

ફ્રેડરીક સ્લેગલ—જર્મન ફિલસોફરમાંના એક છે તે હિંદીભાષા સાહિત્ય ને તત્ત્વજ્ઞાનના ગ્રંથોમાં લખે છે કે, પ્રાચિન હિંદુઓને ખરા ઇશ્વરનું જ્ઞાન હતું. એ વાતની ના પાડી શકાય એમ નથી. તેમના સર્વ લેખો, ઉદાત્ત, સ્પષ્ટને અતિશય પ્રૌઢ વિચારો પણ, વચનોથી પરિપૂર્ણ છે.

યુરોપમાં ઉચ્ચ તત્ત્વજ્ઞાનનું દર્શન જે ગ્રીક તત્ત્વજ્ઞાનીઓનો વિજ્ઞાનવાદ છે, તે પણ પૂર્વ દેશીય વિજ્ઞાન, વાદના પુષ્કળ તેજના પ્રભાવની આગળ, મધ્યાન્હ સૂર્યના દિવ્યતેજના પૂર્ણ પ્રકાશમાં એક ક્ષુદ્ર સ્ફૂલિંગ (તણખા) જેવો ભાસે છે. ઝાંખો ને કંપાયમાન; જાણે હમણાં હોલવાઇ જશે, એવો અતિક્ષુદ્ર જણાય છે.

**વિકટર કુઝિન**—ફ્રાંસના મોટા ફિલોસોફીના ઇતિહાસકારક છે એ અર્વાચીન ફીલોસોફીના ઇતિહાસિક ભાષણુમાં, તેઓએ જણાવ્યું છે કે, પૂર્વ તરફનાં, મુખ્ય હિંદુસ્તાનનાં, કાવ્ય સાહિત્યને ફિલોસોફીના પુસ્તકો

યૂરોપમાં પ્રચાર થાય છે. તેમાં ઘણું સત્યો માલમ પડે છે. યૂરોપના વિદ્વાનોની બુદ્ધિ એના મુકાબલે, કેવા ક્ષુદ્ર પરિણામોએ પહોંચીને અટકી છે. એનો વિચાર કરશો તો જણાશે કે, પ્રાચ્ય ફિલોસોફરોને દંડવત્ પ્રણામ કરવાની જરૂર પડશે, એ જન જાતિની આરંભભૂમિ, પૂર્વમાં અત્યોત્તમ ફિલોસોફીનું કુદરતી સ્થળ છે.

પોલડયુસન, પિથેગોરાસ, સોક્રેટિસ, પ્લેટો, મિસર નિવાશી પ્લેટ નીષ્ટો નામના, તત્ત્વચિંતકોને વેદાંત ધર્મની અશર થયેલી છે.

સને ૧૮૯૩ માં અમેરિકાના ચિકાગોની સર્વ વિશ્વ ધર્મ પરિષદમાં, સનાતન ધર્મ જેવા પીતા, અને ભારત ભૂમી જેવી જનનીના રત્ન બાળ, શ્રી સ્વામી વિવેકાનંદે, વેદાંત ધર્મની ભવ્યતા, વિશ્વ ધર્મ થવાની યોગ્યતા, દિવ્ય આદેશોની દિવ્યતા. દર્શાવી, વેદાંત ધર્મ વિજય પતાકા વિશ્વમાં ફરકાવી છે.

એજ પ્રભાવે, પશ્ચિમાત્ય દેશ, ઐહિક અને વ્યવહારિક જ્ઞાનથી પૂર્ણ બની સર્વત્ર જડ ધર્મની પ્રવૃત્તિ કરવા તત્પર હતું, અર્થાત્ ભૌતિક શાસ્ત્ર સિદ્ધાંતનું જ્યાં પઠન પાઠન થતું હતું સંસાર ભોગ વિલાસની ભૂમિકા બની, ઐહિક સુખાદિની યોજના જે દેશમાં, કર્તવ્ય રૂપ મનાતી હતી, તેજ દેશમાં, વર્તમાન કાળમાં વેદાન્ત ધર્મની મહત્તા

સ્વીકારાય છે. તેને અગ્ર સ્થાને સ્થાપવા, તેનાથી ખરી ઉન્નતિ છે. એમ સ્પષ્ટ કરવા મચી રહેલા છે. એ રીતે પરદેશમાં પરધર્મના અનુયાયીઓમાં, વેદાંતનો વિજયનાદ સંભળાય છે.

નવમ વિશ્રામ.

# વેદાન્ત ધર્મ અને સંપ્રદાયો. માર્ગો. પંથો. મતો.

सम्यक् प्रकृष्टं दानं, समंत्रादे श्रुतिमुलकम् ।
इत्यर्थं संप्रदायेति, शब्द स्योक्त: पुरातनैः ॥

વેદ વેદાંત અનુસાર સમ્યક્ ( પરંપરાનુગત ) પ્રકૃષ્ટ ( ઉત્તમોત્તમ ) મંત્ર દાન જેમાં અપાય છે. તેને પુરાતન મહાત્માઓએ સંપ્રદાય કહ્યો છે.

गुरु परंपरागत सदुपदिष्ट व्यक्ति समूहः संप्रदाय : ॥

ગુરૂ પરંપરાએ ચાલી આવેલી પદ્ધતિ અનુસાર, સદુપદેશ મુજબ ધાર્મિક કાર્યમાં પ્રવૃત્તિ કરનાર, વ્યક્તિ સમુદાય તેનું નામ સંપદાય.

વેદાંત ધર્મનાં આધારભૂત મનાતા, પ્રસ્થાનત્રય ગ્રંથનો સમન્વય કરી તે ઉપર સ્વસિદ્ધાંતને પ્રકટ કરનારા ભાષ્યો

લખીને, વૈદિક પરંપરાનુગત સ્વસિદ્ધાંત છે. તેજ સિદ્ધાંત અનુસાર, પ્રવર્ત્ત થયેલા માર્ગને સંપ્રદાય નામ પ્રાપ્ત થાય છે. અને એજ માર્ગના પ્રવર્ત્તકને-આચાર્ય કહે છે.

ઉપરોક્ત સિદ્ધાંત અનુસાર, ભારત વર્ષમાં પ્રચલિત સંપ્રદાયોમાં, સ્માર્ત્ત, શૈવ, વૈષ્ણવ, શાક્ત, પ્રચૂર્ણ, અને ગણપત્ય. આદીઓ નામથી પ્રસિદ્ધ થઇ. અદ્વૈતવાદ, વિશિષ્ટાદ્વૈતવાદ, દ્વૈતવાદ, દ્વૈતાદ્વૈતવાદ, શુદ્ધાદ્વૈતવાદ, ઇત્યાદિ સિદ્ધાંતો પ્રકટ કરી રહ્યા છે.

પ્રસ્થાનો, સર્વના મૂળ ગ્રંથ છતાં, સિદ્ધાંતોમાં પૃથકતાનું દર્શન વેદાંત-ઉપનિષદોમાં સાક્ષાત્કાર થયેલા સત્યોનું વ્યાખ્યાન કરે છે, બ્રહ્મસૂત્ર, શ્રી ગીતાજી, પૃથક પૃથક, નવા પ્રકારની શૈલી, પ્રક્રિયાથી ઉપનિષદોના બોધનું એકીકરણ, અને સ્મરણ કરાવે છે.એથી એત્રય ગ્રંથોમાં. નવીન નવીન શોધ, કે બોધ કરાયલો નથી, પણ એકજ રીતનોજ બોધ છે. તો એનો સમન્વય કરી ભાષ્યો લખાયલા છતાં, તેમાં પૃથકતાનું દર્શન થાય છે તેનું કારણ ભાષ્યકારોએ, સ્વવાદ, સિદ્ધાંતના પ્રતિપાદન અર્થે, અન્ય સિદ્ધાંતને ગૌણ દર્શાવ્યા છે, અને તેથી તત્ત્વસ્વરૂપ સંબંધમાં મોટો અંતર થયેલો દેખાય છે, અને ઉપર દૃષ્ટીથી જોનારાને પૃથકતાનું દર્શન થાય છે.

ઉપરોકત કારણોને લઇને–સંપ્રદાયો પૃથકતા, સ્વવાદની મહત્તા, અન્યવાદની ગૌણતા. દર્શાવવા પ્રયત્નો થાય છે. અને સંપ્રદાયના અનુયાયીઓમાં, પરસ્પર ભેદદૃષ્ટિ–પક્ષપાત, પરસ્પર નીંદા, દ્વેષ, ઇષ્ટદેવ, તત્ત્વવેત્તાની ઘૃણા, અવગણના, ઇત્યાદિ કૃતવ્યનું દર્શન. અવિદ્યાવૃદ્ધિરૂપ સાંપ્રદાયિક કલહનું દર્શન થાય છે. અને ઉભયના કલેશથી સનાતન ધર્મરૂપ, પૂર્ણ–કલ્પવૃક્ષ, ને અપૂર્ણ દૃષ્ટિથી, શંકાની નજરથી જોવાય છે. અને, સત્યધર્મના જીજ્ઞાસુને–સત્ય માર્ગના દિગ્દર્શન સારૂ, અનેક પ્રશ્નો ઉદ્‌ભવે છે.

(૧) જે અનાદિ સિદ્ધસત્ય છે. જેમાં આખા બ્રહ્માંડને અવકાશ હોવો જોઇએ, તો તેજ સત્ય પ્રતિપાદક સંપ્રદાયોમાં પૃથકતા કેમ ?

(૨) જે ધર્મ અબાધિત વિશ્વવ્યાપક નૈતિક સત્યના સાક્ષાત્કાર રૂપ, એકત્વનું પ્રતિપાદન કરનારો છે. જેના સિદ્ધાંતો વિશાળ અને ઉદાર રૂપ છે, તો તેનો નિર્દેશ કરનાર માર્ગમાં વિખવાદ, મતભેદ કેમ હોઇ શકે ?

(૩) વેદ, વેદાંત, સંહિતા, પુરાણ, ઇતિહાસાદી ધર્મ ગ્રંથ સમુહમાં, ચાર વર્ણ, આશ્રમાદી ધર્મ છે. પણ કાંઇક માર્ગ ભેદ નથી. તેમ વેદાંતમાં સત્યને દર્શાવવા, વાડા, ગુપ્તપણું કે ચમત્કારની પ્રદ્ધત્તિ સ્વીકારેલી નથી. તો એ સંપ્રદાયિક પ્રદ્ધતિનો સ્વીકાર કેમ કરાયો હશે ? અને તેમાં ભેદ કેમ ?

(૪) ભાષ્યોમાં—આચાર્યોએ, નવીન તત્ત્વ શોધવાનો દાવો કર્યો નથી. પણ તેઓએ ભાષ્યમાં લખ્યું છે કે-પ્રાચિન (સ્મરણાતીત) કાળથી, જે વાદો પ્રચલિત હતા, તેજ વાદો પ્રગટ કર્યો છે. તો તેઓએ મન કલ્પીત ભિન્ન ભિન્ન, નવા મતના, નવા સ્વાર્થી વાડા બાંધ્યાં છે, એમ પણ કેમ કહેવાય ?

(૫) નિરનિરાળા, સંપ્રદાય પ્રવર્ત્તક ભાષ્યકારો, આચાર્યો, ટીકાકારો, વિદ્વાન અને અત્યંત સત્યશીલ હતા. એ માટે તો કોઇને શંકા નથી, તો પછી સત્ય વસ્તુવના દર્શન માર્ગમાં મતભેદ યોજ્યો, એમ પણ કેમ કહેવાય ?

(૬) ભાષ્યકારોના પ્રાગટય કાળમાં પણ અંતર છે. એથી સન્મુખ. પરસ્પર સંવાદ થયા નથી, પણ ભાષ્યમાં સ્વમતના પ્રતિપાદન અર્થે. અન્ય મતવાદને ગૌણ દર્શાવ્યા છે. એથી એ વાદો પરસ્પર નીંદે છે. અસ્વીકાર તીરસ્કાર કરે છે. એમ પણ કહી શકાય ?

(૭) પ્રત્યેક સંપ્રદાયો, પ્રસ્થાન ત્રયનો આધાર લઇ આવિર્ભાવ પામેલા છે. તેમ પ્રત્યેક સંપ્રદાયોમાં જ્ઞાની, પંડિત, વિદ્વાન એવા અસંખ્ય અનુયાયીઓ છે. તો અમુક ખોટા, અમુક સત્ય, અમુક કનિષ્ઠ, અમુક શ્રેષ્ટ, એવું પાંડિત્યપણું શા આધારે કહી શકાય ? કે મનાય ? એ સમજવું અતિ કઠિણ નથી કે ?

અમુક સંપ્રદાય બળાત્કારે અમુક અર્થ કરી વા સમન્વય કરી ઉપજાવ્યો છે. અને અમુક સંપ્રદાયને સરલ રીતે સમન્વય કરી ઉપજાવ્યો છે. જો એમ કહીએ તો કયો વાદ સરલ છે? અને કયો વાદ બળાત્કાર રૂપ છે? એ જાણવાને એ ગ્રંથ સીવાય બીજું સાધન શું છે?

(૮) શ્રુતિ, સૂત્ર, અને સ્મૃતિનું નીરિક્ષણ કરતાં સર્વ વાદોને દ્રઢીભૂત કરનારા પ્રમાણો જણાય છે. એથી સર્વ વાદો વેદાંત ધર્મનો દાવો કરનારા છે.—

ઉપરોકત રીતે સંપ્રદાય સંબંધમાં, કાંઈ પણ કહી શકાય એમ નથી.

સંપ્રદાયો આવિર્ભાવ કેમ થયા? આ પ્રશ્નના સંબંધમાં વિદ્વજનોના અનુમાનો પણ પૃથક પૃથક રીતે દેખાય છે.

યથા—કેટલાકોની એવી માન્યતા છે કે "બ્રાહ્મણો પુરાતન કાળથી ધાર્મિક આદિ વિદ્યામાં પારાંગત થયેલા, વિદ્યાના શોધક અને સંરક્ષક હોવાથી અગ્રેસર હતા. એમણે દ્વીજ (બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય) સીવાયનાને મોક્ષનો અધિકાર નથી. એવું ઠરાવેલ હોવાથી. અમુક જાતિનાને ધર્મ કાર્યમાંથી દૂર કરેલા હોવાથી વા કર્મકાંડનો અયોગ્ય, આગ્રહ અને ફેલાવો કરવાથી, સંપ્રદાયયોનો આવિર્ભાવ થયેલો છે.

કેટલાકોની એવી માન્યતા છે કે, વેદાદિ શાસ્ત્રનું અધ્યયન કરાવાની પ્રણાલી બંધ થતી ગઇ, એક તરફ જ્ઞાની અજ્ઞાની તરફથી પૂરા, અધુરા નવા નવા ધર્મગ્રંથો પ્રગટ થતા ગયા. વેદ વિદ્યાના પારાંગત તત્વજ્ઞોને અભાત્ર થતો ગયો. અપરોક્ષાનુભૂતિ આ વેદાંત જ્ઞાનના સાક્ષાત્કાર લક્ષ્યનો ત્યાગ કરાઇ, પરોક્ષજ્ઞાન એજ સાક્ષાત્કાર મનાયું. અવિદ્યાનું પ્રાબલ્ય વૃદ્ધી પામ્યું. ઇત્યાદિ કારણોમાંથી તેની પરંપરામાં સંકડાઇને, વા તેમાંથી બચાવવાને સંપ્રદાયોનું પ્રાકટય છે.

કેટલાકની માન્યતા છે કે, ભિન્ન ભિન્ન કાળમાં, મનુષ્ય સમુદાયની રૂચિ, અધિકાર ને વિલોકી. યદાયદાહિ વચનાનુસાર, ધર્મના મુખ્ય લક્ષ્ય સિદ્ધાંતને અનુલક્ષીને, ધર્મની ભાવના, ધર્મનો પ્રવાહ શીથીળ ન થતાં, સતત જાગૃત રહે, એવા હેતુથી તે તે કાળના મહાન પુરૂષોએ જે ધર્મ સંબંધમાં વિચારો દર્શાવ્યા છે, તેજ જુદા જુદા, સંપ્રદાય રૂપે પરિણીત થયેલા છે.

કેટલાક કહે છે કે—સંપ્રદાયો—એકજ વસ્તુને જુદા જુદા, તત્વજ્ઞોએ નિરનિરાળી દૃષ્ટિથી અવલોકન કરી જે મત ઉચાર્યો છે, તેજ એ સંપ્રદાયો છે. એથી દૃષ્ટિભેદ એજ સંપ્રદાયોનું મૂળ છે. એ દૃષ્ટિભેદના પરિણામે, તે મતમાં ભેદ દેખાય છે. પણ વસ્તુતાએ જોતાં તેમાં ભિન્નતા નથી.

પ્રસ્થાનત્રય ગ્રંથો એકજ સત્યના નિર્દેશક છે. તેમાંથી વિવિધ સંપ્રદાયોનો આવિર્ભાવ છે. છતાં તેમાં આત્મ અનાત્મના સત્ય સંબંધનો નિર્ણય કરવાની જુદી જુદી દૃષ્ટિ દેખાય છે. વેદાંત ધર્મનું અંતિમ લક્ષ્ય આત્મ દર્શન હોવાથી, તેમાં આત્મ અનાત્મના સંબંધનો નિર્ણય પ્રથમ થવાની જરૂર હોવાથી, તેનો નિર્ણય કરી, તેને સ્વીકારી જીવન કાર્ય ચલાવવું, એવી પૂર્વકાલથી આર્યોની મૂખ્ય પ્રવૃતિ થઇ પડેલી તેથી, તેને અનુસરીને પૃથક પૃથક સમયે ઉત્પન્ન થયેલા, આચાર્યોએ આત્મ અનાત્મના સંબંધનો નિર્ણય, પોત પોતાની દૃશ્ય દૃષ્ટિએ પ્રતિપાદન કર્યો છે, અને તે પૃથક પૃથક, મતના અનુયાયીઓનો પૃથક પૃથક પરંપરાનુગત, સમુહ બંધાઇ, ભિન્ન ભિન્ન સંપ્રદાયો બનેલા છે. એમ દૃષ્ટિ ભેદના કારણથી સ્વાભાવિક રીતે તેનું બંધારણ રચના કરવાનો ઉદ્દેશ ન છતાં તેવું થયેલું છે.

સંપ્રદાયોના આવિર્ભાવની જરૂર—શ્રી સ્વામી વિવેકાનંદના અભિપ્રાયાનુસાર, આર્ય્ય ધર્મના સિદ્ધાંતો, એવા વિશાળ ને ઉદાર રૂપ છે કે, તેમાં પાછળથી ગમે તેટલી ગુચવણ ભરેલી, ખીલવણી કે ગમે તેટલી ગુચવણ ભરેલી ઝીણવટ, ઉત્પન્ન કરવામાં આવે, તો પણ એ મૂળ સિદ્ધાંતો, આકાશ જેવા ઉદાર અને પ્રકુતિ જેવા વિશાળ, સનાતનરૂપે દર્શન આપતાજ રહેશે. અને તેજ આ જુદા

જુદા સંપ્રદાયરૂપે પરિણીત પામેલા છે. એથી એ સંપ્રદાયો કુદરતી રીતે હંમેશાં રહ્યા છે, ને રહેશેજ. ભવિષ્યમાં પણ ન્યૂન થનાર નથી.

**સંપ્રદાયોની આવશ્યકતા**—સંપ્રદાય વીના જગતનો વ્યવહાર પણ ચાલી શકે એમ નથી. એકજ વર્ગના માણસો, સર્વ પ્રકારના કામો શી રીતે કરી શકે? જગતની અનંત પ્રકારની શક્તિઓની પરિચાલના ન્યુન માણસો, શી રીતે કરી શકે? એથી પ્રતિત થાય છે કે–જુદા જુદા, સંપ્રદાયોની રચના કરીને શ્રમ વિભાગ નામના, અર્થ શાસ્ત્રના; સિદ્ધાંત પ્રમાણે કાર્ય કરવાની જરૂર પડી છે. તેમ આધ્યાત્મિક શકિતની સુવ્યવસ્થિત પરિચાલના, કરવા માટે સંપ્રદાયોની પણ આવશ્યકતા છે.

ઉપરોક્ત રીતે સંપ્રદાયોની ઉત્પત્તિ સંબંધમાં–વિદ્વાનોની પૃથક પૃથક માન્યતા છે. ધર્માચાર્યોની સંકુચિત દ્રષ્ટિથી, વેદાંત જ્ઞાનના અભાવે, અવિદ્યા વૃદ્ધિથી, ત્રિગુણાત્મક શ્રદ્ધા, મનુષ્ય સ્વભાવ રૂચી અનુસાર સુગમતા માટે, તત્વજ્ઞોની નિરનિરાળી દ્રષ્ટિ ભેદથી, કુદરતી રીતે, ઇત્યાદિ ઈત્યાદિ, અનુમાનો દર્શાવે છે.—

**ઇતિહાસિક દ્રષ્ટિએ સંપ્રદાયોના આવિર્ભાવનો સમય-જન સમાજની સ્થીતિ, અને સંપ્રદાયોથી**

લાભહાનિનું દિગ્દર્શન—સંપ્રદાય સંબંધમાં વિશેષ પ્રકાશ કરશે, એજ ઉદ્દેશે દિગ્દર્શન.

સનાતન વૈદિક ધર્મમાં, જ્યારે ધર્મજ્ઞાનની ન્યુનતા થયાં સ્વર્ગાદિની કામનાથી, અસંખ્ય પશુઓનો હોમ થવા લાગ્યો, દયા આદિ ધર્મના પાદનો લોભ થતો જણાવા લાગ્યો, ત્યારે તે સમયમાં વેદાંત ધર્મની આસ્થાઓ લોક સમુહમાં શીથીલ થવા લાગી. અને નાસ્તિક વાદની ઉત્પત્તિ કરનાર ચાર્વાક ઉત્પન્ન થયો, એમાં ચાર મત પડી સ્ત્રી પુરૂષોને સ્વતંત્રપણાથી કુકર્મ કરવાને છુટ મળી અર્થાત્ અનાચાર ( અભક્ષ્યાભક્ષ્ય, અપેયપાન, ચોરી, ખૂન વ્યભિચાર, પ્રપંચ, કાવત્રાં આદિ ) અન્યાય, અને અજ્ઞાનનું આવરણ જામ્યું. સ્વર્ગ, મોક્ષ, પુનર્જન્માદી ભાવનાની ધર્મ બુદ્ધિને દૂર કરવાનો પ્રયત્ન થયો. ધર્મ જતાં અનર્થો થઇ જનો પીડાયા. આ, પાશવવૃત્તિ પોષકધર્મ સર્વ માન્ય થયો નહિં. પણ ધર્મવૃતિને શંકાશીલ કરીને ટુંક મુદતમાં તેવા બીજ વેરી, તે અદ્દશ્ય થયો છે પણ તેના બીજનું દર્શન વર્તમાનકાળમાં કોઇ કોઇ વ્યકિતમાં થાય છે.

( આ મતને મળતો ક્ષણુપકનો વાદ છે. જે મહાભારતનાં યુદ્ધ પછી દેખાયો હતો.)

ઉપરોકત વૈદિક ધર્મમાં સડો, અને ચાર્વાક આદિ નાસ્તિક મતના, ધર્મ બોધની અભિવૃદ્ધીના સમયમાં

સિદ્ધાર્થે (બુદ્ધદેવે) ઉભય પક્ષનું જ્ઞાન મેળવી, પોતે શાસ્ત્ર રચી બૌદ્ધ નામક ધર્મ પ્રવર્ત્તાવ્યો. અર્થાત્ પોતાની બુદ્ધિથી ઉત્પન્ન કરેલા ધર્મનો પ્રચાર કર્યો. આત્મ સંયમ અને જીવદયા, એ ધર્મના, પ્રાણરૂપ ઠરાવી વેદાંત ધર્મમાં વળગેલા સડાને, અને પાશવવૃત્તિ પોષક ચાર્વાકના મતનો દુરાચારી બોધ દૂર કરનારો તે ઠર્યો એમ કહેવું પડે છે. પણ પ્રાયશ્ચિત, બલિદાન ક્રિયા, યજ્ઞયાગાદિક, મંત્ર તંત્ર, દેવ દેવી ઇશ્વર બ્રાહ્મણ પર વિશ્વાસ, એ વેદાંત ધર્મના આદર્શોને પ્રાણરૂપ માનનારી પ્રજા પર, વિશેષે નિત્ય અસર થઇ નહિં-કારણ એ ધર્મે, આત્મસંયમ અને હિંસાને અટકાવી લોકોને કલ્યાણ માર્ગમાં પેર્યા, પણ તેમાં ઇશ્વર, આત્મા આદિના વિચારોને તજેલા હોવાથી લોકો પાછા નાસ્તિક વાદમાં પડી, અનર્થોના ગ્રાહક બનવા લાગ્યા. (બૌધ મતમાં ચાર વિભાગ પડયા છે.) આ દેશમાં ઘણાં વર્ષો ચાલી, આખરે આ દેશને ત્યાગી ચીન, ટીબેટ, બ્રહ્મદેશ, જાપાન, તાતાર, સિંહલદ્વીપ આદિમાં સાંપ્રતકાળમાં રહ્યો છે.

અર્હતે-અરિહંતે—બૌદ્ધ મતના ચાર તત્ત્વ સિદ્ધાન્તોમાંના, માર્ગ તત્ત્વ સિદ્ધાંત, જે "સર્વં ક્ષણિકં ક્ષણિકં" સર્વ પદાર્થો, જગત ક્ષણિક છે. દીવાની જ્યોતિની માફક સર્વ પદાર્થો એક તરફથી જોહાય, અને બીજી તરફથી વણસે છે. એ મુજબ આત્માપણ ક્ષણિક અને પુદગલ (ઉપર મુજબ

જોડાય અને વર્ણશનારો છે.) એવું જે ઠરાવેલું તેનું ખંડન કરી, "જૈનમત" નું સ્થાપન કર્યું છે. એમાં જીવ અજીવ ઉભયને અનંત માની, જીવને પ્રતિ શરીર ભિન્ન દર્શાવી શરીર જેવા પરિણામવાળો કહ્યો છે. એજ જીવ, તે સિધ્ધ ઇશ્વર, અર્હંત, જીન, કેવલી, આદિ નામોને. તપ, ધર્મ, યોગ, આદિ અંગોના સાધન પ્રાપ્ત કરે છે, એવું ઠરાવેલુ છે. અરિહંત પછી આ ધર્મમતમાં ઘણાં મત ભેદ પડેલા છે. એ રીતે જૈનધર્મવાદે, બૌદ્ધધર્મ વાદમાં નાસ્તિક વાદથી ઉદ્દભવતાં, વેદાંત ધર્મનું વિસ્મરણ કરાવનારા અનર્થોને અટકાવી, આત્મ, આત્મોન્નતિનો ક્રમ, તેની પ્રાપ્તી માટે તપ, ધર્મ, યોગ, આદિનું દર્શન કરાવ્યું છે. અર્થાત્ સત્ય રીતે જોતાં વેદાંત ધર્મના આદર્શોનું કાંઇક રીતે દર્શન કરાવ્યું, એમ પ્રતિત થાય છે.

(કલિયુગમાં—ધર્મબીજ જે જે નામ રૂપથી વિસ્તાર પામ્યું છે. તેનું દિગ્દર્શન-ધર્મદર્શન ગ્રંથોમાં છે. ઉપરોકત **ધર્મસંબંધની** હકીકત, આર્યવિદ્યા સુધાકર સંસ્કૃત ગ્રંથમાં સરલ રીતે દર્શાવેલી છે તે.

આરંભમાં લોકાયત—દેહ એજ આત્મા, એવા મતનું પ્રતિપાદન કરનાર, ચાર્વાક ક્ષપણક ઉત્પન્ન થયા. તેણે વેદ ધર્મખંડન કરવા પ્રયત્ન કર્યો એ પછી કચ્છ (કાછડી) રહિત, કચ્છ મુકત બુદ્ધ ઉત્પન્ન થયો. તેણે આત્મ,

ઇશ્વરી તત્ત્વ ક્ષણિક ઠેરવ્યું. એના પછી દીગંબર, શ્વેતાંબર એ ભેદથી ઘણા પ્રકારના જૈન ઉત્પન્ન થયા. તેણે ચાર્વાક બૌદ્ધનું ખંડન કરી આત્માને ઇશ્વરની પદ્વી આપી. એ રીતે એ સર્વ ધર્મ પરલોકા આદીને માનતા નથી.

આગળ જણાવ્યા મુજબ, બૌદ્ધ, જૈનવાદ પ્રબળ રીતે રાજા પ્રજામાં પોતાનું પ્રાબલ્ય વધારતા હતા. બીજી બાજુએ વેદાંત ધર્મ લોકો અજ્ઞાનવશ થઇ, કલ્પિત-પંથો, મતોમાં ફસાતા હતા. શ્રૌત કર્મનિષ્ઠ, વેદને પ્રમાણભુત માનનારા બ્રહ્મણોમાં, તાંત્રિક, શાકત, દેવીપંથનું પ્રાબલ્ય પૂર જોશથી પસરતું હતું, અને તેથી દુરાચરણ વધી, વેદના આદર્શોને વેદની મૂળ આજ્ઞાનો ત્યાગ થતો હતો. ઉપરથી શ્રૌત ક્રિયા કરી, ગુપ્ત રીતે તાંત્રિક, વામીક્રિયા, ઉપાસના ( અંતઃ શાકતઃ બહિર્શૈધા, સભામધ્યે પુવૈષ્ણવા )ની અભિવૃદ્ધી થતી હતી. એ રીતે, જૈન, શાકત, ચાર્વાક, કાપાલિક, ક્ષપણક આદિ વાદોનું દર્શન થતું, અને વેદાંત ધર્મના, લક્ષ્ય, ક્રિયાનું વિસ્મરણ કરાતું હતું.

આવા સમયમાં, બિહાર પ્રાંતના જયમંગળ ગામના તૈતરીય શાખાના યજુર્વેદી તૈલંગણ બ્રાહ્મણ, યજ્ઞેશ્વર ભટ્ટના પત્ની ચંદ્રગુણાના રત્ન પુત્ર શ્રી મહાત્મન્ કુમારિલ ભટ્ટાચાર્યનું પ્રાકટ્ય થયું—આ ભટ્ટાચાર્યજીએ ચંપાનગરીના ચક્રવર્તિ મહારાજા સુધન્વાને, વેદાંત ધર્મનો સત્ય પ્રકાશ

દર્શાવી, વેદ ધર્માનુયાયી કરી, બૌદ્ધ મતનું ખંડન કરી, **વેદાંત ધર્મના કર્મકાંડનો ઉદ્ધાર કર્યો છે.** એમણે જૈમિનિકૃત પૂર્વમીમાંસા ઉપર વાર્તિક ગ્રંથ કર્યો છે. એ રીતે મહાન્ પુરૂષે, વેદ ધર્મવિનાશક, પ્રબલ પૂરને અટકાવ્યું, તેથી વેદ ધર્મનો પ્રચાર થવો શરૂ થયો. તો પણ અંદરખાનેથી ઉપરના પંથો કાંઇક દર્શન આપતા હતા. આવા સમયમાં, શ્રી સદાશીવ સ્વરૂપ, **શ્રીમદ્ શાંકરાચાર્યજીનું** પ્રાકટય થયું. આ આચાર્યશ્રીએ વેદ વિરૂદ્ધ પ્રસાર પામતા પાખંડ ધર્મનું ખંડન કરી, વેદ પ્રતિપાદ્ય સિદ્ધાંત છતાં, પાખંડ ધર્મની છાયામાં ઘેરાયલા ધર્મમાં સુધારો કરી, વેદ પ્રતિપાદ્ય પરંપરાનુગત અનાદિ સિદ્ધ સિદ્ધાંત દર્શાવી, શ્રૌત, સ્માર્ત, અને વેદને અનુલક્ષીને ચાલનારા ધર્મનો પુનરોદ્ધાર કર્યો. અર્થાત્ સર્વને વેદ પ્રતિપાદ્ય સિદ્ધાંત અનુસાર ચલાવ્યા. કર્મ ઉપાસના યોગ કાંડમાં પ્રસરતી, વેદ વિરૂદ્ધ તાંત્રિક વામ માર્ગની ક્રિયાઓને અટકાવી. વેદ પ્રણિત જ્ઞાનકાંડ સાધ્ય કરનારી પ્રણાલી દર્શાવી, અને જ્ઞાનકાંડનું પ્રતિપાદન કરવા કેવળાદ્વૈતવાદ પ્રતિપાદન કર્યો. વેદ પ્રતિપાદન પરબ્રહ્મ સ્વરૂપની પંચાયતન ઉપાસના, ચાર આશ્રમ, વર્ણ, અગ્નિ હોત્રાદિ શ્રૌત સ્માર્ત્ત કર્મની પદ્ધતિ બાંધી, સ્મૃતિ અનુસાર ધર્મોને વહેંચી કર્મકાંડનો ઉદ્ધાર કર્યો, સારાંશ, વેદ ધર્મની પુનઃ સ્થાપના કરવા સર્વ ધર્મ માર્ગમાં વેદ વિરૂદ્ધ કૃતીનું

ખંડન કરી, વેદ પ્રતિપાદન સિદ્ધાંતનું દર્શન એ આચાર્યશ્રીએ કરાવ્યું છે. અને જન સમાજને સતત ઉપકાર કર્યો છે.

એ આચાર્યશ્રીએ, કર્મ, ઉપાસના, યોગાદી સાધને પ્રાપ્ત થનાર જ્ઞાનકાંડથી પૂર્ણતા દર્શાવી છે. પણ, ઉત્તમ અધિકાર વીનાનાં, જન હ્રુદયમાં જ્ઞાન માર્ગનો પ્રવેશ શુષ્ક ભાવે પરિણમતો ગયો. અર્થાત્ અધિકાર વીનાનાં મનુષ્યો, એ માર્ગે પ્રવેશી ન શકયા એજ ઉણપને પૂર્ણ કરવાને, વિશાળ ઉદાર હ્રુદયના આચાર્યશ્રી રામાનુજાચાર્યનું પ્રાગટય થયું.

આ મહાન્ આચાર્યશ્રીએ, સર્વમાં જેના કાંઇક મૂળ છે તેથી તે સુગમ રીતે સર્વના હ્રદયમાં પ્રવેશ થઇ વર્તન કરી શકાવશે. એવા ઉદ્દેશે, પ્રેમ સ્વરૂપ ( ઉપાસના કાંડનું મહત્વ એમની આગળ વિષ્ણુ, તત્વના લક્ષ્યને લઇને ઉદ્ભવેલા માર્ગોનુ સંમેલન કરતું ) વિશિષ્ટાદ્વૈતવાદથી પ્રગટ કર્યું અને સર્વને, કલ્યાણ માર્ગ તરફ વાળ્યા. તેમ ઉપરોકત વાદથી પાછા પડતા, જનોને શ્રી નિમ્બાર્કાચાર્યજીએ, દ્વૈતા દ્વૈતવાદથી, શ્રીમધ્વાચાર્યજીએ, કર્મ જીજ્ઞાસુને સત્વર સમજાય, પ્રીતિ લાગે એવો હેતુ રાખી દ્વૈતવાદથી ભકિતમાં મનુષ્યોને પ્રેર્યા છે. એ સંપ્રદાયોમાં

ભકિત પ્રાધાન્ય ગણાય છે. છતાં તેમાં, કર્મ, જ્ઞાન, વૈરાગ્ય ઉપર ભકિત માર્ગને આધાર છે. એ આધાર ભકિતને ઉપયુક્ત રૂપ હોવાથી. સાધ્યને સાધન બંન્ને એક બને એવી, પરમ નિષ્કામ ભકિત દર્શાવવાની જરૂર હતી. તેજ જરૂર શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ. શુદ્ધાદ્વૈતવાદથી નિષ્કામ, નિર્હેતુક, પ્રેમલક્ષણા, પુષ્ટિ ભકિતનો પ્રકાશ કર્યો છે. ઉપાસના રૂપ ભકિત, વેદ અંગ, કાંડનો પુનરોદ્ધાર પૂર્ણતા દર્શાવી છે.

એ રીતે—શૈવવાદોએ, પરબ્રહ્મ સ્વરૂપ શિવતત્ત્વની પ્રાપ્તિ રૂપ, કર્મ, ઉપાસના, યોગ, અને જ્ઞાન, એ વેદના-ત્રય કાંડનું દર્શન કરાવ્યું છે. તેમ વૈષ્ણવાચાર્યોએ પરબ્રહ્મ સ્વરૂપ વિષ્ણુતત્વની પ્રાપ્તિ રૂપ, કર્મ ઉપાસના, યોગ, અને જ્ઞાનકાંડનું ક્રમોન્નતિ પૂર્વક દર્શન કરાવ્યું છે. શાકત, સૌર, ગણપત્ય આદી વાદોએ; શકિત, સૂર્ય, ગણપતિ આદિ પરબ્રહ્મ સ્વરૂપનું જ્ઞાન આપવા પ્રયત્ન કર્યો છે. તેમ શ્રી શાંકરાચાર્યએ ઉપરોકત વાદોના પરબ્રહ્મ સ્વરૂપ ગણાતા પંચાયતનની ઉપાસના, યોગ, કર્મ, ધર્મ, અને જ્ઞાનકાંડનું પ્રતિપાદન કરી, સનાતન ધર્મને ભુલાવનાર. વાદળોને હઠાવ્યા છે.

એ રીતે—ઇતિહાસ દ્રષ્ટિથી જોતાં, સંપ્રદાયોથી ધર્મનું જ્ઞાન રક્ષાયું છે. સમયાનુસાર મનુષ્યો અધિકારાનુસાર શુદ્ધ વેદાંતની ધાર્મિક ભાવનામય રહી, ક્રમોન્નતિથી મનુષ્ય

જન્મની સાફલ્યતાના અંતિમ લક્ષ્યે પહોંચે એજ હેતુવશ પ્રયત્ન કરેલો છે, એમ નિષ્પક્ષપાતે ઇતિહાસીક દૃષ્ટિએ સ્પષ્ટ થાય છે.

વીવીધ માર્ગ, પંથ, મત—સંપ્રદાયો પછીનો સમય જોતાં, એ સંપ્રદાયોના તત્ત્વસિદ્ધાંતોને, લઇને, પેટા ભેદોરૂપે, અવાન્તર શાખારૂપે સંપ્રદાયોના સિદ્ધાંતોને લઇને, તો કોઇ કોઇ અમુક અમુક અન્યના સિદ્ધાન્તોનું મીશ્રણ કરીને, વા સ્વકલ્પિત સિદ્ધાંત લઇને, કોઇક ધર્મના લાક્ષણિક અંગોને લઇને, વા ખંડન કરીને, સ્વાર્થ, પરાર્થ દૃષ્ટિએ માર્ગો, પંથો, મત ઉદ્‌ભવેલા છે. એ વિવિધમત ભેદ, માર્ગો, પંથો, મતોથી, કાંઇક જ્ઞાને અજ્ઞાને ધર્મની ભાવના જાગૃત રહી છે. પણ વેદાંત ધર્મના સ્વરૂપ સિદ્ધાંતને ભુલાવી રહ્યા છે.

યથા, ઉપરોકત, માર્ગો, પંથો. મતોનું આંતર સ્વરૂપ જોતાં, જન કર્તવ્યરૂપ, વર્ણ, આશ્રમ, જનકુટુંબ, દેશ, રાજ્યપ્રતિના વિવિધ ધર્મ કર્મો, વ્યવહારાદી નાતિ નીયમો, સંસ્કાર, ઉપાસના, પાઠ, જપ, વ્રત, તીર્થ, તપ, દાન આદિ સાધનો વિવિધ રૂપના રૂપાન્તરો પામી છિન્ન ભિન્ન રૂપે, વેદાંત ધર્મના સત્ય સિદ્ધાન્તને ભુલાવી રહ્યા છે.

**સાંપ્રદાયિક કલેશનું દર્શન**—બીજી બાજુએ વેદાન્ત ધર્મના સિદ્ધાંતને અનુસરી પ્રવર્ત થયેલા સંપ્રદા-

ચોમાં કાંઇક સુગે, પૃથકતા, કલહ, પક્ષાપાત, નીંદા, દ્વેષ આદી અવિધાના પ્રાબલ્યે, અનુયાયીઓમાં મોટે ભાગે દર્શન આપે છે. અર્થાત્ ભાવનામાં સ્વસંપ્રદાય, સત્ય, શ્રેષ્ટ, બીજા બધા એ સીવાયના તે અસત્ય, કનિષ્ઠ છે. એવો પક્ષપાત, કૃતિમાં-પરસ્પર એક બીજા સંપ્રદાયનો દ્વેષ, સ્વસંપ્રદાય વીનાના સિદ્ધાંતો અમાન્ય, કલ્પિત, ભકિતમાં, સ્વસંપ્રદાયના માન્ય દેવ, ઇષ્ટ, આચાર્ય શ્રેષ્ટ, અન્ય બધા કનિષ્ઠ. ઈત્યાદિ વિતંડાવાદે મચી નીંદા, ઘૃણા કરે છે. અને તે માટે વિસંવાદો, ઝગરાઓ ઉદભવ્યા છે.

એ રીતે—સંપ્રદાયો, માર્ગો, પંથો જોતાં, કાંઇક લાભો થયા છે. પણ સાંપ્રતકાળનું નિરીક્ષણ કરતાં તો એમજ કહેવું પડે છે કે !

વેદાન્ત ધર્મના મૂળ સિદ્ધાંતો, તત્ત્વવેત્તા આચાર્યઓના શુદ્ધ ભાવમય કરનારા બોધો, ધર્માચરણથી પ્રાપ્ત થતી સ્વતંત્ર્યતા, આત્મોન્નતી, અધિકાર વ્યવસ્થાની પ્રણાલીનો નાશ થઈ, બહુધા ગતાનુ ગત્તિક જેવી અવસ્થા થઈ છે. અને ધર્મને નામે કુસંસ્કારો. વહેમો, પાખંડો, અનાચારો તેમાં પ્રવેશીને ઉન્નતિના માર્ગને બંધ કરી રહ્યા છે.

ધર્મ એજ જે દેશનું લક્ષ્ય છે. ઐહિક પારલૌકિક પારમાર્થિક ઉન્નતિ, રાષ્ટ્રના આંતરમાં એક પ્રજા, એક રાષ્ટ્રની ભાવના જમાવનાર, પણ ધર્મ છે. અર્થાત્

સર્વ પ્રકારની ઉન્નતિના મૂળ પાયારૂપ પ્રજાના જીવન વ્યવહારે જેના તત્ત્વો ગુંથાયેલા છે, એવા ધર્મસ્વરૂપ સંબંધમાં, તેના માર્ગમાં ઉપરોકત અવિદ્યામય ઝગડાઓનું દર્શન થાય, તેને સશંક ધૃણાની નજરથી જોવાય છે. તેનાથી વિમુખ બની ઐહિક સુખભોગમાં વૃત્તિ પ્રેરાય છે, તો ત્યાં, દેશ, પ્રજાની શું ગતિ–यो ध्रुवाणि परित्यज्य, अध्रुवं परिसेवते, ध्रुवाणि तस्यनस्यंति, अध्रुवं नष्ट मेवच ।

## ધર્મકલેશ દૂર થઇ અભયમાર્ગ કેવી રીતે દર્શાય.

વેદાંત સ્વરૂપને ભુલાવી ઉન્નતિના માર્ગને પ્રતિબંધ રૂપ બનતા, ધર્મકલેશને, દૂર કયા પ્રકારે કરી શકાય ? અને વેદાંત ધર્મના અંતિમ લક્ષ્યસિદ્ધાંતની પ્રાપ્તિ કરાવનાર, સર્વની એક વાકયતા થઇ, સનાતન વેદાંત ધર્મમાં, અભય માર્ગનું દર્શન થાય છે કે કેમ ? થાય તો કેવી રીતે ? આવી જીજ્ઞાસા માટે, સંપ્રદાય, માર્ગ, પંથ, મતો સંબંધમાં, તત્ત્વજ્ઞોના, શાસ્ત્ર સમંત વિચારોનું દિગ્દર્શન કરવાની જરૂર દર્શાય છે.

ધર્મ તત્ત્વજ્ઞોએ તત્ત્વદૃષ્ટિથી દર્શાવેલા વિચારો વેદાંત ધર્મમાં માન્યતા પ્રસ્થાન ત્રયનો સમન્વય કરી જે વાદ સ્થપાય છે, તેને સનાતન ધર્મના; વેદાંત ધર્મવાદ, સંપ્રદાય મનાય છે. (અમુક વ્યકિત કે લેખ પર વિશ્વાસ

લાવી ચાલનારા તે પંથ, સ્વબુદ્ધિથી માની ચાલવું, તે મત મનાય છે.)

જે જ્ઞાન પરંપરાગત, અનાદિ, વેદ સિદ્ધિ હોય, તેજ અનુષ્ઠેય છે. બાકીનું અનુષ્ઠેય નથી. એવો સિદ્ધાંત છે. એ મુખ્ય લક્ષ્યસિદ્ધાંતો, ધર્મની સામાન્ય ભૂમિકારૂપ બન્યા પછી, અર્થાત સ્વીકાર્યો પછી—વેદાંત ધર્મ દરેક સંપ્રદાયને, વ્યક્તિ માત્રને, પોતાની મરજી મુજબ આદર્શો ઘડવાની, વિચાર કરવાની, કાર્ય કરવાની સ્વતંત્રપણે છુટ આપે છે. અર્થાત્, ધર્મના લક્ષ્ય સિદ્ધાંતોને સ્વીકારનાર, સંપ્રદાય, પંથ કે મત વેદાંત ધર્મમય હોવાનો દાવો કરી શકે છે.

ઉપરોકત સિદ્ધાંતને અવલંબીને જે સંપ્રદાયો, વાદો પ્રવર્ત થયેલા છે, તે શાસ્ત્રસંમત વાદ ગણાય છે. અને વેદાંત ધર્મના લક્ષ્ય સિદ્ધાંતને તજનારા વાદો, શાસ્ત્ર પ્રતિપક્ષી વેદ વિરોધી લેખાય છે, એ રીતે, બે વિભાગથી (વિભકત એવા અનેક વાદો છે, તેમ બીજા અન્ય ધર્મમાર્ગના વાદો છે.

શાસ્ત્ર સંમતવાદોનું એકીકરણ, ત્રય વિભાગ, માર્ગ રૂપ બને છે.

છ દર્શનોની ઐકયતા—વેદાંત ધર્મતત્ત્વના પ્રકટીકરણ રૂપ છ દર્શનોમાં ન્યાય સાથે વૈશેષિકના સાંખ્ય સાથે યોગના તત્ત્વ સિદ્ધાંતો (આગળ જણાવ્યા મુજબ)

ત્રુજ ભેદથી બહુધા સામ્યરૂપ છે. તેમ, પૂર્વ, ઉત્તરમીમાંસા પણ ઐકયતા દર્શાવે છે. એ છ દર્શનો ધર્મ તત્ત્વના પ્રકટિકરણ કેવી રીતે બને છે, એનું દર્શન ઉત્તરમીમાંસામાં કરેલું છે. સર્વની એક વાકયતા કરેલી છે. એથી એ દર્શનની શ્રેષ્ટતા સર્વમાન્ય થઇ, એ દર્શન, સંપ્રદાયો સ્થાપવાને વિજયવંત બન્યું છે. અને ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ આદિ દર્શનો તત્ત્વજ્ઞાનિક દર્શન તરીકે તેમાં સનાયા છે.

**સંપ્રદાયો અને તેના થતા વિભાગ**—સંપ્રદાયોમાં સ્માર્ત્ત, શૈવ. (૪) વૈષ્ણવ, (૪) શાકત, (૨) પ્રચૂર્ણ વીગેરેના સિદ્ધાંન્તોનું, તત્ત્વદૃષ્ટિએ નિરીક્ષણ કરી સંમેલન કરતાં તે દ્વૈત અને અદ્વૈત બે વિભાગે અથવા દ્વૈત સગુણ અદ્વૈત, અદ્વૈત એ રીતે ત્રય વિભાગથી, વેદાંત ધર્મના ત્રય કાંડનું પ્રતિપાદન કરનારા ત્રણ માર્ગ બને છે.

"ઉપરોકત વિભાગમાં" સ્માર્ત્ત, કેવળાદ્વૈતવાદ, અને શૈવવાદનાં દ્વૈત, દ્વૈતાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધદ્વૈત, અને અદ્વૈત વાદનું ક્રમોન્નતિ રૂપે ઉપરોકત ત્રણ માર્ગમાં સંમેલન થાય છે. એ સર્વનો સમાવેશ શ્રી શાંકરાચાર્યએ કરેલો છે.

"વૈષ્ણુ વાદ, સંપ્રદાયમાં દ્વૈત, દ્વૈતાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત શુદ્ધાદ્વૈત, વાદો છે એનું સંમેલન" દ્વૈત વાદના સંપ્રદાયોના ઉપદેશો—સાધન પ્રણાલી, અને સાંપ્રદાયિક નિયમો જોતાં

તેઓએ અર્વાચીન યુગના મુખ્ય દ્વૈતવાદી દાર્શનિક ગણાતા, શ્રીરામાનુજાચાર્યના સિદ્ધાંતોનું પરોક્ષ કે અપરોક્ષ રીતે સર્વ એ અવલંબન કરેલું છે. અર્થાત્ તેઓએ સિદ્ધાંત માન્યા રાખ્યા છે. અથવા એ સંપ્રદાયોના સિદ્ધાંતોના તાત્પર્યનો સમાવેશ તેમાં થાય છે. એથી દ્વૈતવાદનો આરંભ વિશિષ્ટાદ્વૈતમાં સમાય છે. અને વિશિષ્ટાદ્વૈત આરંભાઇ સગુણ અદ્વૈતવાદનું દર્શન કરાવે છે અને સગુણ અદ્વૈતવાદ શુદ્ધાદ્વૈતમાં વીરમી અદ્વૈતવાદનું દર્શન કરાવે છે. અદ્વૈતવાદના પ્રાચિન તેમ અર્વાચીન વાદોનું સંમેલન શ્રી શાંકરાચાર્યના કેવળાદ્વૈતવાદમાં થાય છે. (શાકત–પ્રચૂર્ણવાદો–વેદાંત ધર્મના સિદ્ધાંત અનુસાર જે પ્રચલિત છે. એનું સંમીલન પણ એ ત્રય વિભાગ–માર્ગમાં થાય છે)

એ રીતે વેદાંત ધર્મના ત્રય કાંડનું પ્રતિપાદન કરનારા સંપ્રદાયો ત્રયવિભાગ–માર્ગથી–ભિન્ન ભિન્ન લક્ષ્યોદ્વારા, એક લક્ષ્યએ પહોંચવાના ક્રમોન્નતિના સોપાન રૂપ છે. જેથી તે એકજ ધર્મનું દિગ્દર્શન કરાવે છે.

## "ત્રયમાર્ગના સિદ્ધાંતોનું નીરીક્ષણ"

એ ત્રયમાર્ગના સંપ્રદાયોના તત્ત્વસિદ્ધાંતો જોતાં તે એકમેકથી ગુંથાઇને દર્શન કરાવે છે–અર્થાત્ એ સિદ્ધાંતો વેદાંત ધર્મની સામાન્ય ભૂમિકારૂપ બની ત્રય માર્ગ જન

અધિકારાનુસાર એકજ માર્ગનું દિગ્દર્શન કરાવે છે. एकंसद्विप्रा बहुधा वदन्ति એ શ્રુતિ વચનનું દર્શન કરાવે છે.

"તત્ત્વ સિદ્ધાંતોની માન્યતા"

(૧) આર્યત્વ—(હિંદુત્વ) શ્રૌત, સ્માર્ત, વૈષ્ણવ, શૈવ, શાકત, પચૂર્ણ, ગમે તે ધર્મમાર્ગના અનુયાયીઓ હોય વા પંથ મત કે નવિન પંથના અનુયાયી હોય તે પણ આર્યત્વ. આર્ય છૈયે એમ મુકતકંઠે સ્વીકારે છે.

(૨) વેદ—પરમાત્માના સાક્ષાત્પ્રતિમૂર્તિરૂપ ધર્મના રહસ્યવાળા સનાતન ઇશ્વરી ઉપદેશ છે.

વેદોત્પત્તિ—પરમાત્માના ઉશ્વાશરૂપ અપૌરૂષેય અનાદિ ને અનંત છે. પ્રકૃતિ (પ્ર+કૃતિ એટલે પ્રકૃતિ મુખ્ય કૃતિ) ને આદિ અંત નથી તેમ વેદને નથી. પરમાત્મા શાશ્વત છે તેમ તેનું જ્ઞાન પણ સદા સર્વદા તેની સાથેજ રહે. તેથી તે જ્ઞાનમય વેદ હોવાથી શાશ્વત છે, વેદના પ્રમાતા–કર્તા કોઇ નથી. માટે અપૌરૂષેય છે.

વેદની મહાનતા—વેદ વેદાંત વેદનું અંતફળ રૂપ છે એ ઈશ્વરી આજ્ઞા નિયમોના પ્રકટીકરણ રૂપ હોવાથી અત્યોત્તમ સાહિત્ય છે. એ પવિત્ર સાહિત્યની સમીપમાં ઉભા રહેતાં આર્ય ધર્મવિષયક મત ભેદ કલેશને અવકાશ નથી. અર્થાત્ વેદ વેદાંતના વાક્યને નિશંકપણે આર્ય સંતાનો માનવાને સદા તૈયાર છે.

**વેદ પ્રમાણકઃ શ્રેય સાધનં ધર્મઃ**—એ વેદના પ્રમાણવાળું કલ્યાણનું સાધન તે ધર્મ. (અહીંઆ વેદના પ્રમાણભૂત ધર્મસાહિત્યના ગ્રંથો પણ પ્રમાણભૂત મનાય છે. એ રીતે વેદ વેદાંત. જ્ઞાન પરંપરાનુગત અનાદિ સિદ્ધ હોય તેજ અનુષ્ઠેય છે. અન્ય નહિં. આવો આર્યોનો સિદ્ધાંત છે.

**અન્ય ધર્મોની માન્યતા**—ક્રિશ્ચિયનો બાઇબલને, અને મોહમેદનો કુરાનને જે રીતે માને છે તેવી રીતે આર્યઓ માનતા નથી. પણ એનાથી ભિન્ન પદ્ધતિ-એક વિશિષ્ટ પદ્ધતિથી વેદને ઇશ્વરના શબ્દ નીયમ તરીકે માને છે.

**વેદ વેદાંત ધર્મગ્રંથોની માન્યતા**—આ વિષેના અભિપ્રાયો સર્વના એક રીતે મળતા આવતા નથી એની માન્યતામાં કોઇ અમુક ભાગને તો બીજા કોઇ અન્ય ભાગને વિશેષ પ્રમાણરૂપ કહે છે. એવા પ્રકારનો મતભેદ છે. પણ સર્વ પ્રમાણોમાં વેદ વેદાંત વિશેષતારૂપે ગણાય છે. અને બાકીના ધર્મગ્રંથોમાં સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ, નિબંધાદિ ગ્રંથસમૂહ ઉત્તરોત્તર સ્થૂળ લેખાય છે.

ઉપરોક્ત ક્રમથી જે તત્ત્વજ્ઞાન પ્રગટ કરાય છે તે પ્રમાણભૂત મનાય છે. યથા-મીમાંસા દૃષ્ટથી પૂર્વ પૂર્વ, ઉત્તર ઉત્તરથી ગરીયસ માની એક વાક્યતાથીજ જે સિદ્ધાંત

સ્થપાય છે તેજ સિદ્ધાંત સનાતન ધર્મના વિજયરૂપ લેખાય છે.

ઉપરોક્ત પ્રણાલી શ્રી શાંકરાચાર્યના સમયથી સ્વીકારેલી જણાય છે. તે પહેલા ધર્મવાદોમાં શ્રુતિ આદીનાં અમુક ભાગને શ્રુતીને ઇષ્ટ માની, અન્યને અસ્વીકારી સ્વસિદ્ધાંત સ્થાપવાની વ્યવસ્થાનો સ્વીકાર કરેલો છે.

સ્વામી શ્રી શાંકરાચાર્યના પછીના વાદોમાં પણ કેટલાક, સર્વાંશે, વેદ, વેદાંત, પુરાણાદી, ગીતા, સૂત્રને, માન્ય કરીને ઉપરોક્ત પ્રણાલીને સ્વીકારવા ઉત્તરથી પૂર્વ તરફ ધસી છેવટ સંપ્રદાય પ્રવર્ત્તકના વચનને વિશેષ પ્રમાણરૂપ ગણે છે.

કેટલાક સૌથી સ્થુળને, સૌથી સૂક્ષ્મ ઠરાવી તેનેજ વળગે છે.

કેટલાક-કાંઇક અલ્પ તત્ત્વસિધ્ધાંતને લઇ. તેમાં અન્યનું સંમેલન કરી, સ્વસિદ્ધાંત ઉચારે છે.

સારાંશ—ઉપરોક્ત રીતે, વેદ-વેદાંતના સ્વરૂપની માન્યતામાં મતભેદ છતાં; વેદ વેદાંતને શ્રેષ્ટ પ્રમાણરૂપ ઇશ્વરી જ્ઞાન તરીકે સર્વ સ્વીકારે છે.

(૩) પરમાત્માનું અસ્તિત્વ—જે ઉત્પત્તિ, સ્થિતી અને લય કરનાર મહાન્ સનાતન પૂર્ણ સત્તા છે, તેજ ઇશ્વર છે. જેની સત્તા નીચે કલ્પારંભે બ્રહ્માંડ આદી અદભુત પ્રપંચરૂપ વિશ્વ ઉદભવે છે. અને કલ્પના અંતે સમસ્ત લય

થાય છે. તે ઈશ્વર વા અલૌકિક; એ અનંત શકિતમાંથીજ સર્વની ઉત્પત્તિ થઇ છે. અને તેના આધારથી સ્થીત રહે છે, અને તેની અંદર લય થાય છે. એ રીતે સર્વ ઇશ્વરને માને છે.

ઇશ્વરના સ્વરૂપ સંબંધમાં મતભેદ છે. કોઇક સર્વાંશે સગુણ અને ઇશ્વરના અવતારો માને છે. તો કોઈ એમ માન્યા છતાં, જન દેહ, જે મનુષ્યત્વ ધરનાર ઈશ્વરના અવતારને માનતા નથી.

કેટલાક તો શુદ્ધ નિર્ગુણ સ્વરૂપ ઇશ્વરને માને છે, અને કેટલાક સગુણ-નિર્ગુણ એવા સ્વરૂપને માને છે.

યથા,—દ્વૈતવાદી, સૃષ્ટિ યંત્રના સંચાલક, વિશ્વથી ભિન્ન સગુણ ઇશ્વર સ્વરૂપને માને છે.

સગુણ અદ્વૈતવાદી, એનાથી આગળ વધી, વિશ્વમાં ભરપૂર, સગુણ નિગુણ સ્વરૂપને માને છે.

અદ્વૈતવાદી, નિર્ગુણ ઇશ્વર સ્વરૂપને, અને કેવલાદ્વૈતવાદી જેમાં ગુણનો કેવળ અભાવ છે, તેને વિશેષણ અપાય નહિં, એમ દર્શાવી સચ્ચિદાનંદ એજ વિશેષણ આપવું વિશિષ્ટ માને છે. પણ ઉપનિષદોમાં તો, નેતિ નેતિ. તે આવો નહિ, આવો નહિ. એજ નિષેધાત્મક ભાષાથીજ વર્ણવી શકાય એમ સ્પષ્ટ કહે છે.

અન્ય ધર્મ માર્ગોમાં ઇશ્વરને શરીર છે, પણ તે

હાલ કહી શકાય નહિં. કયા મતે તેની સંન્નિધી થશે. તે અમુક (બેહસ્તહેવન, સાતમા આશમાને) દેશમાં છે. સ્થાનમાં છે. સિંહાસન ઉપર બેશીને ત્યાંથી પોતાના તેજ-બળથી સર્વ હકુમત તે ચલાવે છે. એવી માન્યતા છે.

સનાતન ધર્મ માર્ગમાં સગુણ શબ્દનો અર્થ, અન્ય ધર્મ માર્ગના જેવો હતો નથી પણ સગુણ, એટલે માત્ર દિવ્ય ગુણ યુક્ત છે (સગુણ ઇશ્વરનું વર્ણન, પુરાણાદી ગ્રંથોમાં અનેક પ્રકારે છે) એ સગુણ ઇશ્વર, વિશ્વની ઉત્પત્તિ, સ્થીતિ અને લય કરે છે. આ માન્યતા સર્વે સંપ્રદાયોની છે.

વેદાંત ધર્મ ગ્રંથ સમુહમાં—સગુણ, સગુણ-નિર્ગુણ, નિર્ગુણ. એવી રીતના વર્ણનો છે. વેદમાં વર્ણાયલા એક પરબ્રહ્મની વિભૂતિ સ્વરૂપ, પંચાયતન (શિવ વિષ્ણુ, શક્તિ, સૂર્ય, ગણુપતિ.) દેવોના, પુંજન સ્તવન આદીની વીધી-કર્મો, મંત્રો-સંહિતાદી ગ્રંથોમાં છે.

એ પંચદેવને બાદ કરતાં, બાકીનાં તમામ દેવતાઓ, એ પાંચ પરબ્રહ્મ સ્વરૂપ દેવની જૂદી જૂદી સ્થીતિનાં નામો, તેઓના કર્તવ્ય અનુસાર, મનુષ્ય અધિકાર રૂચી વૈચિત્ર્યાથી પૃથક પૃથક, હોવાથી તેમની રૂચી અર્થે યોજેલા છે.

શ્રૌત-સ્માર્ત્ત ધર્મ માર્ગમાં-ઉપરોક્ત પંચાયતનને, શૈવમાર્ગમાં, શિવતત્વને, વૈષ્ણવીમાર્ગમાં, વિષ્ણુતત્વને,

શાકતમાર્ગમાં, શકિતતત્વને, ગણુપત્યમાં ગણુપતિને સૌર-માર્ગમાં, સૂર્યતત્વને-પરબ્રહ્મરૂપે સ્વીકાર કરાયલો છે.

એ રીતે—આર્ય ધર્મમાર્ગોમાં અનેક દેવનો સ્વીકાર કરેલો હોવાથી, ઉપર દષ્ટિએ અનેક દેવવાદી દેખાય છે. પણુ તત્ત્વદૃષ્ટિએ જોતાં એકેશ્વર વાદીછે, सर्वं ब्रह्ममयं जगत्.

ઉપાસના—પંચાયતન, પરબ્રહ્મ સ્વરૂપની, ઇશ્વરી અવતારોની, પ્રતિક, પ્રતિમા મૂર્તિ, ચિન્હથી કરાય છે. આ પ્રણુાલી આર્ય સનાતન ધર્મમાં છે.

અન્ય ધર્મ માર્ગમાં પણુ, અનેક રૂપોદ્વારા પ્રગટ, વા અપ્રગટ રીતે આ પ્રણુાલીનો સ્વીકાર થયેલો છે, અને થતો જાય છે.

આ પ્રણુાલી, નિરાકાર, સાકારની ઉપાસનાની પૂર્ણુ-તાએ પહોંચાડનારી સીડીરૂપ બની છે. અને અસંખ્યોને લાભ આપ્યો છે, આપે છે, ને આપશે. (વિશેષ હકીકત જય દર્શનમાં જોવી) હાલમાં એમાં નિકૃષ્ટ તત્વેના સંમેલનથી કાંઇક વીપરીતતા દર્શાય છે. તેથી સર્વ પ્રણુા-લીને નીંદવા પ્રયત્ન કરવો એ ભૂષણુાવહ મનુષ્યને નથી. પણુ તે વિવેકદૃષ્ટિથી દૂર કરી ઉચ્ચ આદર્શોએ ચઢનારને, એ માર્ગ સરળ કરી આપવો. એજ તત્વજ્ઞોનું કર્તવ્ય છે. અને તે માટે વિજ્ઞપ્તિ છે.

(૪) કલ્પની માન્યતા—આ પરિવર્તન શીલ

સૃષ્ટિના ક્રમ વિષેની માન્યતા, એક સમાન રીતે સર્વ સંપ્રદાયો સ્વીકારે છે.

આ વિશ્વમાં જે વસ્તુઓ વ્યક્ત દશામાં છે, તે પ્રત્યેક વસ્તુનું મૂળ " આકાશ " છે. તેમ

આ વિશ્વમાં દ્રશ્ય થતી શકિત, ગુરૂત્વાકર્ષણ, પ્રસારણ સજીવતા, ઇત્યાદિ શકિતઓ છે તેનું મૂળ, અધિષ્ઠાન પ્રાણ છે.

એ પ્રાણશકિત, અને આકાશના સંયોગથી ( પ્રાણ-શકિતનો આઘાત આકાશમાં થવાથી ) આ દ્રશ્ય વિશ્વ, દ્રશ્ય થવા માંડે છે. આવી સૃષ્ટિ વિષેની ઉતપત્તિ આર્ય-શાસ્ત્રની છે. ( વે. સૂ. ૨-૩-૧૪. ભ. ગી. સાંખ્ય. મહાભારત.)

( પાશ્ચિમાત્ય—અર્વાચિન ભૌતિક શાસ્ત્રીઓ, આકાશ શબ્દઅંગે, ઇશ્વર શબ્દની યોજના કરે છે. પણ આકાશ શબ્દના અંતર્ભૂત થતા સમસ્ત અર્થ, ઇશ્વર શબ્દથી વ્યક્ત થતા નથી. આવું તત્વજ્ઞોનું માનવું છે. )

સ્પષ્ટાર્થ—કલ્પારંભ થવા પૂર્વે, આકાશ નિષ્પંદ અને અવ્યક્ત સ્થીતિમાં હોય છે. એ સ્થીતિ પ્રાણનો સંયોગ થતાં તેના તેના યોગથી, એક પછી એક પદાર્થો વ્યક્ત થાય છે એ રીતથી વૃક્ષ, પશ્વાદી પ્રાણિ, મનુષ્યો, તારા, ગૃહ આદી આકાશસ્થ ગોળ આદી સર્વની ઉત્તપત્તિ

થાય છે. એ વ્યકત સ્થીતિમાં કેટલોક સમય વ્યતિત થયા પછી એ અવસ્થાની સમાપ્તિ થતાં અવ્યકત દશાનો આરંભ થાય છે.

જે ક્રમથી આ વિશ્વની પ્રથમ ઉત્ક્રાંતિ થઇ હતી, તેથી વિરૂદ્ધ ક્રમથી અપક્રાંતિ થવા માંડે છે. એમાં સ્થુળ રૂપનું પૃથક્કરણ થતાં, તે અધિકાધિક સૂક્ષ્મ થતાં જાય છે, છેવટે આકાશરૂપને ધારણ કરે છે. એજ પ્રમાણે વિશ્વમાં અનેક પ્રકારની દ્રશ્ય થતી શકિતઓનું પણ, આવરણ થતાં તેઓ પોતાના મૂળ પ્રાણરૂપમાં પ્રવેશ કરે છે.

એવી રીતે અવ્યકત સ્થીતિ, કેટલોક કાળ રહી તેની સામ્યવસ્થામાં વિકાર થતાં, નવીન કલ્પનો આરંભ થાય છે, અને સમસ્ત પુનઃ પૂર્વના કલ્પ પ્રમાણે સ્થુળ રૂપથી પ્રતિત થાય છે.

ઉપર જણાવેલાં, વિશ્વનાં મૂળ દ્રવ્યો, આકાશને પ્રાણ બન્ને મહત્ તત્વમાં લીન થાય છે. અર્થાત્ તે નવિન નિર્માણ થતાં નથી, પણ મહતત્વજ એ ઉભય રૂપે થાય છે. મહતત્વ એને સ્મૃતિ પુરાણમાં, બ્રહ્મદેવ, હિરણ્યગર્ભ, પ્રજાપતિ નામથી, સાંખ્યમાં પ્રકૃતિના નામથી, ગીતામાં વેદાંતમાં મહત્ નામથી ઉપદેશાયલું છે.

પ્રાણને ઉપનિદમાં ( કોઇ એકમાં ) ઇંદ્રિય નામ પણ અપાયલું છે. પણ પ્રાણ પંચભૂતાત્મક નથી, એ પરમા-

ત્માંમાંથી પૃથક ઉદ્દભવેલ (વેદાંત, સાંખ્ય. સુ. ૧-૨-૩) છે. આત્માથી તે ભિન્ન, આદિ અંતરહિત, અનંત છે. સ્પંદ ગતિને ઉત્પન્ન કરવાનું કાર્ય કરનાર છે. એનું અસ્તિત્વ, અન્ય સહાય વીના સ્વતંત્ર રીતે હોઈ શકતું નથી એ હકીકત સીવાય પ્રાણશકિતના સ્વરૂપની માહિતી મળતી નથી.

સૃષ્ટિ આર્યસાસ્ત્રોમાં—પ્રથમથીજ અસ્તિત્વ ધરાવનાર વસ્તુના પુનરૂદ્ભવનનેજ સૃષ્ટિ નામ અપાયલું છે. અર્થાત્ પૂર્વની અવ્યકત દશાથી વ્યકત દશામાં જે આવે તે સૃષ્ટિ શબ્દથી પ્રતિપાદન કરે છે.

અન્ય ધર્મ ગ્રંથોમાં—પરમેશ્વરે પંચભૂતને જંગમકોટીમાંના પ્રત્યેક પ્રાણિ જાતને, જુદા જુદા સમયે, સ્વતંત્ર રીતીએ નિર્માણ કર્યાં છે. એ સિદ્ધાંત ભૌતિક શાસ્ત્રીય ઉત્ક્રાંન્તિ વાદનો છે. પ્રચાર થતાં ઉપરોકત માન્યતા શિથીલ થઇને ઉત્ક્રાંન્તિ વાદનો વિદ્વજનોમાં પ્રચાર થયો છે. આ ઉત્કાન્તિવાદ, કાંઇક સહેજ તફાવત બાદ કરતાં ઘણે અંશે આર્ય શાસ્ત્ર સાથે સંમેલન રૂપ બને છે.

બીજું—પ્રાશ્ચિમાત્ય શાસ્ત્રો, વિશ્વ નિર્માણ થાય છે, એવું જણાવવા, ક્રીએશન " શબ્દ યોજે છે. એ સર્વત્ર પ્રસરેલા શૂન્યત્વમાંથી કાંઇક વસ્તુનો આવિર્ભાવ થાય છે, એવી ભાવના દર્શાવે છે. આર્યશાસ્ત્ર આ ભાવના સ્વીકારતું નથી.

ત્રીજું—ખ્રિસ્તી, મોહમેદન, ધર્મ ગ્રંથોમાં જગતની

ઉત્પત્તિ, અમુક હજાર વર્ષો પૂર્વે થઈ હતી, અને તે અમુક કાળમાં સઘળાનું નાશ થશે, અને તે કયામતે પ્રલયને દીવસે પાપીઓને અન્ય ધર્મ મતવાળાઓને ઇન્સાફ કરીને, અનંત કાળપર્યંત સદાને માટે, દોજખમાં મોકલશે ધર્માત્માઓને પરસ્તાન મળશે, એવી માન્યતા છે. તેમ શૂન્યમાંથી જગત જીવાત્માની રચનાની માન્યતા એમાં છે.

આર્યશાસ્ત્રમાં—વિશ્વ-સૃષ્ટિ-અનાદિને અનંત છે એમ માને છે.-કાળની ગણનાના આરંભ પહેલાનાં સમયથી, ઉત્પત્તિ, સ્થિતિ, લય, પામતી જળતરંગવત્ ગતી આ વિશ્વની ચાલી આવેલી છે. અને તે અનંતકાળ પર્યંત પ્રતિપાદન કરે છે.

સૃષ્ટિ ઉત્પત્તિ સંબંધમાં મતભેદ છે—કોઇ આરંભવાદને, તો કોઇ પરિણામવાદને કેવળ દ્વૈતવાદને સ્વીકારે છે. ઉપરદૃષ્ટિએ ભેદ છે. પણ અંદર એકતા રહેલી છે.

ઉપરોકત અસ્તિત્વ, અથવા નાસ્તિત્વ એમાંનું કાંઇજ નહોતું. જે વેળાએ કેવળ અંધકાર પર અંધકારનાં વાદળો આવરણો હતાં, તે વેળાએ શું હતું ? કોનું અસ્તિત્વ હતું ? આનો જવાબ ऋग्वेद ના નાસદિય સુકતમાં ( ऋ. मं. १० सुक्त १२९ ) અલૌકિક રીતે અપાયલો છે.

(૫) યોગથી કાળની કલ્પના—સૃષ્ટિ વ્યકત થયા પછી, અવ્યકત થતાં સુધી, તેમ અવ્યકતથી વ્યકત

થતાં સુધી, કેટલો કાળ પસાર થાય છે. તેનાં વર્ણનના શાસ્ત્ર ગ્રંથો. સાંખ્ય દર્શનમાં, સાંખ્ય કારિકામાં એ વિશે ઉલ્લેખ નથી. શ્રી ભ. ગીતા (૮+૧૭) મનુસ્મૃતિ મહાભારત આદિમાં, તે સારંગધર પદ્ધતિ, નિર્ણયસિન્ધુ, શુભાષિતરત્ન, સૂર્ય સિદ્ધાંત, શ્રી ભાગવત વિષ્ણુ પુરાણાદિ ગ્રંથોમાં ઉપરોક્ત કલ્પનાનું દિગ્દર્શન થાય છે.

ઉપરોક્ત ગ્રંથોના આધારથી જોતાં, કાળની ગણતરી કરવા માટે છ પ્રકારથી વર્ષના માનની ગણતરી છે. અર્થાત્ છ પ્રકારથી વર્ષના દિવશોનો નિર્ણય કરી તે મુજબ વર્ષનું નામ કહેવાય છે.

છ પ્રકાર સૌર વર્ષ ૩૬૫ દિવસ ૧૫ ઘટી ૩૧ પળ ૩૧ વિપળ ૨૪ પ્રતિપળનું છે. ચાંદ્ર વર્ષ, ૩૫૪ દિવસનું, સાવન વર્ષ ૩૬૦ દિવસનું. "નાક્ષત્ર વર્ષ" ૩૬૬ દિ ૧૫ ઘ. ૩૧ પ. ૩૧ વિપળ ૨૪ પ્રતિપળનું, "દૈવ વર્ષ" ૩૬૦, "પિતૃ વર્ષ" ૩૬૦, ચાંદ્ર માસ વા. ૩૦ ચાંદ્ર વર્ષનું એક પિતૃ વર્ષ છે.

મનુષ્યના—સૌર વર્ષાનુસાર ૬૦ ઘટિકાના દિવશ રાત્રી મળી ૧ દિવશ, એવા ૩૦ દિવસનો મહિનો અને એવા બાર માસનું ૧ વર્ષ. તેના બે અયન અને છ ઋતુ છે.

પિતૃના—મનુષ્યનો એક મહિનો તે (શુકલપક્ષ દિવસ, અને કૃષ્ણપક્ષ તે રાત્રિ મળી) એક દિવસ રાત્રિ

થાય. એવા ૩૦ રાત્રિ દિવસનો ૧ ચાંદ્ર માસ. ૧૨ ચાં માસનું ૧ વર્ષ.

દેવના—મનુષ્યનું ૧ સૌર વર્ષ તે ( ઉત્તરાયણ દિવસ અને દક્ષિણાયણ તે રાત્રિ મળી ) એક દિવસ થાય ૩૦ દિવસનો ૧ મહિનો ૧૨ મહિનાનું ૧ વર્ષ,

દૈત્યના—દેવનો દિવસ તે રાત્રિ, અને દેવની રાત્રિ તે દિવસ છે.

## બ્રહ્માના આયુષ્ય માટે કલ્પ મહાકલ્પના કાળની સમજણ માટે યુગોના કાળની કલ્પના.

ચાર યુગોના વર્ષ—સત્યયુગ ૪૦૦૦, ત્રેતાયુગ ૩૦૦૦, દ્રાપરયુગ ૨૦૦૦, કલિયુગ ૧૦૦૦ વર્ષ છે.

સંધિકાળ—એક યુગ પૂરો થતાં, તરત બીજા યુગનો આરંભ થતો નથી. કાંઇક સમય પસાર થાય છે એ કાળનાં સમયને સંધિ સંધ્યાકાળ કહે છે, એ સંધ્યા સંધિ આરંભ અને અંતની મળી દરેક યુગની બળે છે. તેના વર્ષ સત્ય યુગની સંધિ $\frac{૪૦૦}{૪૦૦}$ ત્રેતાની $\frac{૩૦૦}{૩૦૦}$ દ્રાપરની $\frac{૨૦૦}{૨૦૦}$ કલિયુગની સંધિ $\frac{૧૦૦}{૧૦૦}$ એ પ્રમાણે સંધિના વર્ષો છે. ( એમાં યુગના અને સંધિકાળના વર્ષો જણાવ્યા છે. તે દેવના વર્ષ છે એવું પુરાણોમાં વચન છે. મનુષ્યોના વર્ષ મુજબની ગણનાનો ક્રમ પંચાગોમાં અપાયલો છે. )

ઉપરોકત—ચાર યુગને આઠ સંધિકાળના ૧૨૦૦૦હજાર વર્ષ થાય છે, તે દેવનો એક યુગ થાય છે. અને મનુષ્યનો તે, ૧ મહાયુગ કહેવાય છે.

એ દેવનો યુગ, ૧ છે, તેવા ૭૧ યુગને મન્વંતર કહ્યો છે. (મનુષ્યના ૭૧ મહાયુગ તે થાય છે) તે, મન્વંતરો ૧૪ છે. (સ્વાયંભૂ, સ્વારોચિષ, ઉત્તમ, તામસ, રૈવત, ચાક્ષુષ, વૈવસ્વત,સાવર્ણિ, દક્ષસાવર્ણિ, બ્રહ્મસાવર્ણિ, ધર્મ-સાવર્ણિ, રૂદ્રસાવર્ણિ, રૌચ્યસાવર્ણિ, ભૌતિકસાવર્ણિ) મન્વંતરોમાં પણ સંધ્યાકાળ છે—પહેલા મન્વંતરના આરંભમાં અને છેવટે બીજાના આરંભમાં, એ રીતના કૃતયુગ જેટલા વર્ષવાળો એક. એવા ૧૫ સંધ્યાકાળ છે.

એ ૧૫ સંધ્યાકાળ અને ૧૪ મન્વંતરોનો સમય પૂરો થતાં દેવોના, ૧ હજાર યુગ થાય છે. તે બ્રહ્માનો ૧ દિવસ થાય છે. (સૂ, સિ ૧—૧૫—૩૦)

એવા એક હજાર યુગની રાત્રિ (મનુ ૧—૬૯—૭૩—૭૯) એ રીતે દિવસ રાત્રિ મળી બ્રહ્માનો ૧ દિવસ તે કલ્પ કહેવાય છે. અને એવા ૩૬૦ કલ્પ (અહો રાત્રનું બ્રહ્માનું એક વર્ષ એવા સો વર્ષનું, બ્રહ્માનું આયુષ્ય છે, તેનું જ નામ "મહાકલ્પ" છે-

બ્રહ્માના દિવસથી કલ્પની શરૂઆત થતાં (अव्यक्ता-द्व्यक्तय:) અવ્યકતમાંથી સૃષ્ટિના સર્વ પદાર્થો વ્યકત થાય છે. દિવસ થતાં ઉદ્ભવે છે, અને રાત્રિ થતાં તેજ અવ્યકતમાં

પાછાં લીન થાય છે. (ભ. ગી. ૮-૧૮-૯) સ્મૃતિઆદિ ગ્રંથોમાં છે)

આ કલ્પમાં સૂર્ય, ચંદ્રાદિક સર્વ સૃષ્ટિનો નાશ થતો નથી તેથી એ પ્રલય બ્રહ્માંડોત્પત્તિ, લયની ગણત્રીમાં નથી. એ ઉત્પત્તિલયનાં સંબંધમાં ગણાતો મહાકલ્પ છે.

## ઉત્પત્તિ અને લયની સમજ માટે પ્રલયની યોજનાઓ પ્રલય ચાર પ્રકારના છે.

(૧) **નિત્ય પ્રલય**—ક્ષણે ક્ષણે મનુષ્યાદિ પ્રાણિઓનો દીપજ્યોતિ સમાન નાશ થાય છે. અથવા, જીવાત્માને જે સુષુપ્તિ થાય છે તે.

(૨) **નૈમિત્તિક પ્રલય**—બ્રહ્માનો દિવસ પૂરો થવાથી ભૂર આદિ ત્રણ લોકનો જે નાશ થાય છે તે.

(કેટલાકો, દિન પ્રલય નામ આપી ત્રીજો પ્રલય જણાવી, ચતુર્દશ મન્વંતરો થાય છે, તે પ્રત્યેકનો નાશ થાય છે, એમ જણાવે છે. અને કેટલાકો—એને અવાન્તર પ્રલય, મન્વંતર પ્રલય એવું પણ નામ આપે છે.)

(૩) **મહાપ્રલય**—બ્રહ્માના સો વર્ષ પૂરા થયા પછી, બ્રહ્માસહિત (પ્રકૃતિના) તમામ કાર્યો પ્રકૃતિમાં લય પામે છે આકાશાદિ ભૂતોનો તેના મૂળ માત્રનો લય થાય છે એને પ્રાકૃત પ્રલય પણ કહે છે.

(૪) આત્યાંતિકલય, પ્રલય-માયા, માયાના કાર્યોનો બાધ થાય-જ્ઞાન વડે કારણ સહિત સર્વ જગતનો બાધ થાય છે તે. આ પ્રલય જ્ઞાનિને પુરૂષાર્થરૂપ સાધ્ય થાય છે.

"વર્તમાન સમયે કલ્પ મહાકલ્પ યુગ અને મન્વાંતરોનું જ્ઞાન."

ઉપરોકત ગણનાનુસાર બ્રહ્માના ૧૦૦ વર્ષમાંથી ૫૦ પૂર્ણ થઈ ૫૧મું વર્ષ, પહેલો દિવસ, શ્વેતવરાહ કલ્પની શરૂઆત થઇ છે. ૭ મન્વંતરો પૂરા થઈ ૭મો વૈવસ્વત મન્વંતર ચાલે છે. તેમ ૭૧ મહાયુગોમાંથી ૨૭ પુરા થઇ, ૨૮મો કળિયુગનું પ્રથમ ચરણ ચાલે છે. ( વિ. પુ. )

સારાંશ—એ રીતે કલ્પ, મહાકલ્પ, અને યુગોની કલ્પના, આર્ય શાસ્ત્રના તમામ ધર્મ, વાદો સ્વીકારે છે. (ભ, ગીતામાં પણ આવોજ ક્રમ આપેલો છે )

(૬) આત્મા-જીવાત્મા ને સંસારવાદ

જીવાત્મા ફરી ફરીને જન્મ ધારણ કરે છે. આત્મા અજન્મા છે. પણ તે નવા નવા દેહ ધારણ કરે છે. આ સંસારવાદના સિદ્ધાંતને તમામ આર્ય સંપ્રદાયો સ્વીકારે છે.

માનસ શાસ્ત્ર વિષયક દાર્શનિક સિદ્ધાંતો એક સરખા બધા માને છે. એ વિષે જેટલા પ્રકારની ઉત્પત્તિયોની માન્યતા છે, તે સર્વનો ન્યૂનાધિક રીતે સાંખ્ય શાસ્ત્રપર આધાર છે.

સાંખ્ય શાસ્ત્ર—પુરૂષ, પ્રકૃતિ, બે તત્ત્વને સ્વતંત્ર માની ઉભયના સંયોગથી, આદ્રશ્ય વિશ્વની રચના થયેલી દર્શાવે છે. યથા સાંખ્ય સિદ્ધાંત પ્રકૃતિ સ્વતંત્ર છે. તેને માત્ર પુરૂષને સંયોગ, એ નિમિત્ત કારણ છે. પુરૂષ સહ પ્રકૃતિનું સંમીલન થતાં પ્રકૃતિની સામ્યાવસ્થા તુટતાં તેના ગુણને વિસ્તાર પ્રકૃતિ સ્વયં કરે છે. એવો સાંખ્યને સિદ્ધાંત છે. વિશ્વ પિંડોત્પત્તિ.

વિસ્તાર સ્વરૂપ જ્ઞાન અવ્યક્ત પ્રકૃતિથી મહત્ (મહતત્ત્વ વિશ્વબુદ્ધિ, વિશ્વવ્યાપક મહત્) એ મહત્ તત્ત્વથી (વિશ્વવ્યાપક) અહંકાર, એ અહંકારથી—બે પ્રકારના તત્ત્વસમુહ—એકમાંથી મન સહિત એકાદશ અંતરેંદ્રિયો, ને બીજામાંથી પાંચ તન્માત્રા અને એ પાંચ તન્માત્રાઓમાંથી પાંચ મહાભૂતો, અને એ પંચભુતોમાંથી, સચેતન, અચેતન આ સમસ્ત વિશ્વ નિર્માણ થયેલું છે, એ રીતે શાસ્ત્રએ વિશ્વ રચનાનો સિદ્ધાંત દર્શાવેલો છે. (યોગ, પતંજલ શાસ્ત્રે એજ ક્રમ દર્શાવેલો છે.)

ઉપરોક્ત રીતે આ બ્રહ્માંડ દ્રષ્ટીગોચર થાય છે, તેવાજ પ્રકારથી વ્યક્તિગત્ત પિંડ દેહની રચના થયેલી છે.

સૂક્ષ્મદેહ—યથા—મહતત્ત્વ (બુદ્ધિ) અહંકાર મન સહિત ૧૧ ઇંદ્રિયોને શબ્દાદિ પાંચ તન્માત્રા. એ તન્મા-

ત્રાઓથી પરંપરા એ આકાશાદિ પાંચ મહાભૂતો, અને એનાથી આ પ્રતિત થતા સ્થૂલ શરીરની ઉત્પત્તિ થયેલી છે.

સૂક્ષ્મ, લીંગદેહ—આકાશાદિ પાંચ ભૂતો વિનાના બાકીનાં ૧૮ તત્ત્વોનો ગણાય છે.

## સ્થુળ સૂક્ષ્મશરીરમાં અભેદતા

સ્થુળ સૂક્ષ્મશરીરોમાં—પરમાણુ, પદાર્થ, શકિતઓ વીગેરે જોતાં સ્થુળમાં સ્થુળ રૂપે, અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ રૂપે હોવાથી સ્થીતિમાં ભેદ દેખાય છે; પણ તેના સ્વભાવ ગુણ ધર્મ વીગેરેનો વિચાર કરતાં, એ શરીરોમાં ભેદ નથી.

(સાંખ્ય—અવ્યક્ત પ્રકુતિથી પાંચ ભૂતો સુધીનું વર્ણન કરે છે. એની આગળ-પાંચ મહાભૂતોમાંથી સૃષ્ટિની રચના કેવા પ્રકારે થાય છે, તેનું વર્ણન વેદાંતગ્રંથોમાં છે તે)

જીવાત્મા—આ દ્રશ્ય સ્થુળ શરીર છે. તેની અંદર સૂક્ષ્મશરીર અથવા મન રહેલું છે. (અંતરેંદ્રિયોની પાછળ મન રહેલું હોવાથી, એ સૂક્ષ્મશરીરને કેટલાક મન પણ કહે છે) એ મન, બુદ્ધિ, અહંકાર, એ અહંકારની પાછળ મહત્, અને મહત્‌ની પાછળ જે પુરૂષ છે, તેને આત્મા કહે છે. અર્થાત્ સ્થુળ અંદર સૂક્ષ્મશરીર અથવા મન રહેલું છે, એ બધા શરીરની અંદર જીવાત્મા રહેલો છે.

પાશ્ચિમાત્ય શાસ્ત્રો—પાશ્ચિમાત્ય માનસશાસ્ત્રમાં—

મન અને આત્મા-વચ્ચેનો તફાવત હજુ કથીવી શકયા નથી. તે મત પ્રમાણે મન એજ આત્મા છે.

આર્ય્ય શાસ્ત્રો—મન અથવા અંતઃકરણ જેને કહેવામાં આવે છે તે જીવાત્માનું એક યંત્રવત્ છે, એ યંત્રથી જીવાત્મા શરીર અને બાહ્ય જગત ઉપર પોતાનું કાર્ય કરે છે. આ સિદ્ધાંતનો સ્વીકાર સર્વ ધર્મ માર્ગમાં છે.

**જીવાત્મા અને દેહસંબંધ**-જીવ-જીવાત્મા-આત્મા એવા પૃથક પૃથક નામો એના આપે છે. એ અનાદિ અનંત અવિનાશી છે. જ્યાં સૂધી એ સંપૂર્ણ મુકત દશા સંપાદન કરે નહિ, ત્યાં સૂધી સૂક્ષ્મ શરીર સાથે ફરી ફરી નવા દેહો જન્મો ધારણ કરે છે એમ સ્થૂળ નાશ પામનારૂં છે. તેમ સૂક્ષ્મ પણ દિર્ઘ સમયે જનારૂં છે.

**જીવાત્માનું પ્રાકટ્ય**—એક ઇશ્વરનાજ અંશભૂત છે. એવો વેદાન્તનો મત છે. જીવાત્મા તે અનંત અગ્નિનો એક સ્ફૂલિંગ છે. ( तदेतत्सत्यं मू. उ. २-१ ) મોટા પ્રજળેલા અગ્નિની જ્યોતિમાંથી લક્ષાવધિ પ્રગટ થતા તણખાઓ માફક પરબ્રહ્મમાંથી આ આત્માઓ પ્રગટેલા છે. જેથી એ આત્મા, અનાદિ અનંત અજન્મા ચૈતન્ય કૈવલ્યરૂપ છે. સ્વભાવથી અવિનાશી છે.

આ સિદ્ધાંત સર્વ આચાર્યો સ્વીકારે છે.

અન્ય ધર્મ શાસ્ત્રો જીવાત્મા નાસ્તિત્વમાંથી નવીન ઉત્પન્ન થતો માને છે.

જીવાત્માઓમાં સમભાવ અને ગુણો શક્તિઓ છે. આત્મામાં મહત્તા પવિત્રતાદી ઉન્નતિ રૂપ પ્રબળ શક્તિઓ રહેલી છે. પ્રત્યેક મનુષ્ય પ્રત્યેક પ્રાણીમાં જીવોમાં નીચ કે નીર્બળ નાનું કે મોટું હોય તોપણ સર્વ વ્યાપી આત્મા સમભાવેજ રહેલો છે, આત્માની દ્રષ્ટિએ તેના મૂળ સ્વરૂપ કે સ્વભાવમાં ભેદ નથી. અર્થાત્ મનુષ્યથી છેક તુચ્છ જંતુમાં પણ આત્મા એક સરખોજ છે. તેમા નર, નારી એ લીંગ ભેદ પણ નથી.

આ ભ્રાતૃભાવના—સમભાવની વ્યાખ્યાં, અન્ય ધર્મમાં મનુષ્યની હદમાં સમાય છે. પણ આર્ય ધર્મમાં એ ભ્રાતૃભાવ, અભેદભાવ, ક્ષુદ્ર પ્રાણીની હદ સુધી વીસ્તાર પામી રહ્યો છે. એ મહાન્ અહિંસા પરમો ધર્મ, સિદ્ધાંત વિશ્વને આર્ય ધર્મએજ આપ્યો છે.

જીવાત્માઓના શરીર એકજ તત્ત્વના છે—જેમ આત્મા એક સરખો છે. તેમ પ્રાણી માત્રના શરીરની રચના વાસ્તવિક રીતે એક સરખી છે. જે ભેદ દેખાય છે, તે એકજ મૂળ પદાર્થના ભિન્ન ભિન્ન રૂપાન્તરો છે. તેઓ એક એકથી ચઢિઆતા બનતા જઈ, અંતે પૂર્ણત્વની પ્રાપ્તિ કરી શકે છે.

જીવાત્માઓની શકિત, પ્રગટીકરણમાં ભેદનું કારણ.

**દેહ રચના—**સર્વ આત્માઓમાં, શક્તિ, શરીર રચના એક સરખા છતાં તે શક્તિઓના પ્રકટીકરણમાં ભેદનું કારણ તેનું શરીર છે. એ શરીરને લીધે પ્રાણીમાં, મનુષ્યમાં ભેદ જણાય છે. અર્થાત્ જીવાત્માને જેમ જેમ ઉત્કૃષ્ટ શરીરની પ્રાપ્તિ થાય છે. તેમ તેમ તે શક્તિઓ પ્રગટ થાય છે, એજ ભેદ દેખાય છે.

**પાશ્ચિમાત્ય માનસ શાસ્ત્રો—**આત્માની અંદર કાંઇક તત્ત્વ બહારથી, પ્રકાશ, વા જ્ઞાન દાખલ થાય છે, તેમ જીવાત્માને મૂળથી પાપી માને છે. ( આર્ય શાસ્ત્રમાં ઉપરોક્ત સીદ્ધાંતોની માન્યતા છે )

**સારાંશ—**આત્મા, મન શરીર ભિન્ન, અજન્મા, અનાદીને અનંત, અવિનાશી છે. સૂક્ષ્મ શરીરની સાથે પૂર્ણતાની પ્રાપ્તિ થતાં સુધી જન્મ જન્માન્તરોમાં ભ્રમણ કરતો એક સ્થુલ દેહ તજી બીજી-પછી ત્રીજી, કર્તવ્યાનુસાર ધારણ કરે છે. અને પૂર્ણતાની પ્રાપ્તિ થતાં, જન્મ જન્માન્તરોનો અંત આવે છે. આવી રીતની માન્યતા, આર્ય ધર્મમાં છે આને સંસારવાદ વા પુનર્જન્મ સિદ્ધાંત કહે છે.

**આર્ય્ય ધર્મ શાસ્ત્રમાં—**તત્ત્વ સિદ્ધાંતોમાં, આર્ય્યત્વવેદ વેદાંતની માન્યતા—જીવ, જગત અને ઇશ્વર, એ ત્રણ તત્ત્વોની માન્યતા, કલ્પ યુગોની કલ્પના, સંસારવાદ—ઇત્યાદિ તત્ત્વોની માન્યતા સ્વીકારાઇ એ તત્ત્વો વેદાંત ધર્મની સામા-

ન્ય ભૂમિકા રૂપ બનેલો છે. ઉપરોક્ત રીતે તત્વના અસ્તિત્વમાં મત ભેદ નથી, પણ તત્વના સ્વરૂપ સંબંધમાં જૂદા જૂદા પ્રકારનો મત, એ સંપ્રદાયના ત્રણે વિભાગોમાં છે.

## ત્રય માર્ગમાં તત્ત્વ સ્વરૂપની માન્યતા

દ્વૈતવાદ—પરબ્રહ્મ, પરમાત્મા, ઈશ્વર સૃષ્ટિના ઉત્પાદકને સત્તાધારક છે. તે સદા સર્વદા નિઃસર્ગથી પણ ભિન્ન પણ ભિન્ન છે. મનુષ્યના આત્માથી પણ એવીજ રીતે સર્વથા પૃથક છે. તે ઇશ્વર સદા સર્વદા એકજ રૂપે એકજ રહે છે.

નિઃસર્ગ અને આત્માઓ નિરંતર વ્યક્ત થનારાને પરિવર્તનને પ્રાપ્ત થાય છે. દ્રશ્ય અદ્રશ્ય થવાના વિકારને પ્રાપ્ત થાય છે.

ઇશ્વર શાશ્વત છે, તેમ નિઃસર્ગ અને આત્માઓ પણ શાશ્વત છે.

ઇશ્વર વિશિષ્ટ કિંવા દૈહિક છે, તે પોતામાં ગુણો ધરાવતાં છતાં; ક્ષણભંગુર શરીર ધરાવે છે, એમ નથી. પણ તે સર્વ શ્રેષ્ટ વિશેષણો ધરાવે છે, અર્થાત તે દયાળુ ન્યાયી, શક્તિમાન, સર્વ સત્તાના ધારક છે. અથવા અનંત સદ્ગુણોના ભંડાર, ગુરૂત્તર એ પરમાત્મા છે, મનુષ્યાદિ આત્માઓ તેની નીકટમાં જઇ શકે, પ્રાર્થના, સ્તુતિ, ભજન, ભક્તિ કરી શકે કરી શકાય છે. તેના બદલામાં તેનાથી સ્નેહ શ્રેય મળે છે.

સાધન વીના વિશ્વોત્પત્તિ ન કરી શકે, તેથી તેનું સાધન નિઃસર્ગ છે એનાથી સમસ્ત સૃષ્ટિ નિર્માણ કરે છે.

આત્મા—સંબંધમાં આગળ કહેલા મૂળ સિદ્ધાંતને માને છે. પણ આત્મા અસત્ કર્મોથી સંકુચિત થાય છે. અસત્ કર્મોથી આત્માને હલકી, પાપ કરનારી જાતિઓમાં શૂદ્ર પાણીમાં, અનાજ, વનસ્પતિનાં શરીરોમાં પ્રવેશ કરવો પડે છે. મનુષ્ય યોનીમાં આવતાં પહેલા જીવાત્માને પશુ આદી અનેક યોનીમાંથી પસાર થવું પડે છે.

( આ યોની સંબંધમાં, પૌરાણિક ચોરાશી લક્ષ યોનીની કલ્પના છે. કેટલાક નિરાધાર માને છે, પણ પ્રાશ્ચિમાત્ય આધિભૌતિક શાસ્ત્રીઓએ ઉત્ક્રાન્તિ વાદથી, એક ગોળ સૂક્ષ્મ સજીવ, જંતુથી મનુષ્યની ઉત્પત્તિ થઇ એમ માને છે અને પૌરાણિક કલ્પનાને તે આધારરૂપ બને છે. )

અસત્ કર્મોથી નર્કદુઃખ સહેવું પડે છે (નર્કનું વર્ણન પુરાણોમાં છે. નર્કની સંખ્યા છે પણ એનું સદા અસ્તિત્વ નથી )

સત્ કર્મોથી આત્મા, ( અર્થાત્ નિષ્કામ કર્મ, ભક્તિ—દ્વારા ઇશ્વરાનુગ્રહથી ) વિકાસ પામી, પૂર્ણતાની પ્રાપ્તિ કરે છે. એ પૂર્ણતાની પ્રાપ્તિ કરાવવાના સત્કર્મો વીના. અન્ય સકામ કર્મો, સત્કર્મોથી વિકાસ થતાં દેવ આદી નાના પ્રકારનાં લોકોમાં તેની ગતિ થાય છે. ત્યાં પણ સત્કર્મોના

ફળની સમાપ્તિ થતાં પુનરપી જન્મ લેય છે. સૂર્ય, ચંદ્ર, વિધુત પિતૃ, આદી લોકો છે. એ સર્વ લોકોમાં, પરમ નિત્ય, બ્રહ્મલોક ગણાય છે. ત્યાં ગયા પછી જીવાત્માને જન્મ મરણ રૂપ બંધનથી મુકતતા મળે છે. પરમ આનંદનો ઉપભોગ, અને સૃષ્ટિ ઉત્પન્ન કરવી એ શિવાયનાં બીજા સર્વ સામર્થ્ય જૂદા જૂદા લોક, સ્થાનોથી મેલાપ, અર્થાત્ દુઃખનો અભાવ, અને અનંત આનંદની અનંત કાળપ્રાપ્તિ બ્રહ્મલોકસ્થ જીવાત્માને મળે છે. એ જીવાત્માની પરમ ઉચ્ચ ભૂમિકા છે.

આત્માને પૂર્વના જન્મ કર્મોનુસરીને જન્મ લેવો પડે છે પણ મૂળમાં અજન્મા છે. પોતે કરેલા શુભાશુભ કર્મોના ફળ ભોગવવા પડે છે. અનંત કાળથી અનંત પ્રકારના કર્મોનો ભાર, એ રીતે તે વહન કરતો આવ્યો છે.

### દ્વિતિય દ્વૈતવાદ.

આ વાદ અવેદાંતિય ગણાય છે, એ પરમાણુવાદીનો છે. પરમાણુઓની અનંત સંખ્યા તે નિઃસર્ગ, એ વીના અન્ય કોઈ પદાર્થ નથી· પરમાણુઓ ઉપર ઇશ્વરી ઇચ્છાનું પરિણામ થતાં તેમાંથી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે.

( આ વાદને વેદાન્તવાદીઓ સંપૂર્ણ રીતે સર્વ પ્રકારે, બુદ્ધિ યુક્તિથી વિરૂદ્ધ દર્શાવે છે. કારણ, પરમાણુઓ ભૂમિતિના બિન્દુ સમાન, અવિભાજ્ય, પ્રમાણુ ને વિભાગ-

હીન હોવાથી વિભાગયુક્ત કોઇ વસ્તુ બનાવી શકાય નહિં. જેમ શુન્યની અનંત સંખ્યાનું સંમેલન થતાં, આખી સંખ્યા થતી નથી તેમ બિન્દુનું પરીણામ છે.)

અપકવ દ્વૈતવાદો—ઇશ્વરે જગતને પોતાનામાંથી ઉત્પન્ન કર્યું, અને જગતથી સદાને માટે તે ભિન્ન છે. દરેક પદાર્થો તેની સત્તાને આધીન છે.

બીજા દ્વૈતવાદો—ઇશ્વરે પોતે પોતાનું ઉપાદાન ઉત્પન્ન કરીને જગતને પોતાનામાંથી વ્યક્ત કર્યું, અને જીવાત્માઓ અંતવાન મટી અનંતમાં ભળી જશે.

(આ સંપ્રદાયો હાલમાં લુપ્ત થયા છે, અને જે દ્વૈતવાદો છે તેનો સમાવેશ વિશિષ્ટા દ્વૈતમાં થાય છે.)

સગુણ અદ્વૈતવાદ.

ઇશ્વર—વિશ્વથી ભિન્ન નથી, પણ વિશ્વવ્યાપક છે. વિશ્વ અને વિશ્વકર્ત્તા એકજ છે. વિશ્વના અધિષ્ઠાતા વિશ્વથી ભિન્ન નથી. સમસ્ત વિશ્વ સર્વ જડ ચૈતન્ય પદાર્થોના સમુહરૂપ છે.

જીવાત્માઓ પરમાત્માનું શરીર છે, એ આખા શરીરમાં પરમાત્માનો વાસ છે, તે અણુઅણુમાં છે. જીવ સૃષ્ટિનું રૂપાન્તર કે સ્થિત્યાંતર થાય છે. પરમાત્માના સ્વરૂપમાં કાંઇ પણ ન્યુનાધિકપણું થતું નથી, પણ કોઇ પણ વસ્તુ નાશ પામતી નથી. તેમ આત્માનું રૂપાંતર થતું નથી.

આત્મા અજ્ઞાનથી, અસત્ કર્મોથી આવૃત થઈ. આ વૃત સ્વરૂપથી સંકુચિત જણાય છે. અને જ્ઞાન પ્રકાશથી સત્ કર્મોથી, તે પ્રકાશિત થઇ વિસ્તાર પામે છે, એજ આત્માનું સ્થિત્યાંતર છે. (આત્મા સંકુચિત થતો નથી) આત્મા સ્વભાવતઃ મૂળ પવિત્ર છે, પણ સ્વકર્મથી, અસત્ કર્મ વડે સંકુચિત્, અનુદાર, અને સત્કર્મોથી ઇશ્વરી કૃપાનુગ્રહ મેળવી પ્રકાશિત થાય છે. એ રીતે કર્તવ્ય કરવાને આત્માને અવકાશ છે. શરીર તરૂણ, વૃદ્ધ, અબળ, સબળ આદિ પરિવર્તનને પ્રાપ્ત થાય છે પણ એ વિકાર આત્માને થતો નથી-જગત અનાદિ ને અનંત છે. એ નિઃસર્ગ વિશ્વ યુગાંતે સૂક્ષ્મ થાય છે, અને આરંભે પુનઃ વિકસિત થાય છે.

ઉપરોક્ત રીતે જોતાં, આત્માને અનુભવ લેતાં લેતાં નિષ્કામ કર્મથી ચિત્ત શુદ્ધિદ્વારા, નિષ્કામ ભક્તિ તરફ વળવું; એ કર્તવ્ય કર્મ છે. કર્મ નિષ્ઠા એ જ્ઞાન નિષ્ઠાનું મૂળ છે. અંતિમ વાસુદેવ ભક્તિમાં રંગાવું એથીજ અંતિમ લક્ષ્ય સ્થાનની પ્રાપ્તિ છે. એવો સિદ્ધાંત આ વાદનો છે.

સગુણ અદ્વૈતવાદ—આ વાદ સગુણ અદ્વૈતવાદનો અંતિમ વાદરૂપ છે. આ સર્વ બ્રહ્મ છે, બ્રહ્મજ લીલાર્થે જડ, જીવ, ને અંતર્યામી સ્વરૂપ ધારણ કરે છે. બ્રહ્મ સ્વયં અવિકૃત છતાં બ્રહ્મનો પરિણામ થાય છે. બ્રહ્મ સગુણ ને

નિર્ગુણ તેમ સાકાર ને નિરાકાર કર્તા ને ભોકતા છે. સત્ય બ્રહ્મનાં, સત્, ચિત્, આનંદાંશ આવિર્ભાવ ને તિરોભાવથી જીવ, જગતને ઇશ્વર ભિન્ન દેખાય છે. પણ વસ્તુતા એ ભિન્ન નથી. અભિન્ન છે. પ્રપંચ (જગત) એ ભગવત કાર્ય હોવાથી સત્ય અને નીત્ય છે. સંસાર, એ માયાનું કાર્ય હોવાથી મિથ્યા છે.

જીવ–બ્રહ્મ વચ્ચે અંશાશિભાવ છે. પરબ્રહ્મ સેવા, નિષ્કામ શરણાગતિ, ભકિતથી મોક્ષ (ગોલોક–પરમસ્થાન) પ્રાપ્ત થાય છે. મોક્ષ અવસ્થામાં જીવ, બ્રહ્મનું ઐક્ય નથી થતું; પણ સર્વ દુઃખ નિવૃત થઇ આનંદાંશ પ્રગટે છે. નિત્ય સ્થાયી સેવાનંદ મળે છે. જીવ મૂળ અણુ છે, પણ પણ તે સમયે વિભુત્વ પ્રાપ્ત કરે છે. અંશ હોવાથી, કર્તા, ભોકતા ને જ્ઞાતા છે.

(આ વાદ અભેદવાદી છતાં, જગતને મિથ્યા માનતા નથી. જીવ અંશ ને પરબ્રહ્મને સગુણ માને છે.

અદ્વૈતવાદ—(સાંખ્યના સિદ્ધાંત મૂળમાં સ્વીકારે છે)

સાંખ્ય શાસ્ત્ર—પ્રકૃતિ અને આત્મા (અનેક) એ બે તત્ત્વો અનંત માને છે. ઇશ્વરના અસ્તિત્વ સંબંધમાં મુકતાત્માને કલ્પ પૂરતો ઇશ્વર માનવા કહે છે.

અદ્વૈતવાદ—ઉપરોકત સાંખ્યની માન્યતાને અપૂર્ણ કહીને, બે કેવળ તત્ત્વો માનવાથી અવ્યવસ્થા થતી જણાવી,

પ્રકૃતિના જડ સ્વભાવથી તેની પાછળ ચૈતન્યના અધિષ્ઠાન વીના મનને વિચારઆદી શક્તિ પ્રાપ્ત થવી જેમ અશકય છે, અને આત્મ તત્ત્વને સ્વીકારવું પડે છે. તેમ પ્રકૃતિ મહતૂઆદિ રૂપો ધારણ કરી શકે નહિં તેથી સ્થુળ પદાર્થથી મહતૂ તત્ત્વ પર્યંત પ્રકૃતિ જેટલા જડ સ્વભાવ છતાં રૂપો ધારે છે. તે ચૈતન્યના અધિષ્ઠાનના યોગેજ તે અધિષ્ઠાનથીજ કહેવું યોગ્ય ઠરે છે. અને તેજ અધિષ્ઠાન ચૈતન્ય ઇશ્વર છે. એમ વેદાંતનું પ્રતિપાદન છે

પરમાત્મા—ઇશ્વર જ્યારે જડચૈતન્યના વિશ્વના અધિષ્ઠાતા છે, તો તે વિશ્વથી ભિન્ન કહી શકાય નહીં. પણ તે પરમાત્માજ અનેક સ્વરૂપોદ્વારા પ્રતિત, વ્યકત થાય છે. એમજ કહેવું યોગ્ય છે. અને પરમાત્માજ નિમિત્ત અને ઉપાદાન કારણ પણ છે. તેમ બ્રહ્માડના મહાન્ આત્મા એ પરમાત્મા, બ્રહ્માડનાં સૃષ્ટા અને પ્રકાશક છે અને એના સ્ફૂલિંગ, અંશ, તેજ પિંડસ્થ આત્મા છે. એ રીતે સર્વ-વ્યાપક આત્મા એકજ હોઇ ને તે અનેકત્વથી દેખાય છે.

સારાંશ—વિશ્વ, વિશ્વાત્મા, અને જીવાત્મા વસ્તુતઃ એકજ રૂપ છે, એવો વેદાંતનો સિદ્ધાંત છે. પરમાત્મા સંબંધમાં શ્રુતિ નેતિ નેતિના વિશેષણો આપે છે.

અદ્વૈતવાદ—પરમાત્મા વેદાન્ત જેને કહે છે તેને

સત્ ચિત્ આનંદ સચ્ચિદાનંદ, એવા વિશેષણોથીજ તેની ઓળખ, અદ્વૈતવાદ જણાવે છે.

આત્મા—ઇશ્વરના અંશભૂત, અનંત અગ્નિના સ્ફૂલિંગ શ્રુતિ કહે છે. તેમાં અનંત અવિભાજ્ય, કેવળ રૂપ છે. તેથી તેના, વિભાગ, અંશ જીવાત્માઓ છે, એમ નથી. પણ અનંત જળ બિંદુઓમાં પડતાં એકજ સહસ્રાંશુના અનંત પ્રતિબિંબો દેખાય છે. તેમ પ્રકૃતિમાં પરમાત્માના પ્રતિબિંબો છે. તે અનેકરૂપે ચૈતન્ય યુક્ત દેખાય છે. તેવી રીતના પ્રતિબિંબો તે આત્મા છે. તે અનંત છતાં એકજ છે. એમાં જે રૂપો છે. તે પ્રકૃતિનાં હોવાથી તેનું અસ્તિત્વ ભ્રામક છે. બાકી જે કાંઇ વિશ્વમાં ચૈતન્ય છે, તે અનંત એકજ રૂપ છે.

વિશ્વ—પરમાત્મા જડ ચૈતન્ય વિશ્વના અધિષ્ઠાતા હોવાથી કાર્ય, કારણ ભેદે, પરમાત્મા-નિમિત્ત ને ઉપાદાન કારણ છે. અર્થાત્ પરમાત્મા એકલા કર્તા નહિં, પણ ઉપાદાન ભૂત પોતાનામાંથી જગતને વ્યક્ત કરે છે. એટલે સૃષ્ટિની રચના થઈ નથી, પ્રકૃતિ પરમાત્મામાંથી વિભક્ત ન હોઇને, પરમાત્માજ પ્રકૃતિરૂપે વ્યક્ત થાય છે. અહીં પરમાત્મા વિશ્વરૂપે થયો છે એમ નથી, પણ પરમાત્મા વિશ્વનું ઉપાદાન કારણ છે. તે પણ માત્ર વિવર્ત રૂપે, આભાસ માત્ર વાસ્તવિક રીતે નહિં. ( વિવર્ત, દશ્યાભાસ,

દૃષ્ટિ ભ્રમયોગે એ દ્રષ્ટાંતથી સમ્યક્ રીતે સમાધાન કરે છે. અને ભાસ હોય તો અનુભવ કેમ થાય છે? એનું સમાધાન સર્પ રજ્જુનું દૃષ્ટાંત છે.)

એ રીતે જીવાત્માના અનેકત્વ, ભિન્નત્વની ભાવના, વિશ્વની ભાવના, આભાસ, આભાસનું કારણ, અજ્ઞાન માયા છે. એના ગુણોને લઇને દૃષ્ટાને ભિન્ન ભિન્ન સ્વરૂપનું અવલોકન થાય છે

યથા–દેશ, કાળ, નિમિત્ત આદિ આભાસ, ઉપાધિના યોગે દ્રષ્ટાને, જડરૂપ ઉપાધિઓથી જડરૂપ જડવિશ્વના સ્વરૂપો, જડથી ઉચ્ચાંશે જોતાં ચેતન યુકત, એનાથી ઉચ્ચાંશે જંન દેવ સ્વરૂપ અને એથી અધિક ઉચ્ચત્તમ અંશે, સર્વત્ર એકજ પરમાત્મા સ્વરૂપ, આ સમગ્ર વિશ્વ ભાસે છે એ રીતે એકજ સત્યતત્ત્વ છે, જે વિશ્વ, જડ, ચૈતન્ય અનેક પદાર્થોના રૂપે દૃશ્ય થાય છે. એવો સિદ્ધાંત છે" एकमेवा-द्वितीयंब्रह्म.

તત્ત્વજ્ઞાન સિદ્ધી, ફળ—આ તત્ત્વજ્ઞાન વાચાળતાનો, કે ચેષ્ટાનો વિષય નથી. પણ પ્રત્યેક અક્ષરનો સાક્ષાત્કાર અનુભવ, નિઃસંશય થતાં શરીર, વિશ્વ આદી વિવિધ લોક નકાદિ કલ્પના નષ્ટ થાય છે. આત્મા અને પરમાત્માના ઐકયનું પૂર્ણ અનુભવાત્મક, સાક્ષાત્કાર રૂપ જ્ઞાન થઇ, મોક્ષ

રૂપ પરમ પુરૂષાર્થ, એ અંતિમ લક્ષ્યે ભળાય છે. આવું વેદાંતનું અદ્વૈતવાદનું પ્રતિપાદન છે.

## દ્વૈત, સગુણ અદ્વૈત, અદ્વૈત વાદોમાં તત્વસ્વરૂપથી દેખાતી માર્ગરૂપ ઐક્યતા.

(૧) એ વાદોમાં વેદાંત ધર્મના તત્ત્વસિદ્ધાંતો ભૂમિકા રૂપ બનેલા છે. જીવ, જગત, ઇશ્વરના અસ્તિત્વાદીમાં મતભેદ નથી, અર્થાત્ વેદાંત ધર્મના મુખ્ય સિદ્ધાંતોનો સ્વીકાર કરાયો છે

(૨) એ વાદોમાં તત્વસ્વરૂપ સંબંધમાં મતભેદ છે. પણ તે તત્વદૃષ્ટિએ જોતાં, અધિકારાનુસાર ભિન્ન ભિન્ન અધિકારી માટેજ છે. અર્થાત્ જીવાત્માને પ્રકૃતિના ભેદે ત્રયગુણ મિશ્રથી રૂપિની વિવિધતાથી, તે યોજાયલા હોવાથી ભેદ દેખાય છે. પણ તે જીવાત્માને ક્રમોન્નતિ થવાને જે માર્ગની જરૂર છે. તેવા માર્ગનું દર્શન એ ત્રય વાદોથી થઇ. વેદાંત ધર્મનો અભયમાર્ગ દર્શાય છે.

(૩) વેદાંત સૂત્ર—ઉપનિષદ, શ્રીમદ્ભગવદ્ગીતા અને છ દર્શનોમાં જેવો ક્રમ અપાયલો છે. તેવોજ ક્રમોન્નતિ પૂર્વક ધ્યેય સ્વરૂપને પામવાને જે સિદ્ધાંતોની જરૂર છે, તે સિદ્ધાંતને એ ત્રણ વાદમાં દર્શાવેલા છે.

વેદાંતસૂત્રમાં—આત્મા ધીરે ધીરે સ્થુળથી સૂક્ષ્મ, સૂક્ષ્મથી સૂક્ષ્મતર અવસ્થાનું, માર્ગનું આરોહણ કરતો

જઈ અંતિમ લક્ષ્યે પહોંચે છે. એના ઉદ્દેશથી બોધ અપાયલો છે.

ઉપનિષદોમાં—બહુધા દ્વૈતથી આરંભી, ઇશ્વર જગતના ઉત્પન્નકર્તા, પાલન, પ્રલયકર્તા અર્થાત્ વિશ્વના સંચાલક જણાવી તે ઉપાસ્યદેવ શાસન કરનારા છે. બહાર આંતર પ્રકૃતિના નિયામક છતાં, તે પ્રકૃતિથી પર, ભિન્ન કહીને, આગળ વધીને એજ સિદ્ધાંતને, ઈશ્વર પ્રકૃતિની અંદર જણાવી છેવટમાં જે કાંઇ સત્ય વસ્તુ છે. તે તેજ છે. દેશ, કાળ કે વસ્તુ ભેદ છેજ નહિં. જે વિશ્વમાં આંતર બ્રાહ્ય છે. તેજ આત્મા વિશ્વરૂપે (તત્વમસી) એવો સિદ્ધાંત છેવટનો છે. ( આવોજ ક્રમ બહુધા ઉપનિષદોમાં છે તેમ શ્રી. ભગવદ્‌ગીતામાં પણ છે.)

એ ત્રય વાદોમાં-આવાજ પ્રકારનો ક્રમોન્નતિનો બોધ છે.

યથા—પ્રથમ પંચેદ્રિય બદ્ધ જીવાત્મા હોય, ત્યાં સુધી સ્વાભાવિક રીતે તે દ્વૈતજ હોય છે, અર્થાત્, જીવાત્માના જ્ઞાનની સીમા પંચેદ્રિયોથી બંધાયલી રહે. શરીરથી બુદ્ધિ પર ગઇ ન હોય-ત્યાં સુધી હું દેહ છું, શરીર છું, ઇત્યાદિ જ્ઞાન રહે છે. અને એવું લેશ જ્ઞાન રહે ત્યાં સુધી જગત્‌ને સ્વપ્ન કે મિથ્યા માનવાથી કશું પણ તાત્પર્ય નથી, કારણ જગત તો સત્યજ પ્રતિત થવાનુંજ. જ્યારે

સમષ્ટિનાં એક વિભાગ રૂપ વ્યષ્ટિ, દેહ, શરીરને સત્ય માન્યું, તો જગતને પણ સત્ય કેમ ન માનવું પડે? માનવું પડે એ ન્યાય છે.

જ્યારે જગતનું અસ્તિત્વ માન્યું, તો તેના કર્તાનું અસ્તિત્ત્વ પણ માનવાની જરૂર પડે છે. અને તે કર્તા, સાકાર છે એમ પણ કહેવું પડે છે.

શ્રી ભાષ્યકાર લખે છે કે, જ્યાં તમે પોતાને દેહ, શરીર, મન, જીવ, માનશો, ત્યાં સુધી તમારી હરેક જ્ઞાન ક્રિયાઓમાં જીવ, જગત અને ઉભયનાં કારણ રૂપ, કોઈ પણ ત્રીજા તત્વનું જ્ઞાન અવશ્ય રહેશેજ.

સારાંશ—પંચેદ્રિય બદ્ધ જીવાત્માને, જગતનું અસ્તિત્વ પ્રતિત થઈ સાકાર, સગુણ કર્તા સ્વીકારવો પડે છે. એજ હેતુને દર્શાવનાર દ્વૈતવાદ માર્ગ રૂપ બનેલો છે. અને તે સ્વધર્મ કર્મયોગ સાધનોદ્વારા લક્ષ્યસિદ્ધિની પ્રાપ્તી પ્રબોધે છે.

એ દ્વૈતવાદ સિદ્ધાંત સમજવા જેવી, નિષ્કામ કર્મોદ્વારા અંતિમ ઝીણવટ બુદ્ધિ પ્રાપ્ત થતાં (અર્થાત્ સૃષ્ટિયંત્ર છે, તેના સંચાલક પરમાત્મા, તે વિશ્વ બાહ્ય, પૌરૂષેય, સદ્ગુણોના નિધીસાકાર, તેની કૃપામાં રહેનારા હમો જીવ આ જગત છે ઇત્યાદિ) દ્વૈતવાદની કલ્પનાઓથી આગળ વધી, પરમાત્મા આંતર બાહાર વિશ્વવ્યાપક, જીવ, જગત અંગરૂપ અનાદિ એક છે. આવા સગુણ, દ્વૈતવાદનું સંમેલન કરનારા

અદ્વૈતવાદના સિદ્ધાંતોનું પ્રાગટ્ય થાય છે. આ સિદ્ધાંત અનુભવવા કેવળજ્ઞાન કે તર્ક નહિં, પણ પ્રભુ શરણ; અને પ્રેમ; ભકિત, સેવાથી સાક્ષાત્કાર રૂપ થવાય છે. આવું આવાદ જે સ્વરૂપ સગુણ અદ્વૈતવાદ (શુદ્ધાદ્વૈત) થી દર્શાય છે; એમાં સગુણ સ્વરૂપનો સ્વીકાર છે. અને પરમાત્મામાં નિર્હેતુક, નિષ્કામ ભકિતથી પ્રભુના અનુગ્રહથી ભકિત, પૂર્ણ પણે પ્રાપ્તિ થતાં નિત્ય સ્થાન સેવાઆનંદની પ્રપ્તિ થાય છે, ભકિતનું સાધન ભકિત, અને ફળ પણ ભકિતકૃપા પ્રસાદાનંદ પ્રાપ્તિ એ અંતિમ લક્ષ્યે પહોંચાય છે, અદ્વૈતવાદ, એથી આગળ વધીને, નિષ્કામ કર્મ સગુણ ઉપાસના આદિ સાધને, સાકાર સ્વરૂપ જ્ઞાનથી નિર્ગુણ ઉપાસના થઇ જ્ઞાનોદય થાય છે. અને જ્ઞાનથી વિશ્વ સ્વરૂપની જાગૃતિ, પરમાત્મા, આત્મા, ને વિશ્વની ઐકયતા, અભેદતા થઇ વેદાંતના, મનુષ્યના તત્ત્વ ચીંતવનના અંતિમ લક્ષ્યે પહોંચાય છે. એ રીતે ત્રયવાદો માર્ગરૂપ બને છે. અને એકજ માર્ગને દર્શાવે છે.

**બીજી રીતે**—પરમ પુરૂષાર્થ મોક્ષ છે. એની પ્રપ્તિના ભકિત અને જ્ઞાન જ્ઞાનીને જ્ઞાન માર્ગથી નિર્ગુણ ઉપાસના દ્વારા નિર્ગુણ બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે. અને એ જ્ઞાન માર્ગમાં અસમર્થને ભકિત, શ્રદ્ધા દ્વારા, ભકિત માર્ગથી સગુણ ઉપાસના દ્વાવારા સગુણ બ્રહ્મ સ્વરૂપની પ્રાપ્તિ થાય

છે. એ ઉભય માર્ગો એકજ લક્ષ્યે જનારા છે,એવું એ ત્રયવાદો પ્રતિપાદન કરે છે.

યથા—દ્વૈતવાદ કૃતવ્ય કર્મો, નિષ્કર્મ રૂપે કરેલી તેને સગુણ અદ્વૈતવાદના સિદ્ધાંતનો પ્રેમ પ્રાપ્ત મ ર્ગ સાધ્ય કરવો, અને દ્વિતિય સગુણ અદ્વૈતવાદના અંતિમ લક્ષ્યે પહોંચવું, એ ભક્તિમાર્ગ છે.

અદ્વૈતવાદના સિદ્ધાંતો—નિષ્કામ કર્મ અને નિષ્કામ ભક્તિથી પ્રાપ્ત કરી, અદ્વૈતવાદના અંતિમ લક્ષ્ય ઐક્યતાએ પહોચવું એ જ્ઞાન માર્ગ છે.

એ રીતે ઉભય માર્ગ એકજ લક્ષ્યની પ્રાપ્તી કરાવનારા છે. એથી તે એક છે.

(૪) ત્રયવાદોનું પરસ્પર સંમીલન દ્વૈતવાદમાં કર્મયોગનો સ્વીકાર કરીને ઉપાસના, યોગ અને જ્ઞાનને વિશાર્યાં નથી કારણ એ બે અંગો વીના કર્મ યોગ પણ ફળદાયી નથી. તેમ સગુણ અદ્વૈતવાદમાં, ભક્તિની પ્રાધાન્યતા આપીને કર્મ, જ્ઞાનને સ્વીકારેલાં છે.

અદ્વૈતવાદમાં, જ્ઞાનને અંતિમ ઠેરવી કર્મ, ઉપાસના યોગને સાધન રૂપે સ્વીકારેલાં છે.

એ રીતે પ્રત્યેક વાદોમાં ત્રણેનું સંમીલન થઇ, ક્રમો-ન્નતિની સોપાનો છે. પૃથક પૃથક પણે, વા એક બીજામાં સંમીલન થઈ એક બીજાથી વેદાંત ધર્મની, પૂર્ણતા કરે છે.

## ત્રય વાદોના સાધન ક્રમે એકતા છે.

એ ત્રય વાદોમાં માર્ગ ભેદે તફાવત દેખાય છે, પણ સર્વનું ફળ એક છે.

દ્વૈતવાદમાં, કર્મયોગને સગુણ અદ્વૈતવાદ, ભક્તિયોગને, અદ્વૈતવાદ, જ્ઞાનયોગને સાધકમે પ્રાધાન્યતા આપે છે.

કર્મ—અર્થાત્ વિહિત કર્મ કરવાં તે, જેનું ફળ શુદ્ધિ પર્યંત છે. નિષ્કામ કર્મદ્વારા ચિત્ત શુદ્ધિ મેળવવી.

ભક્તિ—ચિત્તનો કેવળ ભજનીયાકાર, પરિણામ થવો એ ભક્તિની પરાકાષ્ટા છે. (ભકત પોતેજ ભજનીય, એવો સાક્ષાત્કાર અનુભવ)

જ્ઞાન—યથા સ્થીતિ છે તેવો અનુભવપૂર્વક જાણી જ્ઞાતાનું જ્ઞેયરૂપ થવું તે.

એથી જ્ઞાન અને ભક્તિનું ફળ, એકતાનતા, એકાકારતા અભેદ પર્યંત છે. જ્ઞાનમાં જ્ઞેય, પરમ ભક્તિ થાય એજ જ્ઞાનત્વ, તેથી ભક્તિથી પણ જ્ઞાન પ્રકાર છે એ રીતે શુષ્ક વાતો કરવી, એ જ્ઞાન નથી. પણ સાનુભવ જ્ઞાન તે જ્ઞાન છે. અને સાનુભવ જ્ઞાન તેજ જ્ઞાનપૂર્વક ભક્તિજ છે.

કર્મ—એ જ્ઞાન ભક્તિનું વિરોધી છે. તે પણ ફલાભિસંધિ ત્યાગપૂર્વક થતાં (ઉપાસના જ્ઞાનનું) સાધન બનાઈ અવિરોધી રૂપ ઠરે છે.

યોગ શબ્દાર્થ, ભ. ગીતામાં-વૃત્તિ વિરોધ, પાતંજ લોકત કરાયલો છે. અને કર્મઉપાસના અને જ્ઞાનમાર્ગમાં વિવિધ પ્રકારે કરાયલો છે. અર્થાત્ સર્વમાં તેનું સંમીલન કરાયલું છે.

એ રીતે ત્રયવાદોનો સાધનક્રમ જોતાં, સર્વનું અંતિમ લક્ષ્ય જોતાં સર્વનું એકજ ફળ છે.

**સારાંશ**—દ્વૈત, સગુણ અદ્વૈત, અદ્વૈત વાદોનું ઉપરોકત રીતે નીરીક્ષણ કરતાં, વેદાંતધર્મના ક્રમોન્નતિના સોપાનો, વા એક લક્ષ્યે જવાનાં અધિકારાનુસાર ત્રયમાર્ગો દ્વયમાર્ગ રૂપ (જે કહો તે) છે. અર્થાત્ એ ત્રણ વાદો, વેદાંત ધર્મના અભય માર્ગનું, પ્રતિપાદન કરે છે. અને સાંપ્રત સમયમાં, ઉપરોકત વાદ સંબંધમાં મુખ્યતા માટે, ગૌણુતા, પૃથકતા, દ્વેષ, ધૃણાં, વાદવીવાદ આદિક સાંપ્રદાયિક કલેશોનું જે દર્શન થાય છે, તે મૂળ ધર્મના લક્ષ્યસિદ્ધાંતોનાં વિસ્મરણથી કે; અવિદ્યાના આવરણથીજ કહેવું એજ વિશેષ સત્ય છે.

નહિં તો પ્રત્યેક વાદે, સાર્વજનિક રાષ્ટ્રીય જીવનમાં, પોતાનું કાર્ય બજાવી મહાન્ સ્થાન મેળવેલું છે, એમ નિર્વીવાદ રીતે કહેવું પડે છે. અને સત્ય સુખના જીજ્ઞાસુને, પોતાના અધિકારાનુસાર, એ ત્રય માર્ગથી, વેદાંત ધર્મના અંતિમલક્ષ્ય રૂપ પરમ પુરૂષાર્થે પહોંચી કૃતકૃત્ય થવું,

એજ મનુષ્યદેહ, જીવાત્માનું પરમ શ્રેય છે. અને ઉપજેલા ધર્મના સંપ્રદાયિક કલેશ માટે, પુષ્પદંતાચાર્યનું વચન યાદ કરવું સત્ય ઠરે છે.

त्रयीसांख्यं योग: पशुपतिमतं वैष्णवमिति ।
प्रभिन्ने प्रस्थाने परमिदमद: पथ्यमिति च ॥
रुचीनां वैचित्र्या दृजु कुटिल नाना पथजुषां ।
नृणामे को गम्यं स्त्वमसि प्रयसामर्णवइव ॥

પ્રસ્થાન ત્રય, વેદ, સાંખ્ય, યોગ, પાશુપત, વૈષ્ણવ, આદિ ભિન્ન ભિન્ન પ્રસ્થાનોમાંથી આ ઉત્તમ છે. આ કનિષ્ઠ પથ્ય છે. એમ રૂચીઓના વૈચિત્ર્યને લીધે ઋજુ, કુટિલ ઇત્યાદિ માર્ગને લોકો અનુસરે છે. પરન્તુ હે પરમાત્મન્ !!! જળમાત્ર જેમ સાગરમાં જાય છે. તેમ માર્ગ સંપ્રદાયો આદિ અધિકારાનુસાર થતા માર્ગ આદિનો ઉપાસ્ય તુંજ એકનો એક છે.

## વિવિધ માર્ગો, પંથો, મતોનું સંમીલન કયારે થાય ?

ઉપરોકત ત્રયવાદોમાંથી ઉદ્દભવ થયેલો જે પેટાભેદ રૂપ, ઉપશાખારૂપ કે અવાન્તર શાખા, ધર્મના માર્ગો, પંથો, મતો પ્રચલિત થયા છે. તેઓ જો વેદાંત ધર્મના મૂળ તત્ત્વોની ભૂમિકારૂપ બની, જે માર્ગના સિદ્ધાંતો, પ્રસીદ્ધ કે અપ્રસીદ્ધ રીતે લીધેલા, તેનાજ, તે સંપ્રદાયના અનુયાયીઓ કહેવડાવવા; એજ વિશેષ સત્યને ન્યાય રૂપ

છે. બાકી તો સ્વાર્થના વિતંડાવાદ કહેવામાં બાધ નથી. અર્થાત્ જે સંપ્રદાયના સિદ્ધાંતો ગૃહ્યા છે, તે સંપ્રદાય ઉપરોક્ત માર્ગમાં જે માર્ગનો હોય, તે માર્ગ અને સંપ્રદાય અમારો છે એજ સત્ય છે.

જે માર્ગો, પંથો, મતોએ વેદાંત ધર્મના (પ્રવૃતિ, નિવૃતિ ધર્મના) મૂળ સિદ્ધાંતોને જેણે તજેલા છે, વા એક એકના સિદ્ધાંતો ગૃહીને, વા કપોળ કલ્પિત, તુરંગોના ઘોડા રૂપ સિદ્ધાંતો ઉત્પન્ન કર્યા છે, તેને તજી–વેદાંત ધર્મના અનુયાયી કરવા વેદાંત ધર્મના મૂળ સિદ્ધાંતોને ગૃહેવા એજ સત્ય માર્ગ છે.

---

દશમ વિશ્રામ.

# વેદાંત ધર્મના (ત્રય માર્ગના) પ્રવાશી અધિકારી.

योगास्त्रयो मयाप्रोक्ता, नृणांश्रेयो विधित्सया: ॥
ज्ञानं कर्मच भक्तिश्चनो पायोऽन्योऽस्तिकर्हिचित् ॥
(શ્રી. ભા. ૧૧–૨૦)

મનુષ્યોના કલ્યાણ કરવાની ઇચ્છા વડે જ્ઞાન ભક્તિ અને કર્મ એ ત્રણ પ્રકારના યોગ માર્ગ મેં કહ્યા છે. એ સિવાય અન્ય ઉપાય નથી.

अथ चित्तं समाधातुं न शक्नोऽषिमयि स्थिरः ॥

શ્રી ભગવદ્ ગીતાજીમાં ઇત્યાદિ શ્લોકથી. હું જે અભેદમય છું. તેનામાં ચિત્તનો અત્યંત વિલય કરી, અભેદાનુભવ ન થઇ શકે તો અભ્યાસ યોગ (છઠ્ઠા અધ્યાયે કહ્યો છે તે) કર. ને તે પણ ન બની શકે તો કર્મમાર્ગમાં પ્રવર્ત્ત થઇ ઇશ્વરાર્પણ બુદ્ધિથી કર્મ કર, અર્થાત્ ઉપાસના માર્ગમાં પ્રવર્ત્ત થા. અને તે ન બને તો કેવળ નિષ્કામ બુદ્ધિથી કર્મ માર્ગમાં રહીને. વિહિત એવાં જે કર્મો છે તે કર.

એ પ્રકારે અધિકારાનુસાર, કર્મ, ઉપાસના, યોગ, અને જ્ઞાન આદિ સાધનો કહ્યાં છે એવોજ સાધનક્રમ ઉપરોકત માર્ગમાં દર્શાવી, ઐકયતાથી વેદાંત ધર્મ સ્વરૂપ દર્શાવ્યું છે

દ્વૈતવાદમાં કર્મયોગની, સગુણ અદ્વૈતવાદમાં ભકિતયોગની અદ્વૈતવાદમાં જ્ઞાનયોગની પ્રાધાન્યતા, અને લક્ષ્યપ્રાપ્તિના મુખ્ય સાધનો માન્યા છે.

વેદ, વેદાંત પ્રતિપાદિત, અભ્યુદય નિશ્રેયસ હેતુભૂત ધર્મ પ્રવૃત્તિ, નિવૃત્તિ લક્ષણાત્મક હોવાથી, પ્રવૃત્તિ, નિવૃત્તિ લક્ષણ ધર્મના, ભિન્ન ભિન્ન અધિકારીઓ હોય છે. અને તેથી વિવિધ સિદ્ધાંતોવાળા, આગળ જણાવ્યા મુજબના અનેક ધર્મ માર્ગો પ્રવર્ત્ત થયેલા છે. પણ એ સર્વેનો સમાવેશ, ઉપરોકત ત્રણ માર્ગોમાં, થઇને તે વેદાંત ધર્મના

અભેદ, અભય માર્ગનું દર્શન કરાવે છે. અને એ ત્રય માર્ગનો સાધનક્રમ જીવાત્માના અધિકાર ભેદે યોજાયેલો હોવાથી ફલદાયી બને છે.

પ્રવાશ કરનારા જીવાત્માના અધિકાર સ્વરૂપનું એ વાદોમાં કાંઇક દર્શાવેલું છે. પણ વિસ્તૃત વર્ણન વેદાંત ધર્મ ગ્રંથોમાં હોવાથી, સરલતા માટે તેનું દિગ્દર્શન કરવાની જરૂર છે.

**કર્મયોગ માર્ગના અધિકારી**—જેનું રૂદયકમળ વિવેક ( સત્ અને અસત્નો નિર્ણય કરવો તે યથા–અણુથી ઇશ્વર સુધીના પદાર્થોનાં–ગુણ, કર્મ સ્વભાવ જાણીને દુઃખ કરનારા દુષ્ટ પદાર્થ, તેમ સુખ કરનારા ઉત્તમ પદાર્થોનો ભેદ સમજી, તેનો ભિન્ન, ભિન્ન, નિર્ણય કરવો તેને વિવેક કહે છે. આ વિવેકજ સર્વ સુખ પ્રાપ્તિનું સાધન છે. વ્યાવહારિક, રાજયદ્વારી, વીગેરે સ્થળે, તેમ પરલોક અથવા ઇશ્વર પ્રાપ્તિનો પરંપરાનો હેતુ છે. ) વૈરાગ્ય ( વિવેક-વડે, સત્ અસત્નો નિર્ણય થયો છે. તેમાં સત્ વસ્તુમાં પ્રીતિ, અને અસતમાં અરૂચી થઇ. વિષય, દુરાચારની ઇચ્છા તજવી. મનને રોકવું તે ) વિનાનું હોવાથી તે બહિર્મુખ, અને વિષયાસકત છે. તેને

**तेस्व निर्विण्ण चित्तानां कर्मयोयस्तु कामिनाम् ॥**

( શ્રી. ભા. ૧૦ )

ઉપર કહ્યા મુજબ ચિત્તવાળાને કર્મયોગ, કર્મ માર્ગજ શ્રેયસ્કર છે.

**एतान्यपितु कर्माणि संगत्यक्त्वा फलानि च। कर्तव्यानी तिमेपार्थ निश्चितं मतमुत्तमम्** (ભ. ગી. ૧૮-૬) એ અધિકારી માટે શાસ્ત્રે એ પ્રતિપાદન કરેલા, વર્ણાશ્રમ ધર્મનાં ઉચિત, નિત્ય-નૈમિત્તિક, કર્મનું વિધાન કરવું તેના કર્તૃત્વ પદને ફળાસ્વાદને ત્યાગીને આચરણ કરવું જોઇએ. એનાથી અંતઃકરણના મળ દોષનું ક્ષાલન થાય છે.

**મળદોષ**—જન્મ જન્માન્તરના પાપ સંસ્કારો મળદોષ કહેવાય છે. અર્થાત્ શાસ્ત્રમાં નિષિદ્ધ કહેલાં કર્મો અભક્ષ્યા ભક્ષ્ય (નહિં ભક્ષણ કરવાની વસ્તુ ભક્ષણ, જીવહત્યા કરી તેનું ભક્ષણ-આમિષ ભક્ષણ તે) અપેય પાન (નહિં પીવાની વસ્તુઓ પીવી-બુદ્ધિને મદ કરનારી કેફી વસ્તુ પીવી તે) દુર વ્યસન, પરસ્ત્રી ગમન, પરદ્રવ્ય હરણ, ચોરી, જૂઠ, આદિ દુર્ગુણો કુસંગત આદિ દુગુણો, એવા નિષેધ વિષયોના સેવનથી પાપમય વાસના ઉત્પન્ન થાય છે. તેજ પાપ મૂળક હોવાથી તેના અસ્તિત્વ વડે મૂળમાં પાપદોષ સૂક્ષ્મ રૂપે રહે છે. અને મનને ભટકાવે છે. તેને મળદોષ, શાસ્ત્રમાં કહે છે.

એ મળદોષ વડે—મનમાં પાપાચરણની નાના પ્રકારી વાસના ઉપજી પાપાચરણની રૂચી પ્રગટ થાય છે. તેથી,

સત્ય કર્મોમાં, સતગુરૂમાં, સત્શાસ્ત્ર શ્રવણમાં, સત્સંગમાં રૂચી ઉપજતી અટકાવે છે. તેમ સાંભળેલું, ને જોયેલું સ્થીર રહી શકતું નથી.

કદાચ દોષ બલવત્તર ન હોય તો, સકામ વિહિતકર્મ થાય, તેમ કર્મ કરતાં કાળે કરીને, તેને સકામ કર્મમાં દોષ પ્રતિતી ઉદભવે છે. અને તેથી વિહિત નિષ્કામ કર્મમાં તેની રૂચિ થઇ તેમાં પ્રવર્ત્ત રહે છે. અને યથા રીત પ્રવર્ત્ત રહેતાં ક્રમે ક્રમે તેના પાપ સંસ્કાર રૂપ મળદોષ છે તે નિવૃત થાય છે.

વિહિત કર્મો—આલોકનાં તેમ પરલોકનાં ભોગની ઇચ્છા તજી, સત્શાસ્ત્ર વિધાન રૂપ કહેલાં, સંધ્યા, દેવપૂજા, ધાર્મિક કર્તવ્ય કર્મો, વૃતો, સદ્‌ગુણો, સદાચરણોનું અનુષ્ઠાન, ફળ ત્યાગપૂર્વક, નિષ્કામ બુદ્ધિથી, વર્ણાશ્રમ ધર્માનુસાર કરવું તે કર્મો ચિત્ત શુદ્ધિની ઇચ્છાથી, ઇશ્વરાર્પણ બુદ્ધિથી પ્રધાનપણે શરીર તથા ઇંદ્રિયોને પ્રવર્ત્ત, કરવાથી તે નિષ્કામ કર્મો કહેવાય છે.

એ રીતે, કર્મ માર્ગના અધિકારી, અને મળદોષ શમન કરવાનાં સાધનો, શાસ્ત્રમાં કહ્યા છે. ( એ સાથે ઉપાસના, જ્ઞાન, પણ મિશ્રણ થાય છે. )

## ઉપાસના ભક્તિયોગ–માર્ગના અધિકારી.

નિષ્કામ કર્મયોગદ્વારા, મળદોષનું જેણે શમન

કરેલું છે,-થયેલું છે. પણ साक्षात्कर्तुमशक्तोऽपि, चिन्तये- न्मामशङ्कितः ॥ कालेनानुभवारूढो भवेत्सफलितो ध्रुवम ।। ( ભા. ગી ) જે તત્વનો સાક્ષાત્કાર કરવા અસમર્થ હોય, તે પણ મને ( પરમાત્માને) શંકા રહિત થઇને ચિંતવે, ઉપાસે; ઈત્યાદિ કરવાથી, કાળે કરીને અનુભવમાં આરૂઢ થઇ નિશ્ચય પરિપૂર્ણ ફળવાળો થાય છે. અર્થાત વિચાર વડે તત્વનો સાક્ષાત્કાર કરવાને અસમર્થ જીવાત્મા, તે ઉપાસના ભક્તિ માર્ગનો અધિકારી છે

यदृच्छयामत्कथादौ, जातश्रद्धास्तु यः पुमान् ॥ न निर्विण्णो नातिसक्तो, भक्ति योगोऽस्य सिद्धिदः ।। ( શ્રી ભા. ૧૧ ૨૦ ૮) જે જીવાત્માના અંતરમાં ભાગ્ય વશતાથી મારી ( પરમાત્માની) કથા કિર્તનાદિમાં શ્રદ્ધા થયેલી છે. પણ કર્મ ફળના ભોગોને માટે જેઓ વિરકત નથી, તેમ અત્યંત અશકત પણ નથી, તેને ભકિત યોગ સિદ્ધી આપનારો છે. અર્થાત પૂર્વ કર્માનુસાર, સત્સંગતિથી, હરીકથાદિ શ્રવણના પ્રસંગથી જેનામાં હરિવિશેની શ્રદ્ધા ઉત્પન્ન થયેલી છે, તેમ એકજ શ્રીહરિ વિવિધ તાપ હારક, પરમ વસ્તુ જન્મ મરણાદિથી મુકત કરનારા છે. અન્ય સર્વે દુઃખ સાગરમાં ડુબાડી, જન્મ મરણના ચક્રમાં નાંખનારા છે. તેથીજ તે ભગવદ્‌ભકિત આદિ ધર્મ કાર્યમાં આડાં આવે છે. એવો દ્રઢ નિશ્ચય થઇ પ્રભુમાં શ્રદ્ધા ઉદભવેલી છતાં-જગતની

ઉપાધિને ત્યાગવાને અસમર્થ છે, તેમ તેનો ઉપભોગ લેવામાં જેને કર્માધિકાર પ્રમાણે સુખ પણ ભાસતું નથી એ રીતે દેહ, સ્ત્રી, પુત્ર, ગૃહ માટે પરિગ્રહ વિષે દોષ દૃષ્ટિ થવાથી તેમના ઉપભોગમાં, પણ સુખ સમાધાન ભાસતું નથી; તેમ તેને તજવાનો તિવ્ર વૈરાગ્ય પણ તેના હૃદયમાં આવતો નથી, એવી રીતે પૂર્ણ વિષયા સકત નહિ; તેમ તે વિષયોથી પૂર્ણ વિરકત પણ નથી, એની અવસ્થામાં સંસાર બંધન માંથી મુકતતા મેળવવા જે રાત્રિ દિવસ શ્રી હરિની કરૂણા ચાહે છે. તેનેજ ઉપાસના ભક્તિ યોગ માર્ગનો અધિકારી કહ્યો છે. અને ઇષ્ટ પુંજન આદિ કર્તવ્ય સાથ, કર્મ જ્ઞાનનું સશ્રમણ છે.

## જ્ઞાનયોગ માર્ગના અધિકારી.

निर्विण्णाना ज्ञानयोगो न्यासिना मिह कर्मसु ॥

( ગીતામાં કહ્યા મુજબ ) કર્મનો સંન્યાસ કરનાર, દ્રઢ વૈરાગ્યવાનને; જ્ઞાનયોગ, માર્ગ સિદ્ધી આપનારો છે. અર્થાત્ નિષ્કામ કર્મ અને ભગવદુપાસનાદ્વારા, જેના અંતઃકરણના મળ, વિક્ષેપને નષ્ટ કરેલા છે, તેને સત્સંગતિ અને સત્શાસ્ત્રના શ્રવણથી, નિત્યા નિત્ય વિવેક, ( સત્ય અસત્ય વસ્તુનું જ્ઞાન) વૈરાગ્ય ( ગૃહકુટુંબ તજી ભસ્મધારી વન વસવું ઇત્યાદિ વૈરાગ્ય નથી. પણ અણુથી બ્રહ્મલોક પર્યંત ઐહિક, પારલૌકિક ઐશ્વર્યમાં ત્યાગ બુદ્ધિ થવું તે

વૈરાગ્ય છે. ) શમ (કામ આદિ વિકારોનાથી મનનો નિગ્રહ કરવો તે શમ ) દમ ( અધર્મથી બાહ્ય ઇંદ્રિયોનો નિગ્રહ કરવો તે દમ ) શ્રદ્ધા ( ગુરૂ સત્શાસ્ત્રમાં આત્યંતિક વિશ્વાસ, નિશ્ચય તે ) ઉપરમ ( વિધિયુક્ત સર્વ કર્મોનો ત્યાગ, બુદ્ધિ વિષયો વિષ સમાન થવા ) સહિષ્ણુતા તે તિતિક્ષા ( પ્રારબ્ધ યોગે જે જે શીતોષ્ણાદિ સુખ દુઃખ આવે તે શાન્તિથી સહન કરવા, સુખ દુઃખમાં સમાનતા રાખવી તે જાણી જોઇને ચોમાશામાં પાણીમા બેશવું, ઉષ્ણકાળે ધૂણીથી તાપ તાપવો, શીતળ કાળે પહાડોપર શીતકાળમાં બેશવું ઇત્યાદિ કરવું એવો અર્થ નથી.

એ રીતે શમાદિષટ સંપતિ રૂપ સાધન છે. એમાં વિવેક વૈરાગ્ય અને મુમુક્ષુતા ( સકારણ જગન્નિ વૃતિરૂપ, પરમાનંદ પ્રાપ્તિરૂપ, જે મોક્ષની જેને ઇચ્છા થાય છે તે અને એ ઈચ્છાથી, સદ્ગુરૂ કયાં મળે ? કયારે મળે ? આ ત્રિવીધ તાપથી અવિચળ મુક્તિ પરમપ્રાપ્તિ કયારે થાય ? એવો પ્યાસ જેના ચિતમાં અહર્નિશ લાગેલો હોય તેજ મુમુક્ષુ છે. ) એવા સાધનવાળો સદ્ગુરૂદ્વારા વેદાંતના શ્રવણ, મનન અને નિદિધ્યાસ નથી સત્ય સુખનો ભોગી થાય છે.

ચિત્તમાંના તમો ગુણ, રજોગુણ બળહીન થયાં છે, થતાં સત્વગુણના પ્રકાશથી, ચિત્તમાં સૂક્ષ્મ તત્ત્વ વિષય

ગ્રાહ્ય યોગ્યતા આવતાં, સાધકના ચિત્તને, પરમ સૂક્ષ્મ, પરમબ્રહ્મનો સંશય વિપર્યય રહિત, અપરોક્ષ અનુભવ થાય છે. પોતાનું શરીર તથા બાહ્ય પ્રપંચ વિદ્યમાન છતાં, પણ તે તત્વ વેત્તાની બુદ્ધિ નામ રૂપનો બાધ કરી અંતર બહાર બ્રહ્મ તત્વને અનુભવી કૃતાર્થ થાય છે.

**શ્રી ભગવદ્ગીતામાં ( ૭-૧૬ )**

चतुर्विधा भजन्तेमां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभः ॥

આર્ત્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી, અને જ્ઞાની એ ચાર સુકૃત કરનારાં જનો મને ભજે છે. એમ જણાવી નિત્ય યુક્ત એક ભકિત જ્ઞાની વિશેષ જણાવ્યો છે.

શાંડિલ્યસુત્રમાં પણ આગળના ત્રણને ગૌણ જણાવી ચતુર્થ જ્ઞાનીને શ્રેષ્ટ જણાવે છે.

આર્ત્ત મળ, વિક્ષેપથી ઘરાયેલ, ઇષ્ટના નિર્ણય વિનાનો તે આર્ત્ત છે. એને કર્મ, ( ભકિતમાં કર્મ રૂપ નવધા ) સાધન કહ્યું છે.

અર્થાર્થી—મળ, વિક્ષેપ દૂર થઈ આવરણથી ઘેરાયેલો તે એને ઉપાસના ( ભકિતમાં અંતરાલ ભકિત ) સાધન કહેલું છે.

જીજ્ઞાસુ—મળ, વિક્ષેપ, આવરણ દુર થઇ, ચિત્ત શુદ્ધિપૂર્વક ઇષ્ટ નિર્ણયથી પ્રાપ્તિ માટે ઉત્કૃષ્ટ ઇચ્છાવાળો

તે જીજ્ઞાસુ, જ્ઞાન ( પરાભકિત અનુભવ ) સાધન કહેલું છે. અને જ્ઞાનીને પરમભકત, પ્રિય સ્વરૂપ ઉત્તમતાની પ્રાપ્તિ-વાળો જણાવ્યો છે. એ રીતે, ઉપર જણાવેલ ત્રણ માર્ગનું, તેના અધિકારીનું દિગ્દર્શન કરાવેલું છે.

સારાંશ—કર્મયોગ, માર્ગમાં, વિચરનારા અધિકારીને કર્મ, ઉપાસના, અને જ્ઞાનમાર્ગના સાધન સ્વીકારવાં પડે છે.

તેમ ઉપાસના, ભકિતયોગ, માર્ગમાં વિચરનારા અધિ-કારીને, ઉપાસના, કર્મ, જ્ઞાન માર્ગના સાધનો, અને જ્ઞાન યોગ, માર્ગમાં વિચરનારાને; કર્મ ઉપાસના માર્ગના સાધનો, પરોક્ષ, કે અપરોક્ષ રીતે, સ્વીકારવા પડે છે. એ રીતે એ ત્રય માર્ગો કહો; કે ક્રમોન્નતિના સોપાનો કહો કે, વેદાંત ધર્મના ત્રણ વિભાગો કહો, પણ એકજ વેદાંત ધર્મનું એ દિગ્દર્શન કરાવે છે.

---

એકાદશ વિશ્રામ

## સત્ય સુખ, આનંદ, પરમ પુરૂષાર્થ.

આ વિશ્વમાં નિરીક્ષણ કરતાં જણાશે કે, નિખીલ પ્રાણિમાત્ર વિવિધ પ્રકારનાં સુખો માટે વિવિધ પ્રકારનાં માર્ગોથી, વિવિધ પ્રકારનાં કર્મોદ્વારા પ્રયત્નશીળ બનેલાં છે. પણ આ ભેદમય વિશ્વમાં સત્ય સુખ શું છે? તે કેવી

રીતે ક્યા સાધન-માર્ગથી પ્રાપ્ત થાય? ઇત્યાદિ પ્રશ્ન મુમુક્ષુઓને પ્રવર્ત્ત રહી હોય છે. જેથી એજ પ્રશ્નના નીરાકરણ માટે એજ સુખ પ્રાપ્તિના માર્ગમાં તેનું નીરાકરણ કરવું આવશ્યક ઠરે છે. તેમ આ ધર્મ માર્ગમા ઉપસંહાર રૂપ ફળ, મનુષ્યના તત્ત્વ ચિંતવનનું અંતિમ લક્ષ્ય, તે હોવાથી તેની જરૂર છે.

સુખ—કોઇ કારણથી, અમુક લાભ આદી થવાથી, ચિત્તની ચંચળ વૃતિ દૂર થવાથી ચિત્તની પ્રસન્નતાદ્વારા જે આનંદ જણાય છે, તેને સુખ કહે છે.

સુખના ત્રણ પ્રકાર—શાસ્ત્રકારોએ ત્રણ પ્રકારના સુખો કહે છે.

(૧) ઐહિક—આ લોકનાં વીવીધ સુખો તે (૨) પારલૌકિક—સ્વર્ગાદિક વીવીધ લોકનાં સુખો (૩) પારમાર્થિક—સત્ય નિત્ય, એક રૂપે રહેનારૂં, દુઃખથી અત્યંત રહિત હોવાથી તે સત્ય સુખ છે.

ઉપરોક્ત સુખમાં, ઐહિક અને પાર લૌકિક, અનિત્ય અને અસુખ ભરેલાં, અર્થાત્ દુઃખથી રહિત નહિં હોવાથી એને, સુખ નહિં પણ "સુખાભાસ" કહે છે. ખરૂં સુખ પારમાર્થિક કહેલું છે.

કંઠોપનિષદમાં પ્રેયસ અને શ્રેયસ, બે પ્રકારના સુખો દર્શાવેલાં છે.

પ્રેયસ—આ લોકના વિષય સુખોથી આરંભી સત્ય લોક પર્યંતના વિષયોને પ્રેયસ કહ્યાં છે.

શ્રેયસ—નામ રૂપ અધિષ્ઠાન રૂપના બ્રહ્મભાવ સ્થિતિ કરવી તેને શ્રેયસ કહ્યાં છે.

એ સુખોના અધિકારી પામર—(પા રક્ષણ કરનાર શાસ્રનું. મર–હનન કરનાર) શાસ્ર સંસ્કારથી રહિત, આ લોકના શુભાશુભ, વિષયો સંપાદન કરી ભોગવવાને તત્પર તે પામર.

વિષયી—આ લોક પરલોકનાં ભોગની આસકિતવાળા, સકામ ઉપાસના કરવાવાળા તે.

એ બન્ને પ્રેયસ સુખના અભિલાશી, અધિકારી છે.

જીજ્ઞાસુ—આ લોક, પરલોકના વિષયોથી ઉદાસ થયેલો. જ્ઞાન વિના મોક્ષ પ્રાપ્ત નહિં થશે. એવા નીશ્ચયે પરમ તત્ત્વ જ્ઞાન માટે આતુર હોય તેવા. એ શ્રેયસના અધિકારી છે.

## વિવેક દ્રષ્ટિએ સુખનું નિરીક્ષણ.

મનુષ્યા દેહમાં સુખોનું અવલોકન બાલ્યાવસ્થામાં સુખ છે કે નહિ? રમત, ગમત અને ખાવા, પીવામાં સુખ માને, પણ તેમાં એ સ્થિર સુખ કહી શકાય નહિં; કારણ રમત ગમતમાં પણ પડવું, આખડવું વાગવું, લડવું, રડવું આદિ ઉદભવે છે.

તેમ ખાવા પીવામાં, રોગાદી ભય, તેમ નિશાળનો ભય, માત પીતાનો ભય, કુસંગી નઠારા બાળકોનો ભય, અપરિચિત જનોનો ભય, મનની ચંચળતા, તનની દુર્બળતા, રોગાદી પીડા વીગેરે હોવાથી તે સ્થીર સુખ કહેવાતાં નથી.

**યુવાવસ્થામાં સુખ છે કે નહિ?** યુવાન અવસ્થામાં બહુધા, કામ, ધન, તૃષ્ણાદીના પ્રબળ વેગ, ધનની પ્રાપ્તિથી નાના પ્રકારનાં ભોગો મેળવવા, ભોગવવાની ઇચ્છા. નિરંતર સંતાપયુકતરૂદય, સ્ત્રી, પુત્ર, ધનની લાલસા, તે માટે સતત અવિશ્રાંત મથન, આધિ, વ્યાધિ, ઉપાધિ ત્રયતાપના સંતાપ, પ્રમાદ વશ રાગયુકત ઇચ્છીત ભોગોથી, ઇંદ્રિયો અજીત થઇ તેના ભોગોની વારંવાર ઈચ્છાથી તે ન મળતાં ક્ષોભ, એ રીતે, સ્ત્રી, પુત્ર, ધન, સત્તા કીર્તિ આદીની લાલસાથી હરાતી મનની શાન્તિ. આ રીતેનાં બનાવો જોતાં યુવાવસ્થામાં, જે સુખ મનાય છે તે સુખાભાસજ છે, સત્ય સુખ નથી.

**વૃદ્ધા વસ્થામાં સુખ છે કે નહિ?** તન, ઇંદ્રિયોની અશકિત ભોગોથી રોગોની ઉત્પત્તિથી પીડા, મનની શાંન્તિનો નાશ, ઈત્યાદિ જોતાં વૃદ્ધાવસ્થામાં પણ સત્ય સુખ નથી.

ઉપરોકત રીતે જોતાં, આ મનુષ્ય લોકમાં ગણાતાં, વિષય ભોગાદીક મનાતાં સુખો જોતાં, મેળવતાં, ભોગવતાં,

આચવતાં અને જતાં પણ સંતાપજનક હોવાથી સત્ય સુખો કહી શકાતાં નથી.

ઉપરોકત કથનની પુષ્ટી રાજર્ષિ ભતૃહરીનું વચન સ્પષ્ટ રીતે કરે છે.

आयुर्वर्ष शतनृणां परिमितं रात्रौतदर्धंगतं।
तस्यार्धस्य परस्य च धर्मपरं बाल्यत्व वृद्धत्वयो॥
शेषं व्याधि वियोग दुःख सहितं सेवादभि नीयते।
जीवे वारि तरंग चंचल तरे सौख्यं कुतः प्राणीनः॥

મનુષ્ય પરમ આયુષ્ય સો વર્ષ. (કાંઈક કર્તવ્યતાના ગુણદોષે હાલમાં તો અલ્પાયુ છે, તે)માં રાત્રીના સમયમાં અડધું ગયું, તેનું અર્ધ પર ધર્મ કર્મમાં, બાળ વૃદ્ધાવસ્થામાં અને શેષ રહેલું આધી વ્યાધી અને ઉપાધીમાં આયુષ્ય વ્યતીત થાય છે. એ સર્વ જોતાં સુખ પ્રાણી કહે છે; તે કયા સમયે મળ્યું ઇત્યાદિ શ્લોકનો ભાવાર્થ છે.

## પારલૌકિક સુખ ભુવર્લોકમાં સુખ છે કે નહિં?

પરલોકમાં રહેલા, ગૃહો, તારાઓ, વીશે વાસ કરનારા તેઓ દેવ કહેવાય છે. દિવ્ય દેહ છતાં પ્રાપ્ત વિષયોના અનુભવ વડે તેઓ સત્ય સુખ ભોગવી શકતી નથી. પરસ્પર સ્પર્ધા ગર્વ, કનિષ્ટની અવગણના, ઈર્ષાનું દર્શન. ત્યાં પણ કાળ ભય એ રીતે ચિત્તની ચંચળતામાં સત્યસુખાનુભવ મળવો મુશ્કેલ છે.

## સ્વર્ગલોકમાં સુખ છે કે નહિં ?

એમાં રહેનારા સુર દેવલોકો, દિવ્ય દેહ સંપતિવાળા, સંકલ્પથી વિષયોને પ્રાપ્ત કરનારા, અણિમાદિ અષ્ટસિદ્ધિવાળા, અપ્સરાના પરિવારવાળા, અપ્સરાના ભોગ વીલાશમાં ક્લેશ, ગર્વ, ઇર્ષા ધરનારા છે. અસુરભય, કાળભય, દોષજનિત દુઃખોનો દેખાવ ત્યાં છે. જેથી સત્ય સુખ ત્યાં નથી, પણ સુખાભાસ છે.

## મહર્લોકમાં સુખ છે કે નહિં ?

એમાં દેવ જેવા દિવ્ય દેહવાળા, ઐશ્વર્યવંત, પાંચ ભૂતોને ઇચ્છિત આકાર પરિણામ કરનારા, સામર્થ્યવાન, અન્ન વીના ધ્યાનથી તૃપ્ત, પુષ્ટ થનારા, છતાં; ઐશ્વર્ય સ્થીતિથી સત્યસુખ ભોક્તા કહી શકાતા નથી.

## જનલોકમાં સુખ છે કે નહિં ?

એમાં, વશનારા દિવ્ય, યોગી, પાંચ ભૂતોની ઇદ્રિયોની ઇચ્છાનુંસાર સ્થિતિ કરવાના સામર્થ્યવાળા, તેમ દેવ જેવા ઐશ્વર્ય સ્થીતિથી, સત્ય ભોક્તા કહી શકતા નથી.

## તપોલોકમાં સુખ છે કે નહિં ?

એમાં વશનારા–પાંચ ભૂતો, ઇંદ્રિયો, તન્માત્રા અહંકાર ને ચિત્ત એને વશ કરી, વર્તાવવાને સમર્થ, ધ્યાનથી તૃપ્ત, પુષ્ટ, પ્રાણાયામાદી તપાભ્યાસથી અસ્ખલિત વીર્ય-

વાળા, તપોલોકના સૂક્ષ્મ, ગુપ્ત પદાર્થોને જાણનારા પણ સત્યલોકનાં પદાર્થોના જ્ઞાન રહિત હોવાથી તેમ આગળ જણાવેલા કારણોથી તેમને પણ દુઃખ ઉલ્લંઘન કરી અવિકારી સુખ મેળવેલું નથી એમ ઠરે છે.

## સત્યલોકમાં સુખ છે કે નહિં ?

એમાં નિવાશ કરનારા સ્વશરીર રૂપ ગૃહમાં સ્થીતિ રાખનાર, સ્વઇચ્છાથી ત્રયગુણની પ્રવૃત્તિ કરવાને શકિતવાળા, બ્રહ્મદેવા આયુષ્યવાળા, એમાં કેટલાકો સ્થુળ વિષય ધ્યાને, કેટલાક-સૂક્ષ્મ વિષય ધ્યાને, કેટલાક બુદ્ધિ સહ આત્માના ધ્યાને, તૃપ્તિ પામનારા છે. ત્યાં પણ તૃષ્ણાની નિવૃત્તિ નથી. તે તૃષ્ણા ભવિષ્યમાં સર્વ દુઃખોની ઉત્પત્તિનું સ્થાન હોવાથી; સત્ય સુખના અનુભવમાં ત્યાં પણ બાધક છે.

( એ રીતે મૃત્યુલોકના વિષયોથી આરંભી, સત્યલોક સુધીના વિષયોમાં સત્યસુખ નથી. )

વિદેહ—પંચભૂતોની ઉપાસના વડે, સ્થુળ શરીર ત્યાગ્યા પછી, ભૂતાદિસહ સ્થુળ શરીર રહિત થઇ અદેહ પામેલા, અને પ્રકૃતિલય-તન્માત્રાદિ પ્રકૃતિઓની ઉપાસનાથી સ્થુળ શરીરનો ત્યાગ થયા પછી, તે તન્માત્રા આદીની સાથે સ્થુળ શરીર સહીત થઇ અદેહતા અનુભવતા.

એ બન્ને, જો કે કાળે-દુખાનુભવ કરતા નથી. પણ તેઓના ચિત્તને, કોઇ કાળે પણ શુભાશુભ સંસ્કારવાળા

હોવાથી, ભોગ મોક્ષરૂપ અધિકારનું ઉલ્લંઘન કરીને કર્તૃ-ત્વના અવધિને પામેલા નથી, તેથી તેઓ પણ તે કાળે સત્યસુખના વાસ્તવિક ભોક્તા નથી, એમ કહેવું પડે છે.

વિશ્વ અનિત્ય અસુખમય—વિષયાનંદ સત્યસુખ રૂપ નહિં સુખાભાસજ છે તેમ શ્રી ગીતાજીમાં એની સ્પષ્ટતા કરે છે. अनित्यम सुख लोकमिमं प्राप्य भजस्व-माम् અનિત્ય અને અસુખમય એવા લોકમાં આવી મને ભજ. ઇત્યાદિ વચનાનુસાર આલોક તું શું!!! પણ આખું બ્રહ્માંડ અનિંય ને અસુખનું ભરેલું છે. તેથી મને ભજ એવો સત્યસુખ, અસત્યસુખ માટેનો ઇશારો કરેલો છે તો સત્યસુખ, બ્રહ્માનંદ (બ્રહ્મવિદાપ્નોતિ પરમ સત્ય જ્ઞાનંદં બ્રહ્મ) પ્રાપ્તિ જાણી, તેનું શ્રુતિના વચનોથી નીરીક્ષણ કરીયે.

બ્રહ્મનંદ અનુભવવા અનુમાન માટે આનંદક્રમ

(આનંદવલ્લી) પશુ પક્ષી પ્રાણીનો આનંદ આહાર, ખાવા પીવામાં તેના આનંદનો અવધી છે. જો મનુષ્યમાં એજ ઇચ્છા (येषांनविद्या ઇત્યાદિ) વીના બીજું શ્રેય સંપાદક કર્મ ન હોય તો, તે પણ પશુ પક્ષી કેમ ન સમજવાં? બાકી

મનુષ્યનો આનંદ—જે રૂપવાન છે. યુવા અવસ્થા-વાળો છે. શાસ્ત્રજ્ઞ શીઘ્ર પ્રવૃત્તિ કરનારો, દ્રઢ મનવાળો, મોટા સૈન્ય, સાથીવાળો અતિ બલવાન, ધન ધાન્યાદિથી

પૂર્ણ સમૃદ્ધિવાળો, પૃથ્વીનો પતિ, રાજન્ સમ્રાટ એ મનુષ્યના આનંદનો અવધી છે, એ મનુષ્યના આનંદથી સોગણો.

મનુષ્ય ગંધર્વનો આનંદ છે.—એ આનંદ, સુગંધ-યુક્ત શરીર, ઇચ્છાનુસાર રૂપધારી શકનારા અંતર્ધ્યાનાદિ શક્તિવાળા, નૃત્ય ગીતાદિમાં કુશળ, એ આનંદ મનુષ્ય ગંધર્વનો છે.

( આ કલ્પમાં મનુષ્ય હોઇને કર્મ ઉપાસના બળથી જેઓ ગંધર્વપણાને પ્રાપ્ત થાય છે, તે મનુષ્ય ગંધર્વ છે. એને દ્વંદની પીડા અલ્પ, તેને દુર કરવાનું સામર્થ્ય હોવાથી ચિત્તની પ્રસન્નતાથી સુખની પ્રગટતા એમાં થાય છે. એ મનુષ્ય ગંધર્વના આનંદથી સો ગણો.

દેવગંધર્વનો આનંદ છે—એ આનંદ, જે જન્મથી કલ્પના આદિથી દેવગંધર્વ છે. એને ચિત્ત પ્રસન્નતાના વધારાથી ઉપરોક્ત આનંદ કરતાં સોગણો મળે છે એ દેવ ગંધર્વના આનંદથી સો ગણો

ચિર લોકવાશી પિતૃઓનો આનંદ છે—એનાથી સો ગણો આજાનજ દેવનો આનંદ છે ( જેઓ સ્માર્ત્ત કર્મ કરી ફળમાં દેવપણાને પામેલા, આજાનજ દેવ કહેવાય છે ) એનાથી સો ગણો આનંદ કર્મદેવોનો આનંદ છે. ( કર્મ અગ્નિ હોત્રાદિકથી દેવપણું પામેલા તે કર્મદેવ છે ) કર્મ દેવોના આનંદથી સો ગણો આનંદ

વસુરૂદ્રાદિ દેવોનો આનંદ છે (એ એક વિસ- ર્જિત છે) એ વસુ આદિથી સો ગણો આનંદ

દેવોના રાજા ઇંદ્રનો છે.—એનાથી સોગણો આનંદ દેવગુરૂ બૃહસ્પતિનો આનંદ છે.—એનાથી સો ગણો આનંદ, વિરાટનો આનંદ છે. એનાથી સો ગણો આનંદ બ્રહ્મા પ્રજાપતિનો આનંદ છે.

આ બ્રહ્માનો આનંદ, બ્રહ્માનંદ પરમાનંદ આગળ મહા સાગરના એક જળ બિંદુ જેવો પરમાનંદના અંશ રૂપ છે. અર્થાત આ બ્રહ્માના આનંદ સુધી ગણના થાય છે. પણ બ્રહ્મ પરમાનંદની ગણના થવી અસંભવિત છે.—કારણ પરમાનંદ સ્વાભાવિક અને અદ્વૈત હોવાથી, આનંદને આનંદ- વાળાનો વિભાગ નથી, તેથી (यतोवाचो निवर्तंते अप्राप्य मनसासह) અનંતનો આનંદ અનંત.

(શ્રુતિએ અધિકારીને કાંઈક ખ્યાલ આવવા માટેજ બ્રહ્માના આનંદથી સો ગણો, બ્રહ્મ પરમાનંદ જણાવ્યો છે) સ્વામી શ્રીયામુનાચાર્યએ બ્રહ્મ પરમાનંદની અનંતતાનું માપ કાઢવાની યુક્તિ અધિકારીને જાણવા માટે દર્શાવી છે. उपर्युपर्यब्ज भुवोपि पुरूषान् प्रकल्प तेयेशतमित्यनुक्र- मात् ॥ गिरस्त्व देकैक गुणावधिप्सया, सदा स्थिता नोद्यमतो तिशेरते ॥

સો સો, ગણા આનંદથી જે શ્રુતિએ આનંદ ગુણની ગણના

કરી, છેવટે પ્રજાપતિના આનંદથી અટકેલી છે, તેમ ન અટકતાં બ્રહ્માના આનંદને એક મનુષ્યનો આનંદ કલ્પી, બ્રહ્માના આનંદ સુધી લાવતા જવું. એવી રીતે પરમાનંદ પ્રાપ્તિ માટે વારંવાર ગણત્રીનો ઉદ્યમ નિરંતર કરવા છતાં, હજુ સુધી શ્રુતિ પારપામી વિરામ શકે એમ નથી. અર્થાત્ એ અનંતનો, અનંત આનંદ અનંત હોવાથી તેનો પાર પામી શકાય એમ નથી. જેને માટે અનવધિક, અતિશય, અસંખ્યેય, કલ્યાણ ગુણગણ મહાર્ણવ ઇત્યાદિ વિશેષણો અપાય છે. જ્યારે એ અપારમાંથી એક ગુણનો પાર શ્રુતિ ભગવતિ ન પામતા, નેતિ-નેતિ કહી વિરામે છે. તો પછી સ્વરૂપાદિ માટે શું કહેવાય? નેતિ-નેતિ.

પંચદશીકારે—કહ્યું છે કે; અખિલ વિશ્વના જે જે આનંદ છે, તેને જો એકત્ર કરીયે તો તે સમૂહ બ્રહ્માનંદના એક બિંદુ સમાન છે.

પ્રશ્ન—યોગસિદ્ધી આદિમાં અન્યલોક (પર્યંતમાં) તે આનંદનું સ્થાન નથી; તો મનુષ્યને એ આનંદની પ્રાપ્તિની આશા નિર્થક કેમ ન સમજવી?

શ્રુતિ—બ્રહ્માના આનંદથી સોગણો બ્રહ્માનંદ દર્શાવીને ત્યાંજ કહે છે કે શ્રોત્રિયસ્ય चाकामहतस्य ઇત્યાદિથી પરમાત્માને પામનારાનો આનંદ પણ એજ એટલોજ છે.

કેટલો? આનંદમયને પામે તેજ સમજે. બાકી કહે-

નાર, સમજનાર માટે તો શ્રુતિ કહે છે. यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह आनंद ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन

એ રીતે વિષયાનંદ, સત્યસુખ આનંદ નથી; સુખાભાસ છે. પરબ્રહ્માનંદ એજ સત્ય, સુખ આનંદ છે.

વિષયાનંદ, અને બ્રહ્માનંદમાં ઐકયતા—વિષયના લાભથી, તે વિષયઇચ્છા નિવૃત થતાં મનનું ચંચળપણું જતાં અંતર્મુખ તે થાય છે. તેમાં સ્વઆત્માનો આનંદ પ્રતિબિંબિત થાય છે, એજ વિષયાનંદ છે. એથી વિષયાનંદ, બ્રહ્માનંદથી ભિન્ન નથી; પણ તેનો આભાસ છે, એથી એને સુખાભાસ કહેવાય છે. અને બ્રહ્માનંદ એ સત્ય સુખરૂપ છે.

ધર્મમાર્ગોમાં, એ આનંદનો, અંતિમ લક્ષ્યરૂપે વીવીધ નામ ભેદથી થયેલો સ્વીકાર.

વેદાંતના છ દર્શનો—ન્યાય, વૈશેશિક, ૨૧ પ્રકારનાં દુઃખની અત્યંત નીવૃત્તિથી થતા આનંદને મોક્ષ કહે છે—સાંખ્ય, યોગ, ત્રણ પ્રકારના દુઃખની અત્યંત નિવૃતિથી થતા આનંદને મોક્ષ કહે છે.

પૂર્વમીમાંસકો—આનંદની નિત્ય પ્રાપ્તિને ઉત્તરમીમાંસકો ત્રય પ્રકારનાં દુઃખની એકાંન્તિક, આત્યંતિક નિવૃત્તિને પરમાનંદની પ્રાપ્તિને મોક્ષ કહે છે.

સંપ્રદાયોમાં—મધ્વ વૈકુંઠ પ્રાપ્તિ નિંબાર્ક વિષ્ણુ લોક પ્રાપ્તિ રામાનુજ પરમાનંદ સ્વરૂપનો સાક્ષાત્કાર પુષ્ટી ગૌલોક પ્રાપ્તિ નિત્ય સેવા ( અન્ય ધર્મમાંની માન્યતા તેના વર્ણનોમાં છે ( ઇત્યાદિ અંતિમ લક્ષ્ય આનંદ પ્રાપ્તિને મોક્ષ કહ્યો છે.

એ રીતે—આર્ય્ય વેદાંત ધર્મનું ધક્ષ્ય બિન્દુ જોતાં સર્વ ધર્મોની પ્રવૃત્તિ, સર્વ તત્ત્વ ચિંતવનનું લક્ષ્ય બિન્દુ એકજ છે. પૂર્ણ થવું, દિવ્ય થવું, પ્રભુને પામવું, પ્રભુના દર્શન કરવાં, પ્રભુના સમીપમાં જવું, પ્રભુની શક્તિનો લાભ મેળવવો. પ્રભુના નીત્ય સેવનના લાભમાં વરાવું,............ ........ઇત્યાદિ ઇત્યાદિ પૂર્ણથી પૂર્ણ થવું, સંપૂર્ણ શુદ્ધ બુદ્ધ મુક્ત પ્રભુખ સમીપ સન્નિધીથી માનુષી અપૂર્ણતા દૂર કરી, પરમાત્માનાં દૈવી ગુણોમય થવું, ઇત્યાદિ આર્ય્ય વેદાંત ધર્મ માર્ગોનું અંતિમ લક્ષ્ય છે. પૂર્ણત્વની વ્યાખ્યામાં મત ભેદ છે, પણ પૂર્ણત્વ એક છે. તે બે કે વધારે વસ્તુઓનું ભિન્ન ભિન્ન હોય એવું લક્ષ્ય નથી. અર્થાત્ આ આ પૂર્ણ, તે પૂર્ણ, અમુક પૂર્ણ, એવા પક્ષને અવકાશ નથી. પૂર્ણત્વ એકજ હોઇ શકે એવી માન્યતા સર્વ ધર્મ માર્ગોની છે.

## સત્ય સુખ પ્રાપ્તિ મનુષ્યદેહની સાફલ્યતા.

**सुख मात्यन्तिकंयत्तद् बुद्धिग्राह्यम तोन्द्रियम् ॥**
**यंलब्ध्वाचपरंलाभं मन्यतेनाधिकंतत ॥**

જે આત્યંતિક સુખ છે, તે કેવળ બુદ્ધિથીજ ગ્રહણ કરવા યોગ્ય છે અતિંદ્રિય છે તેને અનુભવે છે તે જેના પર સ્થિત થતાં તેનાથી બીજાને અધિક માનતો નથી. આ આત્યંતિક સુખ પ્રાપ્ત થવાથી, આ લોક તેમ પરલોકના સર્વ સુખો નિસ્તેજ, તુચ્છ સમ ભાસે છે—કારણ કે તે પરમ સુખ છે, તેજ નિરવધિક, અખંડ કે રસ, પરમ સુખ છે એ પરમાનંદ પ્રાપ્તિ મનુષ્ય જીવનનું અંતિમ લક્ષ્ય સ્થાન છે, એ લક્ષ્ય પ્રાપ્તિ થતાં જન્મ, મૃત્યુ, આવરજન વીસર્જન મટતાં કૃત્યા કૃત્ય થવાય છે. ( **भीद्य ते हृदय ग्रंथि छिद्यन्ते सर्व संशयाः ॥ क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् द्रष्टे परेवरे** ( ભ. ગીતા. ) **वेदान्त विज्ञान सुनिश्चितार्था, सन्यास योगाधतयः शुद्ध सत्वा ॥ ते ब्रह्म लोके तु परान्त कालपरामृता परिमुच्यन्ति सर्वे ॥**

એ પરમ પ્રાપ્તિ થતાં રૂદયની ગ્રંથિ છેદાય છે. સંશયો શમન થાય છે. કર્મ ક્ષીણતાને પામે છે.

વેદાન્તથી ઉત્પન્ન થયેલા વિજ્ઞાનના અર્થને, જેઓએ સમ્યક પ્રકારે જાણ્યા છે, જેઓનું અંતઃકરણ કર્મ ત્યાગ,

તથા યોગ, બ્રહ્મનિષ્ઠા વડે શુદ્ધ થયું છે. તેઓ પોતાના છેવટના સમયે પણ અમૃત ભાવને પામે છે, બ્રહ્મમાં લય પામી, જન્મ મરણાદિ નામ કર્મોથી મુક્ત થાય છે.

હરિઃ ॐ તત્સત્.

મનુષ્યના જીવનને ઉચ્ચત્તમ આદર્શ, તથા તેને પ્રાપ્ત કરવાના અધિકારાનુસાર સાધન, માર્ગની રૂપ રેખા સંપૂર્ણ રીતે સનાતન વેદાન્ત ધર્મમાં રચાએલી છે. તેનું દિગ્દર્શન, યથા કૃપાનુભવે શીષ્ટ વચનામૃતથી જેના દયરણ, કૃપાથી લખાયું છે, તેમના ચર્ણારવિંદમાં તેમના જનો માટે લાભદાયી થવા સમર્પણ થાય.

ॐ તત્સદ બ્રહ્માર્પણ મસ્તુ.

સર્વંડત્ર સુખિનઃસન્તુ સર્વે સન્તુ નિરામયા;
સર્વે ભદ્રાણિ પશ્યન્તુ, માકશ્ચિઃ દુઃખમાનુયાત્.
કાલે વર્ષંતુ પર્જન્ય, પૃથ્વિી સસ્ય શાલિની.
દેશોડયં ક્ષોભ રહિતો, જનાઃસન્તુ ધર્મિણા.

ॐ શાન્તિઃ ॐ શાન્તિઃ ॐ શાન્તિઃ

# શુદ્ધીપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૮ | સસાર | સંસાર |
| ,, | ,, | ગામ | માર્ગ |
| ૩ | ૧ | શ્રીરાણુ | શ્રીરામ |
| ૩ | ૧૮ | શાંકરાચાય | શાંકરાચાર્ય |
| ૪ | ૫ | થનો | થવો |
| ૪ | ૭ | રીત | રીતે |
| ૪ | ૨૦ | થતો | થયો |
| ૫ | ૧૪ | માક્ષે | મોક્ષ |
| ૫ | ૨૧ | ભૂમણુ | ભ્રમણા |
| ૭ | ૪ | કદતાં | કરતાં |
| ૮ | ૪ | કરેત | કરતા |
| ૧૦ | ૧૩ | પ્રકર | પ્રકાર |
| ૧૦ | ૧૬ | ગણુતા | ગણાતા |
| ૧૧ | ૧૯ | શ્રં | શ્રી |
| ૧૨ | ૧૩ | તાત્રિક | તાંત્રિક |
| ૧૩ | ૨ | શખા | શાખા |
| ૧૩ | ૧૬ | પચ્યમકારી | પંચમકારી |
| ૧૫ | ૧ | નશ | નાશ |
| ૧૫ | ૧૮ | જીજ્ઞસુ | જીજ્ઞાસુ |
| ૧૬ | ૨ | સ્વઘર્મ | સ્વધર્મ |

| | | | |
|---|---|---|---|
| ૧૭ | ૪ | [illegible] | [illegible] |
| ૧૭ | ૭ | થયછે | થાયછે |
| ૨૦ | ૧૫ | ધર્મન | ધર્મને |
| ૨૪ | ૩ | સધન | સાધન |
| ૨૪ | ૧૩ | રંજીતં | રંજીતં |
| ૨૪ | ૧૭ | ગણત | ગણીત |
| ૨૮ | ૫ | અત્રિચગ | અવિચગ |
| ૨૮ | ૧૪ | ધર્મિક | ધાર્મિક |
| ૨૯ | ૧૫ | અર્ય | આર્ય |
| ૩૩ | ૭ | અતિમ | આંતિમ |
| ૩૫ | ૧૭ | અગો | અગો |
| ૩૭ | ૩ | ચર | ચાર |
| ૪૦ | ૪ | કાળજ્ઞન | કાળજ્ઞાન |
| ૪૯ | ૧૮ | કેમડ | કોધક |
| ૪૧ | ૧૧ | એનાપણ | એઓનાપણ |
| ૪૨ | ૧૦ | વતો | વાતો |
| ૪૩ | ૧૧ | મક્ષ | મોક્ષ |
| ૪૬ | ૬ | શાત્ર | શાસ્ત્ર |
| ૪૯ | ૮ | છ | છે |
| ૫૧ | ૮ | અધિભૈતિક | આધિભૌતિક |
| ૫૪ | ૧૫ | કાલપિત | કલ્પિત |
| ૬૦ | ૧૩ | દષ્ટિ | દ્રષ્ટિ |
| ૬૧ | ૧૯ | ગેણુ | ગૌણ |

| | | | |
|---|---|---|---|
| ૬૩ | ૧ | લભ | લાભ |
| ૭૫ | ૫ | નિર્વિઘ્નરૂપે | નિર્વિઘ્નરૂપે |
| ૯૦ | ૮ | દ્વેષ | દ્વેષ |
| ૯૨ | ૮ | પ દુર્ભાવ | પ્રાદુર્ભાવ |
| ૯૪ | ૧૫ | ચ ત્રિથા | ચારિત્રથી |
| ૧૦૦ | ૧૯ | કર્લાન પંથ | કર્માર પંથ |
| ૧૦૨ | ૧૮ | સ્વાથા | સ્વામી |
| ૧૧૬ | ૪ | પપુના | પોતાના |
| ૧૧૬ | ૭ | માટિયા | મટિઆ |
| ૧૧૬ | ૧૩ | મતથાં | મતમાં |
| ૧૧૯ | ૧૭ | પંપીઓને | પાપીઓને |
| ૧૧૯ | ૧૯ | ચર્મ | ધર્મ |
| ૧૨૭ | ૩ | વારણ | વલણ |
| ૧૨૭ | ૪ | પ્રજા સાગે | પ્રજા સાથે |
| ૧૩૨ | ૨ | અપૈરૂષેય | અપૌરૂષેય |
| ૧૩૨ | ૯ | શ્રતિ | શ્રુતિ |
| ૧૪૬ | ૧૯ | શ્રષ્ટિમાન્ય | સૃષ્ટિમાન્ય |
| ૧૫૧ | ૮ | ટહીએ | કહીયે |
| ૧૫૫ | ૫ | મજીઠ | મજીઠ |
| ૧૫૬ | ૬ | દૃશ્ય | દ્રશ્ય |
| ૧૫૬ | ૭ | અદૃશ્ય | અદ્રશ્ય |
| ૧૫૭ | ૪ | દૃશ્ય | દ્રશ્ય |
| ૧૫૭ | ૬ | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| ૧૫૭ | ૭ | અદસ્ય | અદ્રશ્ય |
| ૧૬૮ | ૧૭ | અજુન | અર્જુન |
| ૧૭૮ | ૧૬ | નોતિક | નૈતિક |
| ૧૮૪ | ૧૫ | સેપાનો | સોપાનો |
| ૧૯૦ | ૧૫ | ઊદાર્ય | ઐાદાર્ય |
| ૨૦૨ | ૧૭ | અદસ્ય | અદ્રશ્ય |
| ૨૦૪ | ૨૦ | કર્મો | કર્યો |
| ૨૦૬ | ૩ | વાર્ષિક | વાર્તિક |
| ૨૧૧ | ૧૭ | દશાવેલા | દર્શાવેલા |
| ૨૧૫ | ૨ | બહુથા | બહુધા |
| ૨૨૭ | ૮ | શોપ્ય | શોચ્ય |
| ૨૨૯ | ૧૭ | અર્ય | આર્ય |
| ૨૩૪ | ૧૮ | માયતા | માન્યતા |
| ૨૩૫ | ૧૪ | પેતાના | પોતાના |
| ૨૫૦ | ૧૦ | હૃયમાર્ગે | હૃયમાર્ગ |
| ૨૫૯ | ૨ | અધર્મથી | એ ધર્મથી |
| ૨૬૬ | ૧૬ | શકતા | શકાત |
| ૨૬૮ | ૧૩ | બહ્મનંદ | બ્રહ્માનંદ |
| ૨૬૯ | ૯ | અસ્ય | અલ્પ |